# કનીઝે ફાતમા.

સચિત્ર.



પોલિટિકલ ભોમીઓ

ઉપરથી

સુધારા-વધારા સાથે તૈયાર કરી

છપાવી પ્રગટ કર્તા,

પઠાણ નીઝામખાન નુરખાન

વકીલ.

અમદાવાદ



આવૃત્તિ બીજી પ્રત ૫૦૦



કીંમત ૨-૦-૦



# અર્પણ પત્રીકા.

## આફ્રીકા વાસી હિંદવાન ઇસ્લામી ભાઇઓ,

કે જેઓ "પોલીટીકલ ભોમીઓ" પેપરને ટકાવી નિભાવી રાખવા જીગરના જોશથી મદદ-ઉત્તેજન આપી અપાવી રહ્યા છે, અને ભવિષ્યના નિભાવના માટે તેવીજ હમદરદી દર્શાવી રહ્યા છે તેવા અમારા માનવંતા એજંટો અને ગ્રાહકોની અદના યાદગીરી જળવાઇ રહેવાની ઉમેદથી આ પુસ્તક તેવા સઘળા સાહેબોનેજ સવિનય, નેક દુવાના સાથ અર્પણ કરવા માં સાચુ અને મોટું માન સમજી તેમનેજ અર્પણ કરૂં છું.

અમદાવાદ
તા. ૧૩-૯-૧૮

આપ સર્વ સાહેબોનો વિશ્વાસુ ખાદેમ.

પ્રગટકર્તા




# શરુઆતના બે બોલ.

## ( પહેલી આવૃત્તિની પ્રસ્તાવના. )

મ્હારી અદના કલમથી લખાઇને અત્યાર સુધી બહાર પડેલી વાર્તાઓએ વાંચક વર્ગને સંતોષ આપેલો જોઇ આનંદની સાથે મારા ઉત્સાહમાં વધારો થયો છે અને તેજ ઉત્સાહના પ્રતાપે આજે હું યુ. પી. અને આઉધના પ્રખ્યાત ડેપ્યુટી કલેકટર જનાબ ખાનબહાદુર કાઝી અઝીઝુદ્દીન એહમદ સાહેબ એમ. એ. યુ. એમ. આર. એ. એસ. ની જગપ્રસિદ્ધ કનીઝે ફાતમા અથવા અરબાએ ઝમાના નામની ઉર્દુ વાર્તાનો ગુજરાતીમાં તરજુમો કરી પબ્લીક સનમુખ મુકવાને ભાગ્યશાળી થયો છું. મજકુર વાર્તાનો તરજુમો કરવા માટે મેં મારા મહેરબાન ખા. બા. કાઝી અઝીઝુદ્દીન એહમદ સાહેબની રજા માંગતા તેઓ સાહેબે મોહટી ખુશીની સાથે રજા આપી તે માટે હું આ તકે તેમનો ખાસ આભાર માનું છું. મજકુર કનીઝે ફાતમાએ ઉર્દુ પબ્લીકમાં એટલી બધી ચાહના મેળવી છે કે આજ સુધી તેની દસ બાર આવૃતીઓ હજારોની સંખ્યામાં છપાઇને બહાર પડી ચુકી છે અને વીલાયતના સીવીલ સર્વીસના ઉર્દુ કોર્સમાં પણ મંજુર થઇ છે. ઉર્દુ ભાષામાં કનીઝે ફાતમાએ જેવી ચાહના મેળવી છે તેવીજ ચાહના ગુજરાતીમાં પણ મેળવે એવી મારી અંતઃકરણની દોઆ છે. મેં તરજુમામાં ઉર્દુના પ્લોટને ફેરફાર કર્યા વિના અસલ પ્રમાણેજ કાયમ રાખ્યો છે. પરંતુ કેટલીક જગાએ ચોકસ

ઇસ્લ્હાર કર્યો છે તો પણ મેં લફ્ઝી તરજુમો કર્યો છે એમ કહે-વામાં આવે તો તે કોઇબી રીતે અયોગ્ય ગણાશે નહીં. તરજુમો કરવામાં ગુજરાતી ભાષાને ઉર્દુ આમેઝ લખવાની ખાસ કાળજી રાખી છે અને તે એટલાજ માટે કે સાધારણ ગુજરાતી જાણનાર ઇસ્લામી વાંચકને સંસ્કૃત શબ્દો સમજવાની અગવડ પડે નહીં.

મજકુર વાર્તા ગુજરાતના પ્રખ્યાત ઇસ્લામી પત્ર "પોલિટિ-કલ ભોમીઓ" માં લાંબા સમય સુધી પ્રગટ થતી રહી અને તેટલા અરસામાં ઇસ્લામી વાંચકવર્ગે તેની તરફ જે ચાહના બતાવી તેને પુસ્તકના આકારમાં પ્રગટ કરવાની માંગણી કરી તેથી મારા ઉત્સા-હમાં વધુને વધુ વધારો થયો અને તેનાજ પ્રતાપે આજે કનીઝે ફાતમા પુસ્તકના આકારમાં પ્રગટ થઇ વાંચક વર્ગના હાથમાં આવવા પામી છે.

× × × × ×

છેવટમાં જો હું મારા મહેરબાન અને "પોલિટિકલ ભોમીઓ" પત્રના અધીપતિ મી. નુરખાં અમીરખાં વકીલ તથા મેનેજર મી. નિઝામખાં નુરખાં વકીલનો મારા પ્રત્યેની મહેરબાનીઓનો આભાર નહીં માનું તો મારા આ શરૂઆતના બે બોલ ! (જો બે નહીં પરસો નહીં પણ લગભગ બે હજાર થઇ ગયા છે.) અધુરાજ ગણાશે કેમકે જો તેઓની મહેર નજર ન હોત તો કનીઝે ફાતમા "પોલિટિકલ ભોમીઓ" ના પાનાઓમાંજ જળવાઇ રહેવા પામત. વસ્સલામ



# બીજી આવૃતિની પ્રસ્તાવના.



સીતાપુરના રહીસ ખાનબહાદુર અઝીઝુદ્દીન અહેમદ સાહેબની કસાયલી કલમથી લખાયલું "કનીઝે ફાતમા" નામનું પુસ્તક ઇ. સ. ૧૯૧૦ ની સાલમાં અમે બ્હાર પાડ્યું હતું. વાર્તાનું રસીક વર્ણન અને મૂળ લેખકની ખ્યાતીને લીધે સઘળી નકલો ચપોચપ ઉપડી જતાં અમારા માનવંતા ગ્રાહકોની ઉપરાસાપરી માગણીને માન આપી બીજી આવૃતિ કાઢવાની અમને ફરજ પડી છે, પુસ્તકને વધુ આકર્ષક બનાવવા માટે પ્રખ્યાત ચિત્રકારને હાથે ચિત્રાએલાં કેટલાક સુંદર ચિત્રો તેમાં દાખલ કરવામાં આવ્યાં છે. જે પ્રકરણમાં આ લખાયલાં વર્ણનનો ખરો ભાસ આપે છે. સાંપ્રત યુદ્ધના કારણે ઉપસ્થીત થએલી અનેક પ્રકારની મોંઘવારીના સંકટો અસ્તિત્વમાં હોવા છતાં અમારાં પ્રિય વાંચકોને સંતોષ આપવા માટેજ અમને ઉપલું ખર્ચ માથે ઉઠાવવાની ફરજ પડીછે. ગ્લેઝ કાગળ અને આટલું ખર્ચ કરતા છતાં મુળ કિમતમાં બાર આના જેટલો વધારો કરવામાં આવ્યો છે. એટલે પહેલાં સદરહુ પુસ્તકની કિમત રૂ. ૧-૪-૦ હતી તે હાલમાં વધારીને સચિત્ર પુસ્તકની કિમત રૂ. ૨-૦-૦ કરવામાં આવી છે, હરેક હરેક વસ્તુની મોંઘવારીને લીધે કિમતમાં અમને જે વધારો કરવો પડ્યો છે, તે ભાગ્યેજ વધુ ગણાશે. છેવટે અમારા વાચક વર્ગની ઉદારતા ઉપર વિશ્વાસ રાખી તેમના કોમળ કર કમળમાં આ પુસ્તકને સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. પ્રગટકર્તા.

# મેહબુબે કુરેશ.

હઝરત ઉસમાન રદી૦ ના સમયની એક તવારીખી મઝહબી વાર્તા છે. આ વાર્તાનું વર્ણન નિહાયત દીલચસ્પ છે. શરૂ કર્યા પછી પુરી વાંચી જવા વિના ચેન નહીં પડે. કીંમત દોઢ રૂપીઓ.

મેનેજર- પોલિટિકલ ભોમીઓ.

લાલ દરવાજા—અમદાવાદ.

# એક અગત્યનો ખુલાસો.



"કનીઝેફાતમા" નામનું ગુજરાતી પુસ્તક અમારા તરફથી સને ૧૯૧૦ની સાલમાં પ્રથમ પહેલુંજ પ્રગટ કરવામાં આવેલું છે. અને કાયદા મુજબ સઘળા હકો પ્રગટકર્ત્તાએજ પોતાને સ્વાધિન રાખેલા છે જેનો દાખલો સરકારી દફતરમાં નિયમસર નોંધાએલો છે, તેમજ કાયદાસર તેવી નોંધ પહેલી આવૃતીના ટાઇટલ પેજ ઉપર પણ લખાએલી છે. જેની એક હજાર કોપીઓ છપાવી હતી તે તાબડતોબ ખપી ગઇ એવી તે લોકપ્રીય થઇ પડી અને ચોપડીઓની માગણીઓ ઉપરા ઉપરી ચાલુજ રહી હતી કે જે વખતે અમો કોઇ અણધારી એવી મુશ્કેલીમાં આવી પડયા હતા કે જે કારણથી અમારે પ્રેસ–પેપર માસીક એ સઘળાં અનિયમિત મુદત સુધી બંધ રાખવા પડયાં અને અમોને પોતાના વતનમાં જવાની અને ત્યાં તેવી અનિયમિત મુદત સુધી રહેવાની ફરજ પડી. આ કારણથી ગ્રાહકોની ઉપરા ઉપરી માગણીઓ છતાં અને કોપીરાઇટનો હક અમારો પોતાનોજ હોવા છતાં અમારો કેટલીક મુશ્કેલીઓને લીધે બીજી આવૃતિ વહેલાસર બહાર પાડી શકયા નહિ.

અમારે પોતાના પ્રેસ–પેપર વિગેરે અચોક્સ મુદત સુધી જે કારણથી બંધ કરવાં પડયાં હતાં તે કારણ તેજ અરસામાં "પોલીટીકલ ભોમીઓ" પેપરમાં પ્રગટ કરેલાં છે અને તે વાત અમારો વાંચકવર્ગ તેમજ ઘણાઓ સારી પેઠે જાણેછે. અમારે લગભગ ત્રણવર્ષ સુધી પ્રેસ તથા પેપરને જોકે બંધ રાખવાં પડયાં પર તુખુદાની મહેરબાની

અને અમારા પીરો મુરશદની તથા સાચા શુભેચ્છકોની નેક દુવાના: તુફેલથી પાછા અમદાવાદ શહેરમાંજ તેના તેજ નામથી પ્રેસ-પેપર અને માસીક ચાલુ કરવાને ભાગ્યશાળી થયા છીએ. તે સંબંધીની સામાન્ય પ્રસ્તાવના " પોલીટીકલ ભોમીઆ " ના પુસ્તક ૯ અંક ૧ લા સને ૧૯૨૭ ના અંકમાં પ્રગટ કરેલ છે કે જે હકીકત અમારો માનવંતો વાંચક વર્ગ અને બીજાઓ સારી પેઠે જાણે છે.

અમો પોતાના વતનમાં જવાથી અને ત્યાં અનિયમિત મુદત સુધીની રોકાણ થવાની વાત જેમ સહુ કોઇના જાણવામાંજ હતી તેમ અમારા હાથનીચે તેમજ ઉધડ-ઉચકથી કામ કરનારા સઘળાઓ તો સારી પેઠે જાણતાજ હોવા જોઇએ.

અમારા પ્રેસ તથા પેપરને લગતાં કામ કરનારામાં જુદી જુદી ભાષાનાં પુસ્તકો પેપરોનો તરજુમો કરનારા પણ હતા. જેઓ પોતાના મહેનતાણાના માટે પુરતો બદલો લઇનેજ અમારી સેવા-નોકરી બજાવનારા હતા તેઓ બધા તો અમારી તે વખતની ગેરહાજરીના વાતથી વધુ વાકેફ હોવાજ જોઇએ અને વધુ વાકેફ હતાજ. તેવાં કામો કરનારા પૈકી એક અમદાવાદના વતની મિ. નિઝામુદીન એ. કુરેશી પણ હતા કે જેઓ ઉર્દુમાંથી ગુજરાતી અથવાતો ગુજરાતીમાંથી ઉર્દુમાં તરજુમા કરવાનુંજ અમારૂં કામ કરનારા એક હતા, કે જે કામના મહેનતાણા બદલ અમો તેઓને પુરતો બદલો આપતા હતા અને તેણે પોતે કરેલા દરેક કામનો તેવો પુરતો બદલો અમારી પાસેથી લીધો છે. મી. નિઝામુદીન એ-કુરેશીએ ઉર્દુમાંથી ગુજરાતીમાં જેટલાં પુસ્તકોના તરજુમા કરી આપેલ છે અને અમારા તરફથી પુસ્તક તરીકે પ્રગટ કરવામાં આવેલ છે તેમા તેઓનું

નામ કાયદા પ્રમાણે અનુવાદક તરીકે જે આવવું જોઇએ તેવો કાયદાનો હેતુપાર પાડવા ખાતરજ અનુવાદક તરીકે તેનું નામ લખેલ. છે નહી કે તેવા પુસ્તકના માલેક કે પ્રગટ કરતા તરીકે સઘળા હક સ્વાધીન રાખનારા તરીકે તેનું નામ પુસ્તક ઉપર લખેલ છે. મિ. નિઝામુદ્દિન એ. કુરેશી અમારી તે વખતની મુશકેલી ભરી હાલતથી પુરતા વાકેફ હતા, તેવી અમારી હાલતનો, લાભ લઇને તેમંજ અમારા વિશ્વાસ તથા કાયદા પ્રમાણે કોપીરાઇટના હકનો ભંગ કરીને અમોએ પ્રગટ કરેલાં ચાર પુસ્તકો તેણે પોતાના નામથી અને બાજી આવૃતિ તરીકે પ્રગટ કર્યાં છે. તેણે તે મુજબ અમારા ચાર પુસ્તકોના કોપીરાઇટના હકનો ભંગ જે કરેલો છે તેમાં આ એક "કનીઝે ફાતમા" ની ચોપડી પણ આવી જાય છે. મી. નિઝામુદીને તેવી વર્તણુક જે ચલાવી છે તેના સંબંધે ખુદાને મંજુર હોય અને જે કાંઇ બને તેના માટે આ જગાએ જે આટલો અલ્પ ઇસારો લખવો પડેલો છે તે જો કે કાયદાસર હકનો સવાલ છે છતાં તેનો કમનશીબ પ્રસંગ જે આવ્યો તેનો દોષ વગર સમજે કોઇ અમારા ઉપર જો મુકે તો તેવી તેમની સમજના માટે અમો દીલગીર છીએ. તેના સંબંધમાં અત્યારે તો તેને લગતો આટલોજ અલ્પ ઇસારો બસ છે કે અમારા કાયદાસરના હકનો તથા કાયદાનો ખુલ્લો ભંગ કરીને જેણે ગેરવ્યાજબી લાભ લીધો હોય તેજ તેવા ઠપકાને પાત્ર ગણાય! કે જેણે તેવાં ગેરવ્યાજબી કૃત્યોનો ભોગ થઇ પડવાથી મોટું નુકશાન સહન કર્યું હોય તેને ખરો ઠપકાને પાત્ર ગણવો જોઇએ? ઇનસાફ અને નિતીના નિયમો તેના માટે શું કહેવાના?

અમોએ નીચે લખ્યા મુજબ અસલ ઉર્દુમાં લખાએલી ચાર કિતાબોના ગુજરાતીમાં તરજુમા મિ. નિઝામુદ્દિન. એ. કુરેશીના પાસે કરાવેલા છે.

(૧) કનીઝે શાતમા અથવા અરબાબે ઝમાના.

(૨) ગવહરજાન અથવા અલબેલી નાર.

(૩) જહાંકદર—(એક ઇસ્લામી વાર્તા)

(૪) સલીમ અને મેહરૂન્નીસા.

ઉપર લખેલી ચારે ચોપડીઓ ગુજરાતીમાં અમારા પોતાનાજ ધી અમરસિંહજી પ્રી. પ્રેસમાં અમોએ છાપેલી છે અને "પ્રગટ કર્તા પઠાણ નિઝામખાન નુરખાન વકીલ" છે કે જે નામ અમારૂ પોતાનુંજ છે. આ ચારે પુસ્તકોના માટે કોપીરાઇટના કાયદા પ્રમાણે સઘળો હક અમોએ પોતેજ "પ્રગટ કર્તા" તરીકે સરકારમાં રજીસ્ટર કરાવ્યો છે અને તેવી નોંધ કાયદા મુજબ દરેક પુસ્તકના ટાઇટલપેજ ઉપર લખેલ પણ છે.

ઉપર જણાવી ગયા છીએ કે મી. નિઝામુદ્દિન એ. કુરેશીએ અમારા હકનો તથા કોપીરાઇટના કાયદાનો જે ભંગ કર્યાનું કહીએ છીએ તે ઉપર લખ્યાં ચાર પુસ્તકો છે કે જે પુસ્તકો તેમણે ચાલુ કરેલા છાપખાનામાં છાપી પોતાનાજનામથી (લેખક અનેપ્રગટ કરનારા) તરીકે બીજી આવૃતીઓ બહાર પાડેલ છે અને અમોને જાણી જોઇને ઇરાદાપૂર્વક મોટા નુકશાનમાં ઉતાર્યા છે.

ઉપર લખેલી ચાર ચોપડીઓ પૈકી કનીઝેહયાતમાં અથવા અરબાબે ઝમાના અમારી પાસે લાંબી મુદત થયાં ખલાસ થઇ ગઇ હોવાથી અને પ્રગટ કરવાનો કાયદાસર હક અમારો પોતાનોજ હોવાથી તેની બીજી આવૃત્તિ અમોએ પોતેજ અમારા પોતાના છાપખાનામાં છાપીને અને કાયદા પ્રમાણે કોપીરાઇટનો હક અમારા પોતાનેજ સ્વાધીન રાખીને તેની બીજી આવૃત્તિ પ્રગટ કરી છે.

પ્રગટ કર્તા.






# કુદરતની કારીગીરી

વહેલો તે પહેલો

ખાસ વાંચવા લાયક પુ-
સ્તક છે. આવાં પુસ્તકો
ગુજરાતી સાહિત્યમાં
અગ્રપદ ભોગવે છે.

કીંમત દોઢ રૂપીઓ.

લખોઃ—

મેનેજર. પોલિટિકલ ભોમીઓ.

લાલદરવાજા—અમદાવાદ



# અનુક્રમણીકા.

# કનીઝે ફાતમા

અથવા

# અરબાબે ઝમાના.

## ખ્વાજા બકાઉલ્લાખાન બહાદુર.



અંગ્રેજી અમલની શરૂઆત પછી ફયઝાબાદ શહેરની જાહોજલાલીમાં દિન પ્રતિદિન ચઢતી થઇ રહી હતી. તે સમયે દગલાવાળી પલટણના માજી રીસાલદાર ખ્વાજા બકાઉલ્લાખાન બહાદુરે પેનશન લીધા બાદ ફયઝાબાદમાંજ પોતાનું રહેઠાણ રાખ્યું હતું. ખ્વાજા સાહેબ અસલથીજ સાદા અને શાંત સ્વભાવના હોવાથી જાહેરમાં આવવાને બીલકુલ પસંદ ન કરતાં એકાંત જીંદગી ગુજારી રહ્યા હતા. અને તેથી કેટલાક અણસમજુ શહેરીઓ તેઓને અભિમાની તરીકે સમજતા હતા. પણ દર અસલ જોતાં ખ્વાજા સાહેબ તેવા નહોતા. તેઓ મુળ ઇરાનમાં આવેલા ઇસફહાન શહેરના રહેવાશી હતા પણ લાંબી મુદતથી ફયઝાબાદમાં રહેતા હોવાથી હવે તેઓ ત્યાંનાજ વતની તરીકે ગણાતા હતા.

સરકાર દરબારમાં ખ્વાજા સાહેબનો જે દરજ્જો હતો તે કોઇથી છાનું રહી શકયું નહોતું. મોટા મોટા અમીરો તેમના દરજ્જાને

જોઇ મનમાંજ તે દરજ્જો પ્રાપ્ત કરવાની બાજીઓ રચતા હતા, પણ ખ્વાજા સાહેબની નેકદીલી અને સફાઇના સબબે તેઓના દરજ્જા સુધી પહોંચી શક્યા નહોતા. વળી ફરઝાબાદના નવાબ સાહેબ પણ રાજ્યકાજના મુશકેલ સવાલોમાં ખ્વાજા સાહેબને બોલાવી સલાહ લેતા, અને તેમની સલાહનેજ માન્ય રાખી તેઓને એક વડીલની પેઠે માનતા હતા. તેઓ દિલના પણ બહુજ દુલા અને ગરીબોની વ્હારે ચઢનારા હતા. અત્યાર સુધી રીકાબગંજમાં તેઓની બંધાવેલી આલીશાન મસ્જીદો, ધર્મશાળાઓ અને મહેલો મોજુદ છે. જે પોતાના બંધાવનારની ઉદારતાની ગવાહી આપી રહી છે. ખ્વાજા સાહેબે હીંદુસ્તાની અમીરોના રીત રીવાજોથી તદન ઉલટી રીતે ચાલીસ વરસની વયે પોતાનાં લગ્ન કીધાં હતાં. લગ્નના ત્રણ વરસ પછી તેઓ એક પુત્રીના પીતા થયા હતા. તે પુત્રીનું નામ તેઓએ **કનીઝે** ફાતમા રાખ્યું હતું. જેણી આપણી વાર્તાના મુખ્ય નાયીકા છે. ખ્વાજા સાહેબ બહાદુરમાં જ્યાં અનેક ઉત્તમ ગુણો હતા ત્યાં મીત્રોને સહાય કરવાનો, તેઓના દુઃખમાં હીસ્સો લેવાનો સૌથી ઉત્તમ ગુણ હતો. તેઓ પોતાના તન, મન અને ધનના ભોગે પણ મિત્રની સહાય કરવામાં લગારે પાછી પાની કરતા નહોતા. પરંતુ તેઓના મિત્રોની સંખ્યા બહુજ થોડી એટલે આંગળીના ટેરવા ઉપર ગણી શકાય તેટલી હતી. છતાં પણ તેઓ પોતાના નાહાની સંખ્યાના મિત્રોની ખાતરદારીમાં લગારે કચાશ રાખતા નહોતા. તેઓના મિત્ર મંડળમાં બીજા અમીરોની પેઠે નાચરંગ કે મજાક મશ્કરી કે ઠઠ્ઠા થતું નહોતું. પરંતુ દર વખતે માત્ર મિત્રતા અથવા દોસ્તી તથા તેના લાભો અને તેની સંભાળ ઉપર વિવેચન થતું હતું. કોઇ કોઇ વખતે શેરશાયરીની ચર્ચા થતી પણ

તેમાં ઇશ્કીયા શેરોનું વર્ણન બહુજ ઓછું થતું હરવખત કુદરતી સીન સીનેરી અથવા દોસ્તી અગર એવાજ બીજા વિષયોના શેરોને વધારે પસંદ કરવામાં આવતા હતા. ખ્વાજા સાહેબ જ્યારે પોતાના ખરા મિત્રો અને સાચા સ્નેહીઓ વિષે કાંઇ વિવેચન કરતા તો પ્રથમ તેઓ પોતાના બે મિત્રોને મિત્રતાના દરજ્જામાં પહેલી પંક્તીએ મુકતા. તે બંને મિત્રોમાં એક તો બારાબંકી જીલ્લાના રહેમાનપુર ગામના તાલુકદાર ચોધરી ગુલામકાદરખાન અને બીજા ઉનાવ જીલ્લાના સફીપુર ગામના ઘોડાના સોદાગર મુનશી હુસેન એહમદ હતા. ખ્વાજા સાહેબના બીજા મિત્રોએ ઉપલા બંને ગૃહસ્થોને જોયા નહોતા. તથાપી દર વખતે ખ્વાજા સાહેબના મુખથી ઉપલા બંને મિત્રોની ભારે પ્રસંશા સાંભળી હતી. કોઇ દિવસ મિત્રતાના વાદવિવાદમાં ખ્વાજા સાહેબ પોતાના ઉપલા બન્ને મિત્રોને દાખલા તરીકે પેશ કરી તેમને બહુજ યાદ કરતા. આ ઉપરથી તેઓ પોતાના ઉપલા બંને મિત્રોને માત્ર મિત્ર સમજી બીજાઓની સાથે ઉપર ટપકેની મિત્રતા રાખતા હતા એમ સમજવું નહી પરંતુ તેઓ પોતાના દરેક મળતીઆ સાથે ઘણીજ મોહોબ્બત અને હેતથી મળી તેઓના દુઃખ દરદમાં હીસ્સો લેતા હતા. અને ઉપલા બંને મિત્રોને ખાસ મિત્રના શબ્દથી સંબોધી બીજા બધા મળતીઆઓને આશના એટલે ઓળખીતાના નામથી બોલાવતા હતા.

એક દીવસે ઉનાળાની મોસમમાં ચાંદની રાતે ખ્વાજા સાહેબ પોતાની અગાશી ઉપર બેઠા હતા અને તેમની આસપાસ જો તેમનાજ શબ્દોમાં કહીએ તો કેટલાક ઓળખીતાઓનો જમાવ થયો હતો. પ્રથમ તો આમતેમની વાતો ચાલી, અને પછી મજકુર ઓળખીતાઓમાંના એક હાતમઅલીખાન બોલ્યા.



"ખ્વાજા સાહેબ ! આજે લાંબી મુદતથી નવાબ મીરઝાં કેમ દેખાતા નથી ? પહેલાં તો આપની સાથે બહુજ ગાઢી મિત્રતા હતી !"

"નતો પહેલાં મિત્રતા હતી અને નતો હાલ કાંઇ દુશ્મની છે." ખ્વાજા સાહેબે કહ્યું. "તેઓ પણ સઘળા મળતીઆઓનાં પેઠે એક ઓળખીતા છે. જ્યારે ફુરસદ મળે છે ત્યારે પધારે છે. હમણાં ફુરસદ નહિ હોય તો પધારતા હશે."

"તો શું મિત્રતા અને ઓળખાણમાં કાંઇ ભિન્નતા છે ?" હુસેન મિરઝાં નામના ઓળખીતાએ સવાલ કર્યો.

"બેશક" ખ્વાજા સાહેબે જવાબ આપ્યો,—"બહુ મોહોટો ! જગતમાં જો કદાચ કોઇ વસ્તુ મળી શકતી નથી તો તે માત્ર એક મિત્રતાજ છે. ખુદાનું મળવું ઘણુંજ સહેલું છે પણ સાચા મિત્રનું મળવું મુશકેલ છે. દુનીયામાં ઓળખીતાઓની લગારે ખોટ નથી પરંતુ મિત્ર તો બહુજ ઓછા છે."

"તો શું મિત્ર તેને કહેવો જોઇએ કે જે જાહેર અને બાતે-નમાં પોતાના મિત્ર પ્રત્યે એક સરખી લાગણી ધરાવતો હોય ?" મિત્રતા વિષે ખુલાસો માંગતા હાતમ અલીખાન બોલ્યા.

"ભાઇ ! મિત્રની વ્યાખ્યા કાંઇ બેચાર શબ્દોમાં આવીને અટ-કતી નથી. પરંતુ ટુંકમાં એટલુંજ કે એક મિત્ર, એક અતી ઉત્તમ અને ચમત્કારીક વસ્તુ છે અને મિત્રતા એક બહુ મોહોટી ખુદાઇ બક્ષીસ છે. ખુદા જેને નશીબ કરે તેના તો અહોજ ભાગ્ય ! સાચો મિત્ર સગા ભાઇથી વધારે છે. અત્યારે આ વાત નીકળતાં મિત્રતા સંબંધી એક વાર્તા યાદ આવી છે. જો તમો સઘળા સાહેબોને કાંઇ હરકત ન હોય તો સંભળાવું." ખ્વાજા સાહેબે કહ્યું.

"ઘણીજ ખુશીની સાથે" સઘળા હાજર રહેલાએ એકી અવાજે બોલ્યા.

"ત્યારે સાંભળો" ખ્વાજા સાહેબે વાર્તા શરૂ કરતાં કહ્યું—અકબરાબાદ શહેરમાં અબદુલ જબ્બારખાન નામના મારા એક ઓળખીતા રહેતા હતા. ખુદા તેઓને જન્નત નસીબ કરે બીચારા બહુજ ભોળા અને સાદા માણુસ હતા. આપ સાહેબો જાણતા હશો કે અકબરાબાદી પઠાંણુ કેવા ઉજ્જડ હોય છે તેવાજ તેઓ પણુ હતા. ભણેલા ગણેલા તો કાંઇ હતા નહિ પરંતુ બહાદુરીમાં પૂરા હતા. પ્રથમ તેઓ ઉદેપુરના રાણા સાહેબને ત્યાં દફેદાર હતા પરંતુ ફરી વૃદ્ધાવસ્થાના સબબે પેનશન લઇને પોતાના વતનમાં આવી બાકીની જીંદગી ગુજારી રહ્યા હતા. તેઓને સંતાનમાં માત્ર એકજ દીકરો હતો. જે લગાર ભટકેલ અને રખડપટીમાં પડેલો હોવાથી બાપની કાંઇ પણુ શીખાંમણુ માનતો નહોતો. તેનું નામ તો કાંઇક બીજું હતું પરંતુ સર્વે કોઇ લાડ પ્યારમાં નથ્થુ નથ્થુ કહીને પોકારતા હતા. તે રખડપટ્ટીમાં એટલો બધો પડેલો હતો કે આખો આખો દીવસ અને કોઇ કોઇ વખતે તો આખી આખી રાત ઘેરથી બહાર રહેતો હતો. તેથી એક દીવસે ખાનસાહેબે અકળાઇને લગાર ગુસ્સે થતાં પોતાના દીકરાને કહ્યું.

"કેમ નથ્થુ ! મારી વૃદ્ધા અવસ્થામાં પણુ તું મને સુખે નહિ બેસવા દઇશ કે ? હું આખો દીવસ એકલો પડી રહું છું અને કોણુ જાણે તું ક્યાં સેલસપાટા કરે છે. આખર આ છે શું ? આમ આખા દીવસનો અને રાતનો ક્યાં ભોગ આપે છે ?"

"શું કહું અબ્બા !" નથ્થુ બોલ્યો—"દોસ્તોથી લગારે ફુરસદ

મળતી નથી. જુઓને હમણાંજ મીર અલીનકીને ત્યાં મુશાએરો હતો ત્યાંથી ચાલ્યો આવું છું.”

“દીકરા !” ખાનસાહેબ બોલ્યા—“હુંતો ઘરડો થઇ ગયો અને આખી જીંદગી ગુજારી દીધી, છતાં અત્યાર સુધી તો મને એકે મિત્ર ન મળ્યો અને તને મિત્રોની સંગતથી લગારે ફુરસદ મળતી નથી એ બહુજ અજબ થવા જેવું છે. ભલા મને તો બતાવ કે તારા કયા કયા મિત્રો છે ?”

“અબ્બા ! આજકાલ મિત્રોની શી ખોટ છે ! જો માણુસને મિત્ર મંડળમાં બેસતાં આવડતું હોય તો પછી આખી દુનિયા મિત્ર થઇ શકે છે. મને તો અત્યાર સુધી ખુદાના ફઝલથી એવા એવા લાયક અને કાબેલ મિત્રોની મિત્રતા પ્રાપ્ત થઇ છે કે હું તેમની લગારે પ્રસંશા કરી શકતો નથી. વલ્લાહ! તેઓનું જાહેર બાતેન એક છે. શેરો સખુનમાં પ્રવીણુ, વિવેક નિતીમાં ભરપુર, વાતચીતમાં દીલેર, સ્નેહના રાજા અને વફાદારીના તો શાહેનશાહ છે. હું તેમની લગારે પ્રસંશા કરી શકતો નથી. વળી તેઓને મારા વિના લગારે ચાલતું નથી અને મને તેઓ વિના એક ઘડી પણુ ગમતું નથી.” પોતાના મિત્રોની વડાઇના બાંકા ફુંકતાં નય્યુએ કહ્યું.

“ઓહો ! આવા સાચા સ્નેહીઓની સોબત હોવાથીજ તું પોતાના ઘરડા બાપને એકલો મુકીને ચાલ્યો જાય છે. પણુ હાં ! લગાર તારા સાચા સ્નેહીઓના નામ ઠામ તો બતાવ કે ઘરડો બાપ સાંભળીને ખુશી થાય” ખાન સાહેબે ટકોર કરતાં પુછ્યું.

“સાંભળો ! ડીપ્ટી શૌકતહુસેન સાહેબના સાહેબઝાદા મીર-અલી નકીખાન સાહેબ નાઝ, મારા એવા તો જાંનીસાર અને

ખરા દોસ્ત છે કે અબ્બા હું નથી ધારતો કે આવા માણસો બીજે ક્યાંયે જન્મતા હોય ! મેં તેઓની અથાગ પ્રીતી જોઇને તેમને સાચા સ્નેહીનો ખેતાબ આપ્યો છે." નથ્થુએ ઉત્સાહથી કહ્યું.

"એમ કે ! પણ સાચા સ્નેહીના બદલામાં કાં કોઇ દવલાનો ખેતાબ ન આપ્યો ? હાં ફરી......"

"આપ તો અબ્બા રમુજ કરો છો !"

"નહિ દીકરા એતો લગાર અમસ્થા. તું તારે કહે જાને"

"મારા બીજા સ્નેહી મુનસફ સાહેબના શીરસ્તેદાર મુનશી કુન્દનલાલ સાહેબ વફા, મારાથી એટલી બધી મોહોબ્બત કરે છે કે જો કદાચ કાંઇ કામસર મને જતાં વાર થાય છે તો તેઓ બોલાવા માટે માણસો ઉપર માણસો મોકલે છે. એ સિવાય મીરઝા આઝમ બેગ સાહેબ ખુશ્ક, જેઓ તે દીવસે મારી સાથે આવ્યા હતા. એ સિવાય મારા એક બે મિત્રો હોય તો ગણાવી શકું. મારા તો અસંખ્ય મિત્રો છે. પણ ભલા અબ્બા ! આપના પણ મિત્રો છે કે ?"

"હા ! મારા પણ એક મીરઝા સાહેબ મીત્ર છે. ઘણા દીવસથી જોયાએ નથી, કોણ જાણે મરી ગયા કે જીવતા છે ! પરંતુ મારો મિત્ર તારા મિત્રો જેવો નથી તે તો એવો મિત્ર છે કે જેને મિત્ર કહેવો જોઇએ."

"અબ્બા ! મારા મિત્રોને પણ આપ એવા તેવા સમજતા નહિ જ્યારે મરજી પડે ત્યારે અજમાવી લ્યો. ફરી જુઓ કે અજમાયશની કસોટી ઉપર મારા મિત્રો સાચા ઠરે છે કે આપના ! જ્યારે આપ આપના મિત્ર વિષે એટલું પણ જાણતા નથી કે તેઓ મરી

ગયા કે જીવતા છે તો ફરી શા આધારે તેઓના સાચા મિત્ર હોવાનો દાવો કરો છો!"

આટલી વાતચીત થવા પછી બંને બાપ દીકરા, મીત્રોની અજમાયશ કરવા અર્થે નીકળ્યા. અબ્દુલ જબ્બારખાન જો કે વૃદ્ધ અવસ્થાના સબબે ઘણીજ વેદનાથી હરી ફરી શકતા હતા તો પણ પોતાના ભટકેલ અને વંઠેલ છોકરાને દુનીયાઇ દોસ્તોનો દોર દેખાડવા માટે લઇ ચાલ્યા. મીયાં નથ્થુ પોતાના જાહેરી મિત્રોની મિત્રતાના નિશામાં ચુર અને તેઓની દોસ્તીમાં મગરૂર હોવાથી મોહટા ઉમંગની સાથે પહેલાં ડીપ્ટી શોકત હુસેનને ત્યાં બાપને લઇ ગયો અને દરવાજા ઉપરના દરવાનને પુછયું.

"મીર અલીનકી સાહેબ છે કે?"

"કોને પુછો છો? છોટે મીયાંને?"

"હા! લગાર અંદર જઇને ખબર આપો કે તમારો મિત્ર નથ્થુ એક જરૂરી કામસર આપથી મળવા આવ્યો છે."

"બહુ સારૂં."

થોડીવારમાં મીર અલીનકી આવ્યા. અને નથ્થુને જોઇ કહેવા લાગ્યા. "કેમ ભાઇ. તમે આ વખતે કયાંથી? અને આ ડોકરો તમારી સાથે કોણ છે?"

"આ મારા અબ્બાજાન છે. અત્યારે આપની પાસે એક અગત્યના કામ બાબત આવવાની જરૂરત પડી છે આશા છે કે આપ મને નિરાશ નહિ કરો. હું એક માણસનો દેવાદાર છું. ત્રણ મહીનાના વાયદાથી મેં તેની પાસેથી રૂપીઆ લીધા હતા. આજે

ત્રણ મહીના પુરા થઇ ગયા છે. જો કદાચ તેને રૂપીઆ આપવામાં નહિ આવે તો તે મને જીવતો છોડનારજ નથી. માટે આપ મેહરબાની કરીને બસ્સો રૂપીઆ માત્ર પાંચ દીવસના વાયદાથી આપો તો જાણે આપે મને જીવતદાન આપ્યું એમજ સમજીશ. આ વખત બહુજ બારીક છે અને મારી ઇઝત ઉપર વાત આવી છે માટે મારૂં આટલું કામ કરી આપો." નથ્થુએ મોહટા ઉત્સાહથી સવાલ કર્યો.

"વાહ મીયાં નથ્થુ ? તમે તો ખુબ કરી ? જ્યારે તમે ત્રણ માસમાં રૂપીઆ આપી શકયા નહિ તો ફરી પાંચ દીવસમાં મને કયાંથી લાવી આપશો ? ભાઇ હું આવા ગરબડ ઘોટાળામાં પડતો નથી. તંમે જાણો ને તમારો લહેણદાર જાણે. જો કદાચ મારા અબ્બા તમારા જેવાથી વાતો કરતાં જોઇ લે તો નકામી પંચાતમાં પડવું પડે અને તેઓ ગુસ્સામાં કહે કે આવા દેવાદાર અને રખડેલા માણુસથી કેમ મળે છે તો ફરી હું શો જવાબ આપું ? માટે અત્યારે તો રજા લઉં છું પણ ભાઇ નથ્થુ ! તું અત્યારે નારાજ ના થતો. હમણાં મારે બહાર જવું છે નહિ તો હું ડ્રાઇંગ રૂમમાં લઇ જતે !" આટલું કહી અલીનકીખાન ચાલતા થયા. આ જોઇ ખાનસાહેબે નથ્થુને કહ્યું.

"જોયું દીકરા ! જેના બાપ તને રખડેલ સમજે છે તેજ મિત્ર ઉપર તું ગર્વ કરી રહ્યો હતો ? અફસોસ ! જો નથ્થુ ! ખુદાનું મળવું મુશ્કેલ નથી પરંતુ સાચા સ્નેહીનું મળવું બહુજ મુશ્કેલ છે."

"નહિ અબ્બા ! અલીનકીખાન એવા માણુસ નથી પણ કોણુ જોણે શા સબબે તેઓએ અત્યારે એવો જવાબ આપ્યો ! જા-

ણ્યામાં તેઓ કોઇની શીખ ઉપર ચડી જઇને આવું બોલ્યા હશે. ચાલો હું તમને હવે મુનશી કુંન્દનલાલને ત્યાં લઇ ચાલું, તેઓ તો મારા ખરા સ્નેહી છે."

નથ્થુ મીર અલીનકીને ત્યાં જવા પહેલાં જેવી હીમ્મત ધરાવતો હતો તેવી હીમ્મત અત્યારે કુન્દનલાલને ત્યાં જતી વખતે નહોતી. તે ચાલતાં ચાલતાં પોતાના મનમાં કહેતો હતો કે "જ્યારે અલીનકી જેવા સાચા સ્નેહીએ આવો ઉડાવનારો જવાબ આપ્યો તો ફરી બીજા કોઇની તો આશા રાખવી તે હવામાં કીલ્લા બાંધવા સમાનજ છે. પણ નહિ! મુનશી કુન્દનલાલ તો એવા માણુસ નથી." નથ્થુ પોતાના વિચારોમાંજ હતો કે એટલામાં મુનશી કુન્દનલાલનું ઘર આવી પહોંચ્યું. ભોગજોગે તેઓ ઓટલા ઉપરજ ઉભેલા હોવાથી પ્રથમ તો સલામ અલેક થઇ. અને તે પછી અલીનકીની પેઠે નથ્થુએ બસો રૂપીઆની માગણી કરી એટલે કુન્દનલાલે જરા હસતા મુખે ઉડાવતાં જવાબ આપ્યો.

"વાહ મીયાં નથ્થુ! તમે પણ ખુબ છો હો! જ્યારે બસ્સો રૂપીઆ ઉધાર લઇને પાછા આપવાની પોતાની શક્તિ નહોતી તો ધરી લીધા શા માટે? ભાઇ જુઓ! ખોટું માનવાની વાત નથી. બસ્સો રૂપીઆની તો વીશાદજ શી છે. બે હજાર હોત તોએ હું અબ ઘડી આપી દેત. પણ એક મહાત્માએ કહેલું છે કે "અલકરઝો મિકરાઝુલ મોહોબ્બત" એટલે દેવું મિત્રતાને કાપનાર કાતર છે, તેથી તમને રૂપીઆ આપતાં અચકાઉ છું. કેમકે મને તો રૂપીઆ કરતાં તમારી મિત્રતા બહુજ વ્હાલી છે, તેથી દીલગીર છું કે રૂપીઆ આપીને મિત્રતાને સલામ કરવા ચાહતો નથી; માટે ખોટું માનતા નહિ."

"મુનશીજી ! મને આપની પાસેથી આવો જવાબ સાંભળવાની આશા નહોતી. ખુદાની ખાતર આમતો ન કરો" નથ્થુએ નિરાશાના દરીયામાં ગોથાં ખાતાં કહ્યું.

"અરે એમાં તે શાની આશા ! છટ આ વાતજ શી છે. પણ હા એતો કહો કે આજકાલ કોઇ નવો શેર લખ્યો છે કે !"

"જીહા ! હમણાંજ એક શેર આપને મળ્યા પછીજ."

સદમે સે બાલ ભર કે સો જાં સે ટુટતા હે,
મુએ કમર સે નાઝુક રિશતા હે દોસ્તીકા.

બહુજ ફક્કડ શેર છે, પણ યાર એ દોસ્તીનો સબંધ તમારી અને મારી વચ્ચે નહિ હોકે ! લાવ જોઇએ હાથ" કુન્દનલાલે હસતાં હસતાં તાલીને માટે હાથ આપતાં કહ્યું.

આ જોઇ ? નથ્થુની રહી સહી હીમ્મતનો પણ નાશ થઇ ગયો, એટલે તે પોતાના પીતાને બાજુમાં લઇ જઇને કહેવા લાગ્યો.

"અબ્બા ! મેં મારા મિત્રોને અજમાવી લીધા. જ્યારે અલીનકી અને કુન્દનલાલે આવો જવાબ આપ્યો તો ફરી બીજાની તે શી આશા રાખવી જોઇએ ! માટે મેંતો મારા મિત્રોને આજથી સલામ કર્યા. હવે આપ આપના મિત્ર કને લઇ ચાલો." આ સાંભળી ખાનસાહેબ પોતાના દીકરાને લઇ મીરઝાંસાદિકબેગની શોધમાં નીકળ્યા. મીરઝાંસાદિકબેગ સાધારણ સ્થીતીના સીપાઇ માણસ હતા. હાલમાં પેનશનની નાની રકમ ઉપર પોતાની ઘરડી વહુની સાથે એક નાહના ઘરમાં જીંદગીના દીવસો પુરા કરી રહ્યા હતા. પાછળ કાંઈ આલ એલાદ નહોતી કે જેની પંચાત હોય. ડોસો ડોસી બે જણા સારી પેઠે ગુજરો ચલાવતાં હતાં. બંને બાપ દીકરા મીરઝાં સાહેબની શોધ

કરતાં છેક રાતના બાર વાગે તેમના ઘેર આગળ આવી પહોંચ્યા. ખાનસાહેબને જ્યારે ખાત્રી થઇ કે આ ઘર મીરઝાં સાહેબનું છે ત્યારે તેઓએ બહારથી બુમ પાડી કે "મીરઝાંસાદિકબેગ છે? અબદુલ-જબ્બાર આવ્યો છે." તરતજ અંદરથી જવાબ મળ્યો "આવું છું ઉભા રહો." પરંતુ દસ મીનીટ સુધી કોઇ આવ્યું નહિ, તે જોઇ નથ્થુ બોલ્યો.

"અબ્બા! આપના મિત્ર પણ એવાજ છે કે શું?"

"બેટા! ખુદાની કુદરતમાં તો કાંઇ કહી શકાય નહિ, પણ મારો વ્હાલો દોસ્ત છેક તારા દોસ્ત જેવો તો નહી બને!" હજુ અહિં સુધી ખાનસાહેબ કહેવા પામ્યા હતા કે તરત મીરઝાં સાહેબ ઘરનું બારણું ઉઘાડીને બહાર આવ્યા. જોયું તો મીરઝાં સાહેબે પીછોડીથી મજબુત કમર કસેલી છે, નાહની સરખી પોટલી એક ખભા ઉપર અને બીજી પોટલી બીજા ખભા ઉપર મુકી છે. હાથમાં હોકો અને કમરમાં તલવાર લટકી રહી છે. અને તેઓની પછવાડે તેમની વહુ હાથમાં પાણીનો લોટો અને માથા ઉપર પાથરવાની શેતરંજી લઇને બહાર આવી. આ જોઇ બંને બાપ દીકરો હેરતમાં પડી ગયા. એ-ટલામાં તો મિરઝાં સાહેબ પોતાના મિત્રને જોતાંજ બોલ્યા.

"કેમ ભાઇ! તબીયત તો ઠીક છે ને? કહો, અત્યારે કેમ પધારવું થયું?"

"જી હા! સર્વે વાતે કુશળ છે, પણ આપને બહાર આવતાં કેમ વાર થઇ?"

"માફ કરજો, લગાર તૈયારીમાં વાર થઇ ગઇ. કમર બાંધીને એટલા માટે આવ્યો કે તમારૂં કાંઇ જરૂરી કામ હોય અને ક્યાંક

જવું હોય તો ફરી કમર બાંધવાને ઘરમાં જવું ન પડે. આ એક ખભા ઉપર ચારસો રૂપીઆની પોટલી એટલા માટે લાવ્યો કે કદાચ તમને રૂપીઆની જરૂર પડી હોય અને તે માટે અત્યારે મારે ત્યાં આવવું થયું હોય, તેથી તેને પેટીમાંથી કાઢતાં વાર થઇ. મારી આખી જીંદગીની ભેગી કરેલી આ પુંજી છે પણ મારા મિત્રને કામ આવતી હોય તો તૈયાર છે. બીજા ખભા ઉપર રોટલા અને મિઠાઇની પોટલી છે તે એટલા માટે લાવ્યો છું કે તમે ભુખ્યાં હો તો ખાવાના કામમાં આવે. વળી મારી વહુ પાણી લઇને ઉભી છે. અને શેતરંજી પાથરવા માટે લઇને આવી છે. અને તેણીનું પોતાનું કંઇ કામ હોય તો તેણીને પણ તૈયાર કરીનેજ લાવ્યો છું. હવે કહો જોઇએ હું તમારા કયા કામમાં આવી શકું છું ? ”

અબદુલજબ્બારખાન આ સાંભળતાની સાથેજ “ આફ્રીના ! આફ્રીન” પોકારી ઉઠયા અને પોતાના વ્હાલા દોસ્તના હાથને ચુમતાં સઘળી હકીકત કહી સંભળાવી અને તે પછી મીરઝાં સાહેબનો લાખો કરોડોવાર આભાર માની પોતાના દીકરાને લઇને ઘેર આવ્યા.

આ વાર્તા કહી સંભળાવતાં ખ્વાજા સાહેબે પોતાના ઓળખીતાઓને કહ્યું.

“ જોયું ? દોસ્તી આનું નામ છે, અને દોસ્તો મહા મુશીબતે મળે છે. ”

“ખરેખર ! મીરઝાંસાદિકબેગ જેવા સાચા સ્નેહીને શાહબાસ છે, અને મીયાં નથ્થુના મીત્રો જેવાઓને ધીઃકાર છે.” હાતમઅલી ખાન ખ્વાજા સાહેબને ટેકો આપતાં બોલ્યા.

પણ ભલા ! મીરઝાંસાદિકબેગ જેવા આપના પણ કોઇ મિત્ર છે કે ?” હુસેન મીરઝાંએ પુછયું.



"શુક્ર અલહમ્દોલિલ્લાહ! ખુદાના ફઝલથી મારા પણ દોઢ મિત્રો એવા છે કે જેઓને હું મિત્રના નામથી યાદ કરૂં છું. અર્ધો મિત્ર તો ચોધરી ગુલામકાદરખાન અને સ્નેહી મિત્ર ઘોડાના સોદાગર મુનશી હુસેન એહમદ છે. ખુદા તેઓની પરિક્ષાનો વખત ના લાવે તો સારૂં. અને જો કદાચ ભોગજોગે એવો સમય આવી જાય તો મને પુરેપુરી ખાત્રી છે કે તેઓ પરિક્ષામાં અવશ્ય પસાર થયા વીના રહેનાર નથી." ખ્વાજા સાહેબે પોતાના મિત્રોની વફાદારી બાબે પુર્ણ ખાત્રી આપતાં કહ્યું.

ઉપલી વાતચીત થયા પછી મિત્રમંડળ વીખેરાયું અને આવીજ રીતે દર વખતે મિત્રતા ઉપર સંવાદ થતો હતો, તે વખતે ખ્વાજા સાહેબ પોતાના દોઢ મિત્રોની વફાદારી બાબે ભારે પ્રસંશા કરી અજમાવવાનો વખત ન આવે એવી દુઆ ચાહતા હતા.

ખ્વાજા સાહેબ ખરા મિત્રો ધરાવવામાં જેવી રીતે બેનસીબ હતા, તેવીજ રીતે સગાંઓના બાબમાં પણ હતું. એટલે પોતે પરદેશી હોવાથી સગાંવહાલાંની જંજાળથી તદન નિરાળાજ હતા. કહેવત છે કે 'કહાંકી ઇંટ કહાંકા રોડા—ભાનમતીને કુનબા જોડા" પોતે પોતાની જન્મ ભુમીમાં તો હતાજ નહિ કે નજીક કે દુરના સગા હોય. વળી જ્યાં તેમનું લગ્ન થયું હતું ત્યાંપણ મીઠુંજ હતું. હા, તેમની સ્ત્રીની એક બહેન હતી ખરી! પણ તે કયાં છે તેથી તેઓ જાણીતા નહોતા. ખ્વાજા સાહેબ, સગા અને મિત્રોના બાબમાં જેવી રીતે કમનસીબ હતા તેવીજ રીતે સંતાનના બાબમાં પણ હતા. તો પણ આખરી વયમાં એક પુત્રી થઇ હતી અને તેજ અંધારા ઘરના પ્રકાશ સમાન હતી.



# કનીઝે ફાતમાની યતીમી.

કનીઝે ફાતમા ચાર વરસની વયે પહોંચી એટલામાં તો તેણીએ પોતાની માનો માયાળુ સાહયો ગુમાવ્યો અને હવે બાપના હેત તળે મોટી થવા લાગી. કનીઝે ફાતમા બહુજ નાની વયે મા વિનાની થયેલી હોવાથી તેણીને પોતાની માના મર્ણની ખોટ કાંઇ વધારે દુઃખદાયક જણાઇ નહિ, અને તેજ કારણસર માત્ર થોડા દીવસમાં તેણી પોતાની માને ભુલી જવા પામી હતી. વળી ખ્વાજા સાહેબ પોતાની આ એકની એક વૃદ્ધાવસ્થાની નીશાનીને પોતાના જીવની પેઠે રાખતા હોવાથી તથા કોઇ વાતે પણ તેણીને લગારે દુઃખ પહોંચે નહિ તેવી સાવચેતીથી સંભાળ લેતા હોવાથી અને દુન્યાના સઘળા કારોબારને વિસરી જઇ માત્ર પોતાની પુત્રીના પોષણમાં પોતાની જીંદગી ગાળતા હોવાથી કનીઝે ફાતમા પણ પોતાના પીતાથી બહુજ હળીમળી ગઇ હતી. તેણી આખો દીવસ પોતાના પીતાની ગોદમાં રહેતી અને નજરો આગળજ રમતી તથા પોતાની પ્યારી અને મીઠી મીઠી વાતોથી પીતાની વૃદ્ધાવસ્થામાં આશ્વાસન આપતી હતી; ખ્વાજા સાહેબ પણ પોતાની મરહુમ પત્નિની નીશાનીને દર વખતે પોતાની નજરો આગળ રાખી, જીવથી વધારે ચાહતા હતા. કનીઝે ફાતમા કદાચ કોઇ વખતે પાંચ મીનીટને માટે પાડોશનાં બાળકો સાથે રમતી રમતી બારણાની બહાર નીકળી જતી તો ખ્વાજા સાહેબ બેચેન બનીને તેને લેવા માટે ઉઘાડા પગે બારણા બહાર દોડી જતા. એવા હેત, માયા અને પ્યારની

સાથે કનીઝે ફાતમા બાળવય પસાર કરી રહી હતી. માના મરણને ત્રણ વરસ પસાર થઇ ગયાં એટલે તેણીની વય સાત વરસની થઇ એટલામાં એકાએક કાળચક્ર ફેરવાયું અને કનીઝે ફાતમા ઉપર દુઃખનો પહાડ તુટી પડયો એટલે ખ્વાજા સાહેબ એકાએક પાઠાના રોગમાં સપડાઇને બીછાને પડયા. શહેરના સઘળા ડોકટરો, હકીમો અને વૈદોને બોલાવ્યા પરંતુ એકેનોએ ઇલાજ કારગર નીવડયો નહિ છેવટે લખનઉ, દીલ્લી અને ખયરાબાદથી નામચીન હકીમોને બોલાવ્યા અને ઠેઠ કલકતેથી કાબેલ અંગ્રેજ ડોકટરોને બોલાવ્યા અને સઘળાઓએ એક સાથે મળી ઇલાજો કર્યા, પણ જેની તુટી તેની બુટી નહોતી. ખ્વાજા સાહેબે કરકસર કરીને જે કાંઇ પુંજી ભેગી કરી હતી તે પોતાની માંદગીમાં ખર્ચી નાંખી તો પણ ફાયદો નહિ થવાનો હતો તે નજ થયો. ખ્વાજા સાહેબ શહેરના આગેવાન ગૃહસ્થોમાં ગણાતા હોવાથી તેમની આ જીવલેણ બીમારીની આખા શહેરમાં ખબર ફેલાઇ ચુકી હતી અને તેથી દર વખતે શહેરના રહીશો તેમને જોવા માટે આવતા જતા હતા. એક દીવસે હકીમ અશરફ હુસેન, નવાબ મીરઝાં સાહેબ, તથા મોલવી અસકરી સાહેબ વીગેરે ગૃહસ્થો ખ્વાજા સાહેબને જોવા માટે પધારેલા હતા એટલામાં ખ્વાજા સાહેબની તબીયત એકાએક બગડી ગઇ જે જોઇ મોલવી અસકરી સાહેબ ખ્વાજા સાહેબની અંત ઘડી આવી પહોંચી છે એમ સમજી યાસીન શરીફ ભણવા લાગ્યા. એટલામાં એકાએક ખ્વાજા સાહેબે આંખો ઉઘાડી દરદ ભર્યા અવાજમાં કહ્યું.

“મોલવી સાહેબ ! આપ યાસીન શરીફ શા માટે ભણો છો ? આજ ચાર પાંચ દીવસની ભયંકર માંદગીમાં મોતની સાથે મારી એટલી બધી મુલાકાતો થઇ ચુકી છે કે હવે મને મોતના

નામથી લગારે બીક લાગતી નથી..............ઓહ! હુ ખુદાની હજુરમાં જઇને પાછો ચાલ્યો આવ્યો. ફિરસ્તાઓ ભુલમાં મને જલદી જલદી પકડીને લઇ જતા હતા એટલામાં ખુદાએ ફિરસ્તાઓને હુકમ આપ્યો કે હજુ આને દુન્યામાં બે ચાર મીનીટ રહેવા દો......મોલવી સાહેબ!.........એમાં લગારે શક કે સંદેહ નથી કે હું મરૂં છું અને મને મરતાં લગારે બીક લાગતી નથી. કેમકે હવે હું મોત માટે હરવખત તૈયાર છું.........ઓ મારા ખુદા! તુંજ મારો પેદા કરનાર પાલનહાર માલેક છે અને તુંજ વેહદહુ લાશરીક એક ખુદા છે."

ખ્વાજા સાહેબની આવી વાતો સાંભળી મોલવી સાહેબે ખ્વાજા સાહેબને કહી સર્વ માણુસોને પોતાની સાથે કલમો ભણવાની ભલામણ કરતાં કહ્યું.

ખ્વાજા સાહેબ—કલમો ભણો—અને સર્વ સાહેબો પણ બોલો

**અશહદો અનલા ઈલાહા ઇલ્લલલાહ.**

આ સાંભળી લગાર હુશીયાર થઇને ખ્વાજા સાહેબ બોલ્યા, "જો કે હું મરૂં છું પણ ખુદાના લાખો એહશાન કે હું મારૂં ઇમાન પોતાની સાથે લઇને મરૂં છું. બેશક ખુદા એક છે, અને ઓ ખુદા? તારો કોઇ ભાગીઓ નથી. મને અત્યારે તારી સેવામાં આવવવાને જો કદાચ કોઇ વાતની હરકત હોય, તો ત માત્ર મારી બેટી કનીઝાની નિરાધારી અને લાચારીનો વિચાર છે. હાય! જ્યારે હું તારી પાસે ચાલ્યો આવીશ ત્યારે મારી કનીઝાની કોણ સંભાળ લેશે?"

આ સાંભળી સઘળા માણુસો એકી અવાજે બોલી ઉઠયા "તોબાહ તોબાહ! ખ્વાજા સાહેબ, ઇસ્તીગફાર કરો, તોબાહ કરો, અંતની

ઘડીએ આવા શબ્દો ન બોલો, અને કહો, **અશહદોઅનલા ઇલાહા ઇલ્લલલાહ.**"

"આપ સાહેબો મને આ વાતમાં ન સમજાવો, મારાં રૂંવે રૂં-વાંમાંથી કલમાનો પોકાર નીકળી રહ્યો છે. પરંતુ હું શું કરૂં? મરૂં છું અને મારા જીગરના કટકાને નિરાધાર મુકું છું. હાય! કોઇ સગું વ્હાલું પણ નથી કે જે તેની સંભાળ રાખે તો કહો ફરી હું કોની આશા ઉપર શાંતપણે પોતાનો જીવ આપું! એ ખુદા! મારી કનીઝાની કોણ ચાકરી બરદાશ કરશે? કોણ તેણીનું પોષણ કરશે? હમણા તે બાળક છે, નાદાન છે, અણસમજ છે, કોણ તેની ખાતરદારી કરશે! હાય કોણ તેની ખબર લેશે! જેવી રીતે મોસાળમાં કોઇ આગળ પાછળ નથી તેવીજ રીતે બાપની સગાઇમાં પણ કોઇ નથી. હા! એક તું છે, પણ તુંએ............ ભાઇઓ હું મરૂં છું, મલેકલ મોત મારા માથા આગળ ઉભો છે અને હવે થોડીજ મીનીટની ઇંતેઝારી છે. તેથી હું તમો સઘળાઓને છેવટની વસીયત કરૂં છું તે ઉપર અમલ કરશો તો મને કબરમાં ચેન મળશે. સાભળો! મારા મર્ણ પછી તરતજ મારી કનીઝાને રહેમાનપુરમાં ચોધરી ગુલામકાદરખાનને ત્યાં પહોંચાડી દેજો તેઓ મારા ખરા મીત્ર છે અને મને તેનાથી ઉમેદ છે કે તેઓ જરૂર પોતાના મરહુમ દોસ્તની નીશાનીને પોતાના પાસે રાખી તેણીનું પોષણ કરશે. તોપણ જો કદાચ ભોગ જોગે મરી પરવારેલા મિત્રની નીશાની કોઇ કારણસર ત્યાં ન રહી શકે તો પછી સફાપુરમાં મુનશી હુસેન એહમદને ત્યાં મુકી આવજો. અને કહેજો કે તમારો બકાઉલ્લા માત્ર તમારા ભરોસા ઉપર ખુશીની સાથે મરી ગયો. તેણીની સંભાળ કરવી ન કરવી તે તમારા હાથમાં છે.

પણ ત્યાં જવા પહેલાં તો રહેમાનપુરજ મોકલજો ” ખ્વાજા સાહેબનો સાદ ધીમે પડતો ચાલ્યો તેથી લગાર થોભીને ફરી પોતાની દીકરીની યાદ કરતાં બોલ્યા–“બેટા કનીઝા ! તું ક્યાં છે ? ”

“અબ્બા ! આપની પાસેજ છું ને”

“બેટા ! હવે હું તારાથી વિખુટો પડું છું.”

“અબ્બા ! શા માટે ? મને એકલી કેમ મુકો છો ! મારી શી કસુર થઇ ? મારી કઇ ભૂલ થઇ ? અબ્બા ! તમે શા માટે વિખુટા પડો છો ? કનીઝા રડતાં રડતાં બોલી.

“દીકરી ! હું તારાથી જુદો થતો નથી, પણ ખુદા જુદો કરે છે તેમાં મારો શો ઇલાજ ?”

“પણ અબ્બા ! તમે ક્યાં જાઓ છો ?”

“બેટા !............(કાંઇ વીચાર કરીને).....તારી માને મળવા જાઉં છું. બેટા, તારી માને તું ઓળખે છે ? તેણીને પણ યાદ રાખજે.” અચકાતાં અચકાતાં ખ્વાજા સાહેબ બોલ્યા.

“હા, મારી માને હું ઓળખું છું, અને તેમને યાદ કરું છું પણ તે તો એવા દેશમાં ગયાં છે કે ફરીને આવ્યાંજ નથી. તો શું અબ્બા ! તમે પણ એવુંજ કરશો ? માની પેઠે તમે પણ પાછા નહિ આવો ?”

“નહિ બેટા ! તું ગભરાઇશ નહિ તારો નિગેહબાન ખુદા છે, પણ મારી આટલી વાત યાદ રાખજે કે જીંદગીમાં નેકી, નીતિ, અને સચ્ચાઇને સદા વળગી રહેજે. તારાથી મોટા હોય તેમની અદબ રાખી નહાનાનું માન જાળવજે, અને જે કોઇ તારૂં પોશાકનું

કરે તેને માની પેઠે સમજી તાબેદારીથી રહેજે. હું અત્યારે તારાથી વાયદો કરૂં છું કે ઇનશા અલ્લાહ આપણે એક દિવસે જરૂર પાછાં મળીશું."

કનીઝા રડતાં રડતાં બોલી—"અબ્બા, આવીજ રીતે મળવાનો વાયદો તો અમ્મા પણ કરી ગયાં હતાં, પણ તેઓ તો ફરીને આ-વ્યાંજ નહિ. માટે અબ્બા, વ્હાલા અબ્બા! મારા પ્યારા અબ્બા! પોતાની કનીઝાને આમ નિરાધાર છોડીને જાઓ નહિ."

ખ્વાજા સાહેબે આનો કાંઇપણ જવાબ ન આપ્યો. માત્ર અશ્હદો અનલા ઇલાહા ઇલ્લલ્લાહજ કહેવા પામ્યા હતા કે શરીર રૂપી પાંજરામાંથી આત્માનો પોપટ ઉડી ગયો. 'ઇન્નાલિલ્લાહે વઇન્ના ઇલયહે રાજેઉન.'

આ જોઇ મોલવી સાહેબે કનીઝાનો હાથ પકડતાં કહ્યું—"બેટા તારે તારા અબ્બાની આજ્ઞા પ્રમાણે અહિં ન રહેતાં એકદમ મારી સાથે ચોધરી ગુલામ કાદરખાનને ત્યાં રહેમાનપુર ચાલવું જોઇએ. આશા છે કે ચોધરી સાહેબ તને પોતાની પુત્રીની પેઠે રાખશે."

આ સાંભળતાંજ કનીઝા વધુને વધુ રડવા લાગી. અને રડતાં રડતાં બેહોશ થઇને પડી ગઇ. આ જોઇ મોલવી સાહેબે કનીઝાને હુશિયાર કરતાં કહ્યું "બેટા કનીઝા, ઉઠ, આમ રડવાથી તો તારા અબ્બાનો આત્મા નારાજ થશે." આ સાભળતાંજ કનીઝા ગભરાઇને હુશિયાર થઇ ગઇ અને પોતાની આંખોનાં આંસુઓ લુછી નાંખ્યાં.

સઘળા લોકોએ આ તરફ તો ખ્વાજા સાહેબના કફન દફનની તઇયારીઓ કરવા માંડી અને પેલી તરફ મોલવી સાહેબ કનીઝાને લઇને રહેમાનપુર વિદાય થયા.

એક પળમાં શું હતું અને શું થઇ ગયું. એ જોઇ બીચારી કનીઝા ભારે અજાયબીમાં ગરકાવ બની રહી હતી. જે માયાળુ બાપ કનીઝાને એક પળ પણ પોતાની પાસેથી જુદી નહોતો કરતો તેને આમ એકાએક ઝડપથી લોકો કયાં લઇ ગયા ! હાય! તે વખતે દીલાસો આપી ધીરજની બે વાતો કહેનાર પણ કોઇ ન હતું. પરંતુ ખરૂં છે કે જે ખુદા મુસીબતમાં નાખે છે તેજ ખુદા ધીરજ પણ આપે છે. વળી બાળ વયનો શોક વધારે વાર ટકતો નથી એ પણ સત્ય હોવાથી માત્ર બે ત્રણ દીવસમાં કનીઝાની સ્થિતિમાં બહુ મોટો ફેરફાર થઇ ગયો. મોલવી સાહેબ કનીઝાને લઇને રહેમાનપુર પહોંચ્યા. જ્યારે ચોધરી ગુલામ કાદરખાને મોલવી સાહેબને આવેલા જોયા ત્યારે અજબ થતાં પુછયું.

"કેમ મોલવી સાહેબ, કઇ તરફ ? સઉ વાતે શુભ તો છેને ?"

" જી હા, સઉ વાતે કુશળ છે પણ " દીલગીર થતાં મોલવી સાહેબ બોલ્યા " ખ્વાજા સાહેબનો સ્વર્ગવાસ થયો. "

"કોણ ! ખ્વાજા સાહેબ ? ખ્વાજા બકાઉલ્લાખાન ? અફસોસ ! પણ તે કયારે ?" ચોધરી સાહેબે અફસોસ કરતાં અધીરા બનીને પુછયું.

"જી હા, પરમ દહાડે સવારે દશ વાગે."

"આ સાહેબજાદી કોની છે ?" કનીઝાને જોઇ ચોધરી સાહેબે પુછયું.

"આ ખ્વાજા સાહેબ મરહુમની એકજ નીશાની છે. મરહુમે મરતાં પહેલાં આ પોતાની વહાલી દીકરી કનીઝાને આપની સંભાળ

તળે મુકવાની વસીયત કરી છે. અને જો કદાચ કોઇ કારણસર આ બાળક આપને ત્યાં ન રહી શકે તો પછી સરીપુરવાળા મુનશી હુસેન એહમદને ત્યાં મોકલી દેવાનું કહ્યું છે."

'સરીપુર મોકલવાની શી જરૂર છે, હું આને મારી દીકરી કરતાં વધારે ચાહતથી રાખીશ. જ્યાં મારી ત્રણ પુત્રી અને બે પુત્રો છે ત્યાં આ એક વધારે. આવ બેટા કનીઝા હું તને પ્યાર કરૂં." ચોધરી સાહેબ કનીઝાને બાથમાં લેતાં બોલ્યા.

"બેશક ખ્વાજા સાહેબ મર્હુમના મુખથી આપની જેટલી પ્રશંસા સાંભળી હતી તેથી દશ હજારગણા આપને જોયા. અમે તો આપના ગાયબાના આશક બની ગયા હતા." મોલવી સાહેબે ચોધરી સાહેબની તારીફ કરતાં કહ્યું.

હું તો કોઇ વાતને લાયક નથી. માત્ર એ તો આપની મહેરબાનીજ છે. મારો અને ખ્વાજા સાહેબનો કેવો સંબંધ હતો તે હું સારી પેઠે જાણું છું. પણ અફસોસ! ખ્વાજા સાહેબના આ દીવસો કાંઇ મરવાના નહોતા. પણ ખરૂં છે,

આદમી બુલબુલા હે પાનીકા,
કયા ભરોસા હે ઝિંદગાનીકા."

"બેશક.

ન ગોરે સિકંદર હે ન હે કબ્રે દારા,
મિટે નામિયોં કે નશાં કયસે કયસે."

આ વાતચીત થયા પછી ચોધરી સાહેબ કનીઝાને લઇ અંદર ઝનાનખાનામાં ગયા. કનીઝા પોતાનો ભોળો અને દયા ઉપજાવનાર

ચેહરો લઇને અંદર પહોંચી. તે વખતે તેણીની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં હતાં અને હોઠોનું કરમાવવું કહી રહ્યું હતું કે દુન્યાની રંજ અને મુસીબતોએ આ ખીલેલી પાંખડીને સુકાવી નાંખી છે. જો કે કનીઝાની વય માત્ર આઠ વરસનીજ હતી પરંતુ અદબમલાઝામાં તે પોતાની વયની છોકરીઓથી પાછી હટે એવી ન હતી. તેણીએ ઝનાનખાનામાં દાખલ થતાંજ ચોધરાયનને અદબ પુર્વક સલામ કરી બાજુમાં પડેલી ચોકીપર બેઠક લીધી.

ચોધરી ગુલામ કાદરખાન એક ખાનદાની રઇસ હતા અને જાહેરમાં સચ્ચાઇ તથા રાસ્તીની કદર કરનારા હતા. જો કદાચ તેઓ કોઇના મિત્ર હત તો ખરેખર તેઓ એક સાચા સ્નેહીની ગરજ સારી શકત. પરંતુ અફસોસ! દુન્યામાં એક પણ એવો માણુસ નહોતો કે જેના ચોધરી સાહેબ મિત્ર હોય. ચોધરી સાહેબની ચાલચલણ અને આચાર વિચાર એવા હતા કે કોઇ પણ માણુસ પહેલીજ મુલાકાતમાં તેમની મિત્રતાનો દમ ભરવા લાગે. ખ્વાજા સાહેબ મરહુમ પણ મિત્રોની ચુંટણી કરવામાં ચોધરી સાહેબનો જાહેર દેખાવ જોઇ ભુલમાં પડયા હતા. ચોધરી સાહેબના મનમાં દયાનો થોડો ઘણો ભાગ હતો. અને જેના સબબે તેઓએ કનીઝાને જોઇ દયાની લાગણીથી વધાવી લીધી હતી. પરંતુ તેમના ઘરવાલાં એટલે ચોધરાયનના ચીડીઅલ સ્વભાવની ચોમેર ધુમ પ્રસરેલી હતી. નહાની સરખી વાતનો પહાડ બનાવી દર વખતે લડાઇ ઝઘડો રહેતો હતો. કોઇ પણ દિવસ લડાઇ ઝઘડા વિના પસાર થયો હોય એવું ચોધરી સાહેબની જીંદગીમાં બન્યું નહોતું. એ સિવાય જે ખાસ બાબતમાં ચોધરાયનની પ્રખ્યાતિ હતી તે તેણીની કંજુસી અને બખીલી હતી.

કોઇ પણ સાધુ સંત કે ફકીર ફકરાને કાંઇ ભીખ આપવી તો મોહટી વાત હતી પણ આ ભલી ચોધરાયને પોતાની આખી જીંદગી દરમ્યાન કોઇ પરોણાને પેટ પુરૂ ખાવાનું પણ આપ્યું નહોતું. પોતે ચોધરી સાહેબ પોતાની બીબીની આવી ચાલ માટે ઘણાજ નારાજ હતા; પરંતુ તેઓનું કાંઇએ ચાલી શકતું નહોતું, મોહટા દેવને પછડાવું સહેલું કામ હતું પણ ચોધરાયનને સમજાવવું સહેલું નહોતું. તેથી ચોધરી ચોધરાયનની, કંજુસીની ટેવ છોડવવામાં ફતેહમંદ થયા નહિ. એ સીવાય ચોધરી સાહેબ પોતે ચોધરાયન ઉપર હદથી વધારે પ્યાર રાખતા હતા. અને તેથીજ બધામાં એમ મશહુર હતું કે ગુલામ કાદરખાનનું નામ ગુલામ બીબીખાન રાખવું જોઇએ. તેમને ત્રણ ત્રણ, ચાર ચાર વરસનાં અને તે ઉપરનાં ત્રણ ચાર બચ્ચાં હતાં. તે બધાં એવી તો ખરાબ સ્થીતીમાં ફરતાં હતાં કે તેમને કોઇ પણ ચોધરીના છોકરા કહે નહિ, પરંતુ જોતાંની સાથેજ ગુલામનાં બાળક હશે એમ વગર અચકાયે કહીદે. આખો દીવસ કીચડ કાદવમાં રમવું અને ગાળો બોલવી તે તેઓનું નિત્યનું કામ હતું. અદબ મલાજા કે શરમ કોને કહે છે તે કોઇ પણ જાણતું નહોતું. આખો દીવસ ખેલકુદમાં ગુજરતો, અને ભણવા ગણવાની તો વાતજ નહોતી. ગરીબ બીચારી કનીઝા આવા ફુવડ ઘરમાં રહેવા લાગી. તેને બે ત્રણજ અઠવાડીયાં વીત્યાં હશે કે કનીઝા ચોધરાયનની આંખોમાં કાંટાની પેઠે ખુંચવા લાગી, અને કનીઝાની દરેક વાત અને દરેક કામ ઉપર ટીકાઓ થવા લાગી.

એક દીવસે ચોધરી સાહેબને કોઇ મળવા આવ્યું હતું તે બહાર બેઠો હતો અને ચોધરી સાહેબ નમાઝ ભણતા હતા એટ-

લામાં તેમનો ગુલામસાજદ નામનો મોહટો છોકરો દોડતાં દોડતાં ઝનાનખાનામાં આવી પોતાની માને કહેવા લાગ્યો.

" મા, ઓ મા ! મને એક છરી આપને ? "

" છરીનું શું. કામ છે બેટા ! "

" નાક કાપવું છે ".

" કોનું ? " ચોધરાયને મમતામાં આવી દીકરાને ચુંબન કરતાં પુછ્યું.

" બહાર અબ્બાથી એક માણુસ મળવા આવ્યો છે તેનું. "

આ સાંભળી ચોધરાયને કનીઝાને હાંક મારતાં કહ્યું. " કનીઝા રસોડામાંની છરી લાવીને સાજદને આપ. ખુદા એની ઉમર દરાઝ કરે. પહેલ વેહલી વખતે દીકરાને છરી વાપરવાનો શોખ થયો છે. માટે તેનું દીલ નાહનું ન કરવું જોઇએ. "

" ભલા અમ્મા આ તે કાંઇ શોખ છે." કનીઝા બોલી "જો એમ ખરેખરી રીતે છરી આપી દઉં તો કોણુ જાણે બહાર જઇને શું કરશે? ખુદા જાણે મળવા આવ્યું છે અને તેને ખોટું પણુ લાગશે. એક વખતે મેં મારા અબ્બાના ઓળખીતાને આપના બદલામાં તમે કહ્યું હતું તે ઉપરથી અબ્બાએ મને બહુજ માર માર્યો હતો. "

આ સાંભળતાંજ ચોધરાયનનો મીજાજ ફરી ગયો. કનીઝાને સારી વાત કહેતી સાંભળી તે પોકારી ઉઠી " લે હવે રહેવાદે તારી શીખામણુ ! માણુસે એવી વાત કરવી જોઇએ કે જે ખુદાને સારી લાગે. અરે છોકરી એક ગજ જેટલી તો તું ઉંચી છે અને વાંસ-ભરની જીભ રાખે છે !

" આ હરામઝાદીએ શું સમજીને મને રોકયો. હવે હું આ રાંડનુંજ નાક કાપીશ." મીયાં સાજદે માની હીમાયત કરતાં પોતાની સુંદર ભાષાનો નમુનો દેખાડયો.

" નહિ દીકરા ! જવાદે. આ છોકરીએ કામ તો એવુંજ કર્યું છે પરંતુ તારે ઘેર રોટલા ઉપર પડી છે તેને મારવુંજ શું ? જે દીવસ ચાહો, કાઢી મુકો એટલે તેજ દીવસે વગર મારે મરી જશે." ચોધરાયન દીકરાને સમજાવતાં બોલી. "ના બીબી ! હું આ છોકરીને આવી ફાટેલી છે એમ નહોતી જાણતી, અરે હમણાં તો શું છે ! આટલી નાહની વયમાં આવી છે તો કોણ જાણે આગળ ઉપર કેવી નીવડશે ! અલ્લાહનો ગઝબ ! જે થાળીમાં ખાવું તેમાંજ કાંણું કરવું !"

" અમ્માં ! મેં કાંઇ એવડી મોહટી ભુલ કરી નથી કે આપ આટલાં બધાં નારાજ થાવ છો." કનીઝાએ રડતા સાદે કહ્યું.

" ના બીબી ! હું કાંઇ તારી મા બનતી નથી. કોઇ તારી મા શું કરવા બને ! તારી મા અને બાપ બંનેને મારા ઉપરથી કુરબાન કરૂં. તે તો બંને જણુ કબરમાં પગ લાંબા કરીને સુતાં છે. એવી ન હોત તો આટલી નાહની વયમાં માબાપને ચટ કરી જાત !" ચોધરાયને પોતાનું ખરેખરૂં સ્વરૂપ બતાવતાં કહ્યું.

" હાય જુઓ તો ખરા " કનીઝા રડતાં રડતાં બોલી " મેં તો કાંઇ પણ કસુર કરી નથી અને અમ્માં મારા ઉપર નંકામાં નારાઝ થાય છે. હાય ! અબ્બા તમે મને કોના ભરૂસે મુકીને ચાલ્યા ગયાં "

આ સાંભળતાંજ ચોધરાયને પોતાનું ખરેખરૂં સ્વરૂપ બતાવ્યું. એટલે હાથમાં ઝાડુ લઇને ગાળો દેતી કનીઝાની પાછળ પડી ગઇ.

આ જોઇ લોંડીઓ વીગેરે પણ ચોધરાયનની હામાં હા મેળવવા લાગી. ચોધરાયન તો શુર ઉપર ચઢેલી હતી તેથી ઝાડુથી મારતાં મારતાં બોલી. " ચાલ, હાલ ને હાલ મારા ઘરમાંથી નીકળ, આજે તને ઘરમાંથી કાઢયાવિના મારે ખાવું પીવું હરામ છે. "

" અરેરે ! દયા કરો, દયા કરો ! " કનીઝા બોલી " હું તમારે ત્યાં મેહમાન છું. લાચાર છું, નિરાધાર છું અનાથ છું, મારા અબ્બા જીવતા નથી તેમજ મારી કોઇ સંભાળ કરનાર પણ નથી. હાય ! આપ મને નકામાં મ્યાર મારો છો. મેં તો કાંઇ પણ કસુર કરી નથી."

" અરે રાંડ હરામજાદી ! હમણાં હાલ નીકળ, બસ મારે ત્યાં તારૂં કામ નથી.

ઘરમાંથી ચોધરાયનના બુમબરાડા બહાર પણ સંભળાયા જે સાંભળી ચોધરીસાહેબ અકળાયલા ગભરાયલા અંદર દોડી આવ્યા અને જોયું તો કનીઝાની પાછળ ચોધરાયન હાથ પગ ધોઇને પડી ગયાં છે. એ જોઇ ચોધરીએ કહ્યું.

" હેં હેં આ શું થઇ રહ્યું છે ? "

" શું થઇ રહ્યું છે ? " ચોધરાયન પોકારી ઉઠી. " જરા ભત્રીજીનાં લક્ષણ તો જુઓ. વરસ બે વરસની તો વાતજ શી માત્ર ચાર દીવસમાંજ નાકમાં દમ લાવી મુકયો, હવે આ ઘરમાં આનું નભવું મુશ્કેલ છે. માટે મરજી પડે ત્યાં લઇ જાઓ, નહિ તો હું મારતાં મારતાં ખોખરીજ કરી નાંખીશ. "

કનીઝાએ રડતાં રડતાં ચોધરી સાહેબને કહ્યું. " અબ્બા ! ખુદાની ખાતર મને બચાવો. અમ્માં વગર લેવે દેવે મારી

પાછળ પડી ગયાં છે અને સાથેજ બે બદ્દામની સોંડીઓ પણ ગાળો દઇને જુઠાં તોહમતો મુકે છે. ”

“ અમ્માં ” શબ્દ સાંભળી ચોધરાયન પોકારી ઉઠી. “ કેમ ફરી અમ્માં કહ્યું ? હવેથી જો અમ્માં શબ્દ મુખમાંથી કાઢયો તો જીભજ ખેંચી કાઢીશ. ”

“ જ્યારે જુઓ ત્યારે લડાઇ ” ચોધરી સાહેબ બોલ્યા. “ જ્યારે જુઓ ત્યારે લડાઇ ! આખર છે શું ? હું પણ સાંભળું તો ખરો કે લડાઇની જડ કઇ છે ”

“ વાત કાંઇએ નથી. ” ચોધરાયને કહ્યું “ મારા ઘર પર કોઇનો ઇજારો છે? રાંડ જ્યારથી આવી છે ત્યારથી ઘરનું ચેનજ ઉઠી ગયું છે. ”

“ પણ લડાઇની જડ શું છે ? તે તો કહો ”

“ અબ્બાજાન હું કહું ” કનીઝા બોલી “ સાંભળો, હવે હું સારી પેઠે સમજી ચુકી છું કે અહિ મારૂં રહેવું મુશ્કેલ છે. તેથી બધી વાત ચોખેચોખી કહું છું. અને બતાવું છું કે હું તદન બેકસુર છું, હમણા બહાર કોઇ આપની મુલાકાતે આવ્યા છે તેમનું નાક કાપવા માટે ભાઇ સાજદ છરી લઇ જતા હતા એ જોઇ મેં તેમને કહ્યું કે આ વાત સારી નથી, બસ આ વાત ઉપર મારી આ ગતી બની છે ”

“પણ કનીઝા, તને વચમાં બોલવાની શી જરૂર હતી? તેં વચમાં બોલીનેબગાડયું તેમાં તારી કસુર તો ખરી, છોકરો હતો તે પોતાના શોખની ખાતર ગમે તે કરે, તેમાં વચમાં બોલવવાળી તું કોણ ? ” ચોધરી સાહેબે ઇન્સાફ કરતાં કહ્યું.



આ સાંભળીને ચોધરાયન છણુકો કરતાં બોલી:—"લે સાંભળ્યું? હવે કહે તારા અબ્બાને રાંડ! બહુ મિજાજ કરી રહી હતી. અરે હું જે વાત કહું તેને કાપનારાજ કોણ છે? હઝરત બીબીના કસમ જો મારી વાત કપાય તો આસમાન જમીન એક કરી ન નાખું?"

"પણ હું એમ કહું છું કે ગુસ્સો થુંકી નાખો. બીચારી નિરાધાર અને અનાથ તથા દયાને પાત્ર છે, તેની કસુર માફ કરો. તમારાં બાળકો ભેગી આની પણ પરવરિશ થઇ જશે." ચોધરીએ ચોધરાયનને સમજાવતાં કહ્યું.

"જી, માફ કરો!" કનીઝા બોલી ઉઠી. "મને આઝાદ કરી દયો, મારે તો આ ઘરમાં રહેવું હરીમ છે, હું તો આજ સુધી એવું નહોતી સમજતી કે હું વિના માબાપની છું. જે કાંઇ સંકટો પડયાં તે સઘળાં મેં હસવામાં ઉડાવી લીધાં, પણ હવે હદ થઇ ગઇ. આપનું ઘરબાર અને બાળબચ્ચાં આપને મુબારક રહે, હું તો હવે એક ઘડી પણ રહી શકતી નથી. આપની મરજી ચાહે ત્યાં મને મોકલી દયો, પણ અહિં તો હવે હું નહિજ રહું."



# મુનશી હુસેન એહમદ.



મુન્શી હુસેન એહમદ સરીપુરના રહીશ અને એક કુશળ વ્યાપારી માણસ હતા. જે રીસાલામાં પ્રથમ ખ્વાજા બકાઉલ્લાખાન મરહુમ રીસાલદાર હતા તેમાં તેઓ પણ દફેદાર હતા. પરંતુ કોણ જાણે શા સબબે તેઓએ થોડા દીવસ દફેદારી ભોગવી નોકરી મુકી દીધી. અને તે બાદ ઘોડાની સોદાગરી કરવા લાગ્યા. ઘોડાની સોદાગરીમાં ખુદાતઆલાએ તેમને સારો નફો આપ્યો અને તેના પ્રતાપે જયારે જુવે ત્યારે દસ બાર હજાર રૂપીઆ સીલકમાં રહેતા હતા. એ સિવાય તેમના તબેલામાં અરબી, કાઠીયાવાડી તથા આસ્ટ્રેલીઅન ઘોડાઓ ચાલીસ પચાસની સંખ્યામાં પુરાંત તરીકે ઉભેલા જણાતા હતા. મોહટા રાજરજવાડાઓ કાગળ લખીને મુનશી સાહેબને પોતાના રાજયમાં માનની સાથે બોલાવી હજારો રૂપીઆના ઘોડાની ખરીદી કરતા હતા. અને તેથી મુનશી સાહેબને મન માનતો નફો મળતો હતો. ખ્વાજા બકાઉલ્લાખાન મરહુમની પેઠે તેઓ પણ પુત્રાદિના સબંધમાં બેનસીબ રહેલા હતા. પોતાના કુટુંબીઓથી તેઓ વધારે મેળમીલાપ રાખતા નહોતા, તો પણ તેઓની મદદ કરવી પોતાની પહેલી ફરજ સમજતા હતા. પોતે બહુજ નરમ અને સાફ દીલના, ખુદાનો ખોફ રાખનારા માણસ હતા નમાઝ રોઝાના પુરા પાબંદ અને પાકા દીનદાર હતા. જુઠ, બદગોઇ, અને અદેખાઇથી બહુજ દુર રહેતા હતા. ખ્વાજા સાહેબ મરહુમના સ્વર્ગવાસથી બે મહીના પહેલાં, તેમનાં માતુશ્રી ગુજરી

ગએલાં હોવાથી તેઓ એકલા પડી ગયા હતા. સગા સ્નેહીઓ લગ્ન કરવા માટે બહુ સમજાવતા તથા કુટુંબની સારી સારી છોકરીઓની વાતો આવતી પરંતુ પોતે આધેડ વયે પહોંચી ગએલા હોવાથી લગ્નનો સાફ ઇનકાર કરતા હતા. જે દીવસે ખ્વાજા સાહેબનો સ્વર્ગવાસ થયો તે દીવસે તેઓ જોધપુરમાં હતા. એક દીવસે તેઓ જોધપુર રાજ્યના મીર મુનશી મોલવી મોહમ્મદબક્ષને ત્યાં બેઠેલા હતા અને આમ તેમની વાતો ચાલી રહી હતી એટલામાં મોહમ્મદ બક્ષે પુછ્યું.

"મુનશી સાહેબ ! આપ તો જાણ્યામાં ફયઝાબાદના રહીશ છો ?"

"જી ના !" મુનશી સાહેબે જવાબ આપ્યો "સેવક સફીપુર જીલ્લે ઉન્નાવનો રહેવાશી છે. પણ સફીપુર ફયઝાબાદથી કાંઇ વધારે દુર નથી."

"ઠીક !" મોહમ્મદબક્ષ બોલ્યા "આજ કાલ ફયઝાબાદમાં એક બહુજ દુ:ખ ભર્યો બનાવ બન્યો છે. મેં પરમ દહાડે એક અખબારમાં વાંચ્યું હતું કે ત્યાંના કોઇ આગેવાન ઇસલામી ગૃહસ્થ ખ્વાજા બકાઉલ્લાખાન ગુજરી જવાથી શહેરમાં ભારે દીલગીરી ફેલાઇ રહી છે."

"શું ખ્વાજા બકાઉલ્લાખાન ગુજરી ગયા ?" ધડકતી છાતીએ મુનશી સાહેબે પુછ્યું "ખુદાના વાસ્તે સાચું કહો"

"સાચુંજ કહું છું. શું આપ તેમને ઓળખો છો ?"

"ઓળખું છું શું ? અગર જગતમાં મારો કોઇ દોસ્ત હોય તો તે માત્ર ખ્વાજા મરહુમ હતા અને જગતમાં ખ્વાજા સાહેબે

કોઇને પોતાના દોસ્ત તરીકે ગણ્યો હોય તો તે આપનો સેવક છે. અફસોસ! કેવો ભલો અને નેક માણુસ હતો. ખરેખર મોત બધાને માટે છે. તે કોઇને પણ મુકનાર નથી પરંતુ જો મારી અને ખ્વાજા સાહેબની છેવટની મુલાકાત થઇ હોત તો બહુજ સારૂં થાત. ખુદા જાણે તે, મને શું શું કહેતા અને હું તેમને શું શું કહેતો! અફસોસ!"

"જાણ્યામાં તેઓ એક પુત્રી મુકી ગયા છે. પણ બીચારીની સંભાળ લેનાર કોઇ નથી."

"મારો જીવ ઉચાટ થઇ ગયો છે માટે ખુદાના વાસ્તે તે અખબાર મંગાવો કે જેમાં આ દુઃખી ખબર છપાઇ છે."

તરતજ તે અખબારની કોપી મંગાવવામાં આવી અને મુનશી સાહેબે વાંચી તો તેમાં નીચે મુજબ લખેલું હતું.

"ફયઝાબાદના આગેવાન ઇસલામી ગૃહસ્થ અને માજી રીસાલદાર ખ્વાજો બકાઉલ્લાખાન બહાદુરના સ્વર્ગવાસની દુઃખી ખબર છાપતાં અમોને ભારે દીલગીરી થાય છે. મરહુમ બહુજ નેક, ભલા અને દોસ્ત પરસ્ત ગૃહસ્થ હતા. તેઓના અચાનક મર્ણથી અમો ભારે અફસોસ કરીએ છીએ અને વધુ અફસોસ તો એટલા માટે થાય છે કે તેઓ પોતાની પાછળ કોઇ પણ પુત્ર મુકી ગયા નથી પણ એક આઠ વરસની બાળકી કે જેનું નામ કનીઝે ફાતમા છે તે પોતાની નીશાની તરીકે મુકી ગયા છે. કહે છે કે ખ્વાજા સાહેબ મરતી વખતે એવી વસીયત કરી ગયા છે કે મારા મર્ણ બાદ મારી પુત્રીને બારાબંકી જીલ્લાના રેહમાનપુરવાલા ચોધરી ગુલામ કાદરખાનની સંભાળ તળે મુકવી અને જો કદાચ કોઇ કારણુસર તેની ત્યાં પરવરીશ ન થઇ શકે તો કોઇ મુનશી હુસેન એહમદ નામના

મિત્ર છે તે કનીઝે ફાતમાની સંભાળ લેશે. કહે છે કે મુનશી હુસેન એહમદની દોસ્તી ઉપર ખ્વાજા સાહેબ મરહુમને બહુ મોહટો ભરુસો હતો. તેથી હવે જોઇએ છીએ કે ખ્વાજા સાહેબની નીશાની, યતીમ બાળકીને કોણ પોતાની સંભાળમાં લઇને મરહુમ દોસ્તની વસીયત પુરી કરે છો ”

મુનશી સાહેબ અખબાર વાંચતાંજ ગાંડા માણુસની માફક બનીને ચોધાર આંસુએ રડવા લાગ્યા. આ હાલત જોઇ ત્યાં બેઠેલા સરવે લોકો તેઓને સમજાવવા લાગ્યા. છેવટે જ્યારે રડતાં રડતાં મુનશી સાહેબ થાકયા ત્યારે ત્યાંથી ઉઠીને પોતાને ઉતારે ગયા અને તરતજ ફયઝાબાદ રવાને થઇ ગયા. જોધપુરમાં મુનશી સાહેબની પંદર હજાર રૂપીયાની રકમ લહેણી નીકળતી હતી. અને તે લેવા માટેજ તેઓ આવ્યા હતા, અને તે રકમ મળવામાં માત્ર ત્રણ દીવસનીજ વાર હતી તો પણ તેઓ એક મીનીટ પણ વગર રોકાયે ફયઝાબાદ ગયા. ફયઝાબાદમાં પહોંચતાંજ પ્રથમ તેઓ ખ્વાજા સાહેબની કબર ઉપર લોકોને પુછતા પુછતા પહોંચ્યા. અને ત્યાં જઇ પહેલાં તો ફાતેહો પડયો. અને તે બાદ મીત્રની યાદ આવી જવાથી ચોધાર આંસુએ રડવા લાગ્યા. રડતાં રડતાં બુલંદ અવાજે પોકારી ઉઠતા કે:-

કહો યારાને અદમ કયા ગુઝરી,
કુચ્છ લબે ગોરસે ફરમાઇયેંગા. ”

મુનશી સાહેબ રૂદન કરી રહ્યા હતા કે એટલામાં ખ્વાજા સાહેબના ઓળખીતા મોલવી અસકરી અને હાતમઅલીખાન ફાતેહો પડવાને આવી પહોંચ્યા. અને જ્યારે તેઓએ જોયું કે એક અજાણ્યો

માણુસ ખ્વાજા સાહેબની કબર ઉપર બેસીને ચોધાર આંસુએ આ પઢી રહયો છે કેઃ—

કહો યારાને અદમ કયા ગુઝરી,
કુચ્છ લબે ગોરસે ફરમાઇગા. ”

ત્યારે તેઓ ભારે અજબ થવાની સાથે દુરજ ઉભા રહીને એક બીજાને કહેવા લાગ્યા કે કોણ આ કોણ જાણે છે કે ખ્વાજા મરહુમની કબર ઉપર આવી રીતે રૂદન કરી રહયો છે થોડી વાર સુધી તો તેઓ શાંત બનીને દુરજ ઉભા રહ્યા. પણ ફરી મોલવી અસકરીથી ન રહેવાયું એટલે તેઓ કબરની પાસે જઇને “ અસ્સલામોઅલયકૂમ” કહીને ઉભા રહ્યા. એટલે મુનશી હુસેન એહમદે ચોંકીને જવાબ આપ્યો.

“ વઅલયકમુસ્સલામ ”

“અત્યારે મારી હાજરીથી બેશક આપને દુઃખ પહોંચ્યું હશે પણ હું મારા દીલથી લાચાર બનીને વધારે વાર થોભી શકયો નહીં તેથી આપની પાસે આવ્યો છું. મહેરબાની કરી આપ કોણ છો અને કયાંથી પધાર્યા છો તે જણાવવાની તસ્દી લેશો. અને આવી રીતે રૂદન કરવાનો શો સબબ છે? તે પણ જણાવશો.” મોલવી અસકરી બોલ્યા.

આ સાંભળી આંખોનાં આંસુઓ લુછતાં દુખી દીલે મુનશી હુસેન એહમદે જવાબ આપ્યો.

“ કયા કહું હાય કોન હું તુમસે,
બુલબુલે ગુલશને તમન્ના હુંહું.

હું કોણ છું અને કયાંથી આવ્યો છું તે હું શું બતાવું, તો

પણ ટુંકમાં કહું છું કે હું એક બદનસીબ અને દુઃખી માણસ છું. મારૂં નામ હુસેન એહમદ છે, અને મારૂં કામ મિત્રની જુદાઇમાં વિલાપ કરીને જીંદગી પુરી કરવાનું છે. અને આ કમન તે મારા વફાદાર મિત્રની છે કે જેણે મરતી વખતે મારાથી બેવફાઇ કરીને પોતે એકલો દુન્યાથી ચાલી ગયો અને મને દુઃખમાં મુકી ગયો. અફસોસ!"

આ સાંભળતાંજ મોલવી અસકરી અને હાતમ અલીખાન બોલી ઉઠયા કેઃ—

"ઓહો! આપજ મુનશી હુસેન એહમદ છો કે?" આટલું કહી ગળે વળગી પડયા. અને તે બાદ બોલ્યા "મુનશી સાહેબ! ખ્વાજા સાહેબ મરહુમના મુખથી આપની તારીફ સાંભળી અમે આપને મળવા માટે બેચેન બની રહયા હતા. આપની બધી ખુબીઓથી ખ્વાજા સાહેબે અમોને વાકેફ કરી દીધા છે. હાય! આજે ખ્વાજા સાહેબ જીવતા હોત તો આપને જોઇ કેટલા બધા ખુશી થાત તે કાંઇ કહી શકતા નથી. ખ્વાજા સાહેબની બીમારીથી તે છેક કફન દફન સુધી અમે સાથે હતા. મરહુમે અંતની ઘડીએ આપની કેટલી બધી યાદ કરી છે તે કાંઇ અમો કહી શકતા નથી.

"બેશક! મરહુમે પોતાના એક અદના સેવક માટે તારા શબ્દો વાપર્યા હશે પણ હું તે શબ્દોને બીલકુલ લાયક નથી. હાય મારા મોહસીન ખ્વાજા! તમારાં છેલ્લાં દરશન પણ ન થયાં!" આંસુઓ પાડતા મુનશી હુસેન એહમદે કહ્યું.

"સાહેબ! મરતી વખતે તેઓએ પોતાની પુત્રી માટે વસીયત કરી હતી કે પેહલાં ગુલામ કાદરખાનને ત્યાં પરવરિશ માટે

મોકલવી. અને કહાચ ત્યાં તેની પરવરિશમાં કાંઇ બેપરવાઇ થાય તો આપની સેવામાં મોકલી દેવી. વળી ખ્વાજા મરહુમે અંતઘડીએ કહ્યું હતું કે મુનશી હુસેન એહમદને મારો આ સંદેશો પોંહચાડી દેજો કે તમારા ભરૂસા ઉપર બકાઉલ્લાખાન હસી ખુશીની સાથે મરી ગયો." મોલવી અસકરીએ કહ્યું.

"અફસોસ, સદ અફસોસ ખ્વાજા સાહેબ ! છેલ્લી મુલાકાત થઇ હોત તો કોણુ જાણે તમે મને શું શું કહેત ! પણુ કીસમત ! ખેર ખુદા તમારી મગફેરત કરે અને બહેસ્તેબરીંમાં જગ્યા આપે." મુનશી સાહેબે નિઃશ્વાસ નાંખતાં કહ્યું.

"હઝરત ! તેમની મગફેરતમાં લગારે શક નથી. જેવી રીતે ખ્વાજા સાહેબે જીવ આપ્યો છે તેવી રીતે ઘણુાજ થોડા નેક બંદા મરે છે. મરતી વખતે તેઓના મુખથી અશહદોઅનલાઇલાહા નો કલમો જારી હતો. અમે તો આજ સુધી એવા નેક બંદાઓને આવી રીતે મરતાં જોયા નથી."

"અફસોસ ! પણ હવે કનીઝે ફાતમા કયાં છે ?" મુનશી સાહેબે પુછ્યું.

"હું તેણીને રેહમાનપુર ગુલામ કાદરખાનને ત્યાં મુકી આવ્યો છું." મોલવી સાહેબ બોલ્યા—"પણ મારા સાંભળવામાં આવ્યું છે કે ત્યાં તેણીની કાંઇ બરાબર સંભાળ લેવાતી નથી અને વળી ચોધરી સાહેબની વહુ દર વખતે બીચારીને પજવે છે."

"કનીઝે ફાતમા કેટલા વરસની થઇ હશે ?"

"લગભગ આઠ વરસની થઇ હશે. પરંતુ માશાઅલ્લાહ અકકલ

હુશીયારીમાં જાણે પચીસ ત્રીસ વરસની અનુભવી સ્ત્રી ન હોય, એવી વાતો પરથી જણાય છે. વળી કુરઆને મજીદ આટલી નહાની વયમાં પુર્ણ કરીને ઉરદુની બેચાર કીતાબો પણ ભણી ચુકી છે. મીરાતુલઉરૂસ શીખવી શરૂ કરી હતી કે એવામાં ખ્વાજા સાહેબનો ઇન્તેકાલ થઇ ગયો. હવે કોણ જાણે ત્યાં તેણીની તાઅલીમનું શું થયું તે કાંઇ જણાયું નથી." મોલવી અસકરીએ ખુલાસો કર્યો.

"અહિંથી રેહમાનપુર કેટલું દુર હશે ?" મુનશી સાહેબે વિચાર કરતાં પૂછયું.

માત્ર એક રાતનોજ રસ્તો છે. અહિંથી ઠેઠ રહેમાનપુર સુધીની સીધી સડક છે." મોલવી અસકરીએ જવાબ આપ્યો.

"તો ફરી અત્યારેજ હું આપ સાહેબોથી વિદાય થઇને રહેમાનપુર જાઉં છું. કેમકે હવે મરહુમ મિત્રની નીશાનીને જોવા માટે મારીઆંખો તલપી રહી છે તેથી તેઓને ત્યાં પોંહચી ટાઢક આપીશ.' મુનશી સાહેબ રજા માગતાં બોલ્યા.

"અત્યારેજ જવાની શી જરૂરત છે ! આજની રાત સેવકના ગરીબખાના ઉપર આરામ કરો અને સવારમાં રહેમાનપુર વીદાય થજો. ભલા ! અમે પણ આપની મુલાકાતનો લાભ લઇ ખ્વાજા મરહુમના આત્માને શાંતી આપીએ." મોલવી અસકરી તથા હાતમ અલીખાન આગ્રહ કરતાં બોલ્યા.

"આપનું કહેવું મારા માથા ઉપર, પણ હવે કનીઝાને મળી તેણીને જીગર સાથે ચાંપવા માટે મારૂં દીલ બેચેન બની રહ્યું છે તેથી હું તો અત્યારેજ વિદાય થઇશ. ફરી કોઇ વખતે જરૂર

આપની સેવામાં હાજર થઇશ, પરંતુ હા ! એ તો કહો કે ખ્વાજા મરહુમે પોતાની પાછળ કાંઇ મીલકત મુકી છે કે ?"

"જી હા ! પંદર હઝારના લગભગની મીલકત હતી અને બાર હજારનુ દેવું હતું. તેથી બધી મીલકત વેચીને દેવું ચુકવી નાંખ્યું માત્ર એક મકાન રહી ગયું છે જે દસ રૂપીઆ માસીકના ભાડાથી બાબુ જુગલ કીશોર સાહેબ વકીલને આપ્યું છે. મકાનની મરમત અને દુરસ્તી વીગેરેની રકમ પુરી થતાં બાકીની આવક શા. ગીરધારીલાલને ત્યાં જમે થાય છે. જ્યારે કનીઝા જવાન થશે ત્યારે જે કાંઇ જમે હશે તે તેને સોંપી દેવામાં આવશે." મોલવી અસકરીએ મીલકત બાબે જણાવ્યું.

"વાહ ! બહુજ સારો બંદોબસ્ત કર્યો છે" મુનશી સાહેબ બોલ્યા "પણ મારી સલાહ એવી છે કે મજકુર આવકમાંથી બે કુરઆનના હાફીઝ ખ્વાજા સાહેબની કબર ઉપર મુકરર કરી દયો કે જેથી મરહુમને ફાયદો થાય. ઇનશાહઅલ્લાહ કનીઝાને આ મીલકતની જરૂર પડશે નહિ. તેના માટે તો આ મીલકતથી પણ વધારે મીલકત વાટ જુવે છે."

આ સાંભળી મોલવી અસકરી તથા હાતમઅલીખાને મુનશી સાહેબની સુચના પ્રમાણે બંદોબસ્ત કરવાને હા ભણી એટલે તેજ વખતે મુનશી હુસેન એહમદ રેહમાનપુર રવાના થઇ ગયા રસ્તામાં તેઓના મનમાં એજ વિચાર ભમી રહયા હતા કે ખ્વાજા સાહેબની અંત ઘડીએ મુલાકાત કેમ ન થઇ ! કોણજાણે તેઓ શું શું કહેત ! અને કેવી કેવી સુચનાઓ કરત ! વળી તેઓને આ વાત પણ બહુજ દુઃખ પોંહચાડતી હતી કે કનીઝે ફાતમાને પેહલાં ગુલામ કાદરખાનને

ત્યાં કેમ મોકલવામાં આવી. અને મરહુમે પોતે આવી આજ્ઞા શા કારણે આપી ? પણ આ વાતનો જવાબ આપનાર કોઇ નહોતો તેથી તેઓએ હાલ તરત તો આવા વિચારોને બાજુએ મુકી દઇ ગમે તેવી રીતે પણ કનીઝે ફાતમાને ચોધરી સાહેબ પાસેથી પોતાની સંભાળ તળે લેવાનો પાકો વિચાર કર્યો.

આખી રાતનો રસ્તો પસાર કરી બીજે દીવસે મુનશી હુસેન એહમદ રહેમાનપુર પહોંચ્યા અને શોધતાં શોધતાં ચોધરી ગુલામ કાદરખાનના ઘેર ઉપર પહોંચી દરવાનને પુછ્યું.

" કેમ મીયાં દરવાન ! આ મકાન ચોધરી ગુલામ કાદરખાનનું છે ને ? "

" જી હા ! આપને કોનું કામ છે ? " દરવાને જવાબ આપતાં પુછ્યું.

" મારે ચોધરી સાહેબથીજ મળવું છે. "

" તેઓ તો હમણાં નમાઝ ભણે છે તેથી અત્યારે મુલાકાત નહિ થઇ શકે માટે બીજા વખતે આવજો. " દરવાન બોલ્યો.

" તમે લગાર અંદર ખબર તો આપો કે એક માણસ આપથી મળવા માંગે છે. મારે અત્યારેજ એમનાથી જરૂરી કામ છે. "

એટલામાં એક નવ દશ વરસની વયનો છોકરો ફાટેલું પહેરણુ અને ગંધાતી લંગોટી પહેરીને તથા મેલી ટોપી માથાપર મુકીને બહાર આવ્યો. જેને જોતાંજ સર્વે નોકરો ઉભા થઇને " ભઇયા " " ભઇયા " કહી બોલાવા લાગ્યા. એ જોઇ મુનશી સાહેબે પુછ્યું."

" આ કોનો દીકરો છે ? "



" ચોધરી સાહેબના વડા બેટા છે " નોકરોએ જવાબ આપી છોકરાને કહ્યું—" મીયાં આ સાહેબને સલામ કરો "

" કહો મીયાં તમારૂં નામ શું છે ? આવો, મારી પાસે આવીને હાથ મેળવો. " મુનશી સાહેબે ચોધરીના છોકરાને પોતાની પાસે બોલાવતાં કહ્યું.

મારૂં નામ ગુલામશાજડ ( ગુલામસાજદ ) ખાન છે. પણ તમે કોણ છો અને કયાં રહો છો ? " ગુલામસાજદે તોછડાઇથી પુછયું.

" હું સરીપુરનો રહેવાશી છું અને ત્યાંથીજ અત્યારે આવું છું. " મુનશી સાહેબ આ વિચીત્ર છોકરાને જોઇ બોલ્યા. " મીયાં તમે કાંઇ ભણો છો કે ? "

" હા ! હું સલાટીન ભણું છું. " છોકરાએ બેહુદી રીતે જવાબ આપ્યો.

" જાણવામાં તમોને તમારા ઉસ્તાદે તમીઝ તથા વીવેકનો પાઠ પઢાવ્યો નથી કે મોહટાનો અદબ કેમ કરવો જોઇએ. " મુનશીજીએ છોકરાની બેહુદી વાત સાંભળી ટીકા કરી.

આ સાંભળતાંજ મીયાં સાજદનો મીજાજ હાથથી ગયો તેથી ગુસ્સે થઇને બોલ્યો. " તમો કોણ છો કે તમારો અદબ કરવામાં આવે? અમને કાંઇ નાહના સમજતા નહિ, અમે તો તમારા બાપ છીએ સમજ્યા ? વધારે બોલ્યા તો નાકજ કાપી લઇશ !" નોકરની તરફ જોઇને " અલ્યા જાફર ! આ નાલાયકે મને બદતમીઝ કહ્યો છે તેથી લાવ છરી આપ હું આ બેવકુફનું નાકજ કાપી લઇશ. "

" કેમ કાંઇ નાહના મોહટાનું ભાન પણ ભુલી ગયા કે ? "

મુનશી સાહેબ બેહુદા છોકરાની બેહુદી વાત સાંભળી બોલ્યા. " તમોને ઘરમાં આવીજ કેળવણી આપવામાં આવે છે ? "

"અલ્યા જાફર! સુવ્વર, ગધેડા, લાવ છરી લાવ, હું આ મુબકનું નાક કાપ્યા વિના રહેનાર નથી. આનું અહિં શું કામ છેકે અત્યારે અહિં આવીને મને બદતમીઝ કહેવા લાગ્યો ? "

આટલું કહી ખરાબ શબ્દો બોલતો બોલતો સાજદ અંદર ઘરમાં છરી લેવા માટે ગયો. અને બહાર મુનશી હુસેન એહમદ તથા નોકરોમાં નીચલી વાતચીત થઇ.

કેમ મીયાં જાફર ! આ ચોધરી સાહેબનો ચીરંજીવી આવો કેમ છે ? તોબા ! તોબા ! " મુનશી સાહેબે અફસોસ કરતાં નોકરને પુછયું.

" અરે સાહેબ, જવાદોને આ છોકરાની વાત " મીયાં જાફરે બળાપો જાહેર કરતાં કહ્યું " આ છોકરો તો મહા ફાટેલો છે. કેટલીક વખતે એવી એવી બદમાશીઓ કરે છે કે બસ કાંઇ પુછવાનીજ વાત નહિ. અગાશી ઉપર ચઢીને રસ્તે ચાલનારા ઉપર પેશાબ કરી દેવો તેતો તેની એક અદના બદમાશી છે, ગરીબ બીચારા મોલવીને પાંચ વખત જમાલગોટો આપી ચુકયો છે. એટલું બધું થયું છતાં તથા દરરોજ નવી નવી કીસમની હરામખોરીઓ જાહેર થયા છતાં પણ માબાપ એટલો બધો લાડ કરે છે કે કાંઇ ન પુછો વાતો છોકરો ગમે તે કરે, તેના ઉપર લગારે લક્ષ ન આપતાં ઉલટા તેને એવી તકો આપે છે કે વધારેને વધારે બદમાશ બનીને હરામખોરી કરે. "

" અરે રસ્તે જનારા ઉપર પેશાબ કરવા ઉપરાંત એવી એવી

નાલાયકીઓ કરે છે કે બસ નાજ પુછો" બીજા નોકર હસનુએ જાફરની વાતને ટેકો આપતાં કહ્યું. 'પણ તેમાં બીચારા બાળકની કાંઇ કસુર નથી અમારા ચોધરી સાહેબ એવા છે તો ફરી તેના ઉપર શું આરોપ!'

"શું ચોધરી સાહેબ પણ એવાજ માણસ છે?" મુનશીજીએ લગાર અંદેશાથી પુછયું.

"જનાબ! બાપડા ચોધરીને પૂછે છે કોણ?" હસનુએ ચોધરી સાહેબના ઘરની કલાઇ ઉઘાડતાં કહ્યું. "તેઓ બિચારાનું ચાલે છે કયાં? ઘરની અંદર તથા બહાર બધે કાળાધોળાંનાં માલેક તો તેમના ઘરવાળાં છે."

"એમકે!" અજબ થતાં મુનશીજી બોલ્યા. "પણ આ છોકરાને ભણાવવા માટે કોઇ મોલવી યા મુનશી નોકર નથી?"

"એક ખુદાબક્ષ નામના મોલવી હતા. પણ તેઓ બિચારા પરમ દહાડેજ નોકરી મુકીને ચાલ્યા ગયા છે" હસનુ બોલ્યો "તેમની સાથે આ ઘરમાં જે સલુક થયો છે તે ખુદા કોઇની સાથે પણ ન કરાવે."

"શું થયું?"

"થાય શું? એ પણ અમારા ચોધરાયન સાહેબાની એક ચાલ હતી." હસનુએ હકીકત કેહતાં કહ્યુ. "પરમ દીવસે જુમેરાત હતી. તેથી ફાતેહા અપાવવા માટે ગોસ્ત રાંધ્યું હતું. અને રસોડામાં રાંધેલા ગોસ્તનું વાસણ મુકયું હતું. એટલામાં ભોગજોગે કુતરાએ આવતાની સાથેજ ગોસ્તના વાસણમાંજ મોહડું નાંખ્યું, એ

જોઇ ચોધરાયન સાહેબે કુતરાને હાંકી હુકમ આપ્યો કે આ ગોસ્ત મોલવી સાહેબના ખાવા માટે મોકલી આપો. આ સાંભળી મીયાં સાજદ ગોસ્ત લઇને મોલવી સાહેબની સેવામાં હાજર થયા. ગરીબ બીચારા મોલવી સાહેબને જીંદગી સુધી આ ઘરમાંથી બાફેલી દાળ વિના બીજી કોઇ વસ્તુ ખાવા માટે મળેલી ન હોવાથી ગોસ્તની રકાબી જોઇ અજબ થવાની સાથે ખુશ ખુશ થઇ ગયા તેથી મીયાં સાજદને પુછયું."

"કેમ બેટા સાજદ! આજે ચાંદ કઇ તરફે ઉગ્યો?"

"એટલે? આપના આમ બોલવાની મતલબ?" સાજદે પુછયું.

"હું જ્યારથી આ ઘરમાં નોકર રહ્યો છું ત્યારથી બાફેલી દાળ અને સુકી રોટલી સિવાય બીજું કાંઇ મળ્યું નથી અને આજે શું છે કે રકાબી ભરીને ગોસ્ત ઘરમાંથી લઇને આવ્યા છો?" મોલવી સાહેબે કહ્યું.

"ઘરમાં છે તો કાંઇ નહિ. પણ એવી વાત થઇ કે ગોસ્ત રાંધીને રસોડામાં મુકયું હતું એટલામાં જમ્મુ (કુતરાનું નામ) એ વાસણમાં મોહડું નાંખી દીધું. એ જોઇ અમ્માજાને કહ્યું કે આ રાંધેલા ગોસ્તને શા માટે ફેંકી દેવું જોઇએ? જાવ મીયાંજીને આપી આવ, તેથી હું ગોસ્ત લઇને આવ્યો છું. કનીઝા તો કહેતી હતી કે ઉસ્તાદનો બહુ મોહટો દરજ્જો છે તેને નજીસ વસ્તુ ન આપો પણ અમ્માએ તેને ધમકાવીને કહ્યું કે ફેંકી દેવા કરતાં કોઇના પેટમાં પડે તો સારૂં." મીયાં સાજદ સઘળી હકીકત કહેતાં બોલ્યા. આ સાંભળતાંજ મોલવી સાહેબને એવો તો ગુસ્સો આવ્યો કે તેઓએ ગોસ્તની રકાબી જોરથી ફેંકી દીધી અને તેથી એ રકાબીના કટકે કટકા થઇ ગયા. એ જોઇ મીયાં સાજદ મોટેથી રડવા લાગ્યો.

"અલ્યા ! રડે છે શું કરવા ?" મોલવી સાહેબે ડરવાનું કારણ પુછ્યું.

"અમ્મા મને મારશે." સાજદે જવાબ આપ્યો.

"તારો શો ગુનોહ થયો કે અમ્મા મારશે ?" મોલવી સાહેબે પુછ્યું,

"એટલા માટે મારશે કે આ રકાબી ભઇયાનો ઝાડો ઉઠાવવાની હતી તે આપે તોડી નાંખી તેથી હવે ભઇયાનો ઝાડો શામાં ઉઠાવીને ફેંકશે ?" મીયાં સાજદે ખુલાસો કર્યો.

આ સાંભળતાંજ મોલવી સાહેબે તેજ વખતે આ ઘર ઉપર ફીટકાર નાંખી પોતાના ઘરનો રસ્તો લીધો અને તે દીવસથી આ છોકરો રખડપટ્ટીમાં પડયો છે."

હસનુએ મોલવી સાહેબની દુર્ગતી સંભળાવી ચોધરી સાહેબના ઘરની હાલ હવાલી બ્યાન કરી જે સાંભળી મુનશી હુસેન એહમદ દીલગીર થતાં બોલ્યા.

"પણ પેલી કનીઝે ફાતમાના શા હાલ છે ? તેઓ તેણીની સાથે કેવી રીતે વર્તે છે ?"

"એ બાપડીની પણ એવીજ ગતી બને છે. નતો બીચારીને પેટ પુરતું ખાવાનું મળે છે કે નતો પહેરવાનું ! જો કદાચ તેણી પોતે ગરીબ અને તાબેદાર ન હોત તો આ ઘર એક ઘડી પણ ટકી શકત નહિ, પરંતુ તેણી પોતે એવી તો ગરીબ છે કે હજારો સંકટો, દુઃખો સહેતાં એક શબ્દ પણ કહેતી નથી તેથીજ આટલા દીવસ ટકવા પામી છે.



# કનીઝાની હાલ હવાલી.





ચોધરી સાહેબના નોકરો અને મુનશી હુસેન એહમદમાં ઉપલી વાતચીત થઇ રહી હતી એટલામાં ઘરમાંથી બુમશોરના સાદ સંભળાયા એટલે જાફરે મુનશી સાહેબને કહ્યું.

" સાંભળો સાહેબ ! તેજ બીચારી છોકરીની કમબખ્તી થઇ રહી છે. હાય ! ખુદા કોઇને નિરાધાર અને અનાથ ન કરે."

" અને ચોધરી સાહેબ કયાં છે ? " મુનશી સાહેબે પુછ્યું.

" અંદર ઘરમાંજ છે પરંતુ તેમના ઘરવાલાંની વાતમાં બોલેવાનો તેમને લગારે અધીકાર નથી. અને કદાચ કાંઇ બોલે કરે તો પોતે પણ તે વાતમાં હાજી હાજી કરે ! એ બાચારાની એટલી શકિત નથી કે ઘરવાળાંની વાતને રદ કરી શકે !" જાફરે ચોધરી સાહેબની હાલત કહી સંભળાવી.

" તો ફરી લગાર ચોધરી સાહેબને બહાર બોલાવો, જુઓ તો ખરા કેવી રીતે બીચારીને માર પડી રહી છે. ભાઇ તમે ન બોલાવી શકો તો હું બોલાવું છું.

આટલું કહી ચોધરી સાહેબે બહારથીજ બુમ પાડતાં કહ્યું.

" અરે ગરીબ છોકરીને કેમ મારી નાંખો છો, કાંઇ ખુદાનો ખોફ છે કે નહિ ? "

આ સાંભળતાંજ ચોધરી સાહેબ બહાર નીકળી આવ્યા અને આવતાંની સાથેજ મુનશી સાહેબને જોઇ બોલ્યા.

" અસ્સલામોઅલયકુમ "

" વઅલયકમુસ્સલામ, પણ પહેલાં એ કહો કે ઘરમાં બધી વાતે કુશળ તો છે ને ? " મુનશી સાહેબે પુછ્યું.

" શું કહું ? " ચોધરી સાહેબ કનીઝાની શીકાયત કરતાં બોલ્યા " હું તો માહા મુશીબતમાં આવી પડયો છું. ખ્વાજા અફઉલ્લાખાન કરીને મારા એક ઓળખીતા હતા. તેઓ થોડા દીવસ ઉપર ગુજરી ગયા તેમની આગળ પાછળ કોઇ ન હોવાથી મેં તેમની છોકરીને મારી પાસે એટલા માટે બોલાવી લીધી કે મારાં બીજાં બચ્ચાંઓની સાથે તેની પણ પરવીશ થશે. પરંતુ તે છોકરી તો એવી ખરાબ અને ઢોંગી નીકળી કે ખુદાની પનાહ. મેં તો એના જેવી બદઝાત છોકરી આજ સુધી જોઇ નથી. જયારથી તેણી મારે ત્યાં આવી છે ત્યારથી આખા ઘરમાં આફત પ્રગટી છે ! ખુદા એને મોત પણ નથી આપતો કે અમો સઘળા મુસીબતમાંથી છુટીએ !"

" તો શું ખરેખર આપ એ છોકરીથી લાચાર બની ગયા છો ? " મુનશી સાહેબે કુનેહથી પુછ્યું.

" જી હા ! એક એક દીવસ એક એક વરસ સમાન થઇ થઇ પડયો છે. પણ તેણીની જવાનીએ આશા જણાતી નથી કે છુટકો થાય !" ચોધરીએ પોતાની બેઝારી બતાવતાં જવાબ આપ્યો.

" ખુદાના લાખ લાખ શુક્ર કે હું ખરેખરા અણીના વખત

ઉપર આવી પહોંચ્યો. અને કરોડો આભાર કે મારા ખુદાએ મને બહુજ સારા વખત ઉપર પોંહચાડી દીધો. તે છોકરી જેનાથી તમે લાચાર બની ગયા છો અને જેને બદઝાત વીગેરે શબ્દોથી યાદ કરો છો તે મારી લખતે જીગર અને આંખોનું તેજ છે. હાલ તરત તમે તેણીને મારા હવાલામાં સોંપી દઇ મહા મુસીબતમાંથી છુટા થઇ જાવ. મુબારક છે તે માણસ કે જેને આવી અમુલ્ય વસ્તુ મળે અને બહુ મોહટાં નશીબ છે તેના કે જેને પોતાના સાચા સ્નેહીની નીશાની પ્રાપ્ત થાય." મુનશી સાહેબે કહ્યુ.

અજબ થવાની સાથે ચોધરી સાહેબે પુછ્યું "આપનું ઇસ્મ મુબારક ?"

"હું ખ્વાજા બકાઉલ્લાખાન મરહુમનો એક અદના તાબેદાર છું. મારૂં નામ હુસેન અહેમદ છે. ખ્વાજા મરહુમની વસીયત પ્રમાણે કનીઝે ફાતમા તમારે ત્યાં ન નભી શકે તો તેણીને મારે હવાલે સોંપી દેવી જોઇએ." મુનશી સાહેબે ખ્વાજા સાહેબથી પોતાનો સંબંધ જાહેર કરતાં જણાવ્યું જે સાંભળી ચોધરી સાહેબ દીગમુઢ બની જવાની સાથે બોલ્યા.

"આહા ! મીઝાજે શરીફ ? ઘણાં દીવસથી આપની તારીફ સાભળી મળવાને તલપી રહ્યો હતો તો ખુદાએ આજે મૂલાકાત કરાવી દીધી. પણ હાય ! જ્યારે ખ્વાજા મરહુમની વાતો યાદ આવે છે ત્યારે કંઇને કંઇ થઇ જાય છે. ખ્વાજા મરહુમના મરણથી જે ખોટ પડી છે તે કોઇબી રીતે પુરાઇ શકાય તેમ નથી. ખુદા તેમને જન્નતમાં જગ્યા આપી તેમની નીશાની કનીઝે ફાતમાને સહી સલામતીથી રાખે. મેં આવતાની સાથે જે કાંઇ કહ્યું છે તે રમુજમાં

કહેલું છે તેથી તે બાબત કાંઇ ખોટું ન માનતાં માફ કરજો. આપ કનીઝે ફાતમાને લેવા આવ્યા છો તો ભલે આવ્યા પણ હું તો તેને જવા દઇશ નહિ અને તેણી પોતે પણ કદી જશે નહિ કેમકે ઘરના બધા બચ્ચાઓમાં તેણી બહુજ હળી મળી ગઇ છે."

"માફ કરજો, આપનું કહેવું તદન ગેરવ્યાજબી છે." હુસેન એહમદે ચોખુ ને ચટ કહી સંભળાવતાં કહ્યું. "આપના ઘરના સઘળા હાલાતથી હું પુરેપુરો વાકેફ થઇ ચુકયો છું. તેથી હવે તમારી લગારે દુન્યાદારી ચાલશે નહિ. મહેરબાની કરીને બીચારી કનીઝાને આઝાદ કરી દો."

આટલું કહી મુનશી હુસેન અહેમદે પોતે કનીઝાને બોલાવતાં બુમ પાડી "બેટા કનીઝા! બહાર આવ. અને જો તને તારા બાપનો તાબેદાર બોલાવવા માટે આવ્યો છે"

કનીઝા આ અવાજ સાંભળતાંજ એકદમ બહાર આવી. જેને જોતાંજ મુનશી સાહેબે ગળે વળગાડી રડવું શરૂ કર્યું જે જોઇ કનીઝા પણ મુનશી સાહેબની બાથમાં ભરાઇ દીલ ખોલીને રડવા લાગી. અને જયારે બંને જણા રડીને દીલ ખાલી કરી ચુકયા ત્યારે હુસેન અહેમદે કનીઝાને પુછયું,

"દીકરી તેં મને ઓળખ્યો ?"

"હા ! હું સમજુ છું કે મેં આપને ઓળખી લીધા." કનીઝા આંસુ પુછતી બોલી. "જાણ્યામાં આપ મારા અબ્બાના જીવજાન દોસ્ત મુનસી હુસેન એહમદ છો. આપ આજે બહુજ સારા વખતે આવી પહોંચ્યા નહિ તો હું માત્ર થોડાજ વખતની આ દુન્યામાં મહેમાન હતી."

"હા! દીકરી હુંજ તારા અબ્બાનો તાબેદાર હુસેન એહમદ છું." મુનશી સાહેબ ચુંબન કરતાં બોલ્યા. "ખુદા તારી ઉમર દરાજ કરી ઇકબાલે સીકંદરી અતા કરે. દીકરી હવે તું આપણે ઘેર ચાલ હું તને જોઇને મારૂં દીલ ઠંડું કરીશ.

"હવે હું આજથીજ આપને અબ્બા કહીશ! કનીઝા બોલી "માટે અબ્બા! હું આપની સાથેજ છું. પહેલાં ખુદાએ અંમાને બોલાવી લીધાં અને તે પછી અબ્બાને. હાય! હું નિરાધાર બની ગઇ, પણ ખુદાએ આપના જેવા વહાલા અબ્બાને મારી સંભાળ માટે મોકલી દીધા."

મુનશી હુસેન એહમદ અને કનીઝામાં થતી વાતચીત સાંભળી ચોધરી સાહેબ મનમાંજ શરમાવા લાગ્યા, તેથી લગાર દુન્યાદારી કરતાં કનીઝા તરફ જોઇને બોલ્યા;—

"બેટી કનીઝા! હું તને નહી જવા દઉં. જરા જો તો ખરી તારા આવ્યા પછી તો મારૂં ઘર કેવું ભર્યું ભર્યું દેખાય છે!"

"અફસોસ! હવે મારા ભાગ્યમાં નથી કે હું આપને ત્યાં રહું." કનીઝાએ સાફ જવાબ આપતાં કહ્યું "હું તો આપને ત્યાં કાંઇ બે ચાર દીવસના માટે નહોતી આવી, પરંતુ જ્યાં સુધી હું ઉમર લાયક થાઉં નહિ ત્યાં સુધી આપના સાયામાં ઉછરવા માટે આવી હતી. પરંતુ અફસોસ! કાકી સાહેબની બદ મીજાજી અને આપની બેપરવાઇએ મારૂં દીલ નાહતું કરી નાંખ્યું. અફસોસ! એક અનાથ અને નિરાધાર બાળાની તમોએ લગારે કદર કરી નહિ.

આ સાંભળી ચોધરી સાહેબે ગદગદીત કંઠે જવાબ આપ્યો

"કનીઝા મેં જે કાંઇ કહ્યું હોય તે તું માફ કર અને અંદર જઇને વિદાય થઇ આવ."

કનીઝાએ ઉદાર દીલે જવાબ આપ્યો "હું બીચારી કોણ માફ કરનારી હતી? તો પણ આપ કહો છો તો કહું છું કે મેં માફ કર્યું અને મારા ખુદાએ પણ માફ કર્યું" આટલું કહી કનીઝા અંદર ઝનાનખાનામાં ગઇ અને ચોધરાયનની પાસે ઉભી રહેતાં બોલી "ચચીજાન! જો કે આપ મને ભત્રીજી કહેતાં લજવાઓ છો છતાં હું તો આપને ચચીજાન કહેતાં પોતાને ભાગ્યશાળી સમજું છું. અત્યારે આપની પાસે છેવટના સલામ માટે આવી છું, માટે મારાથી જે કાંઇ ભુલો થઇ હોય તે ખુદાના માટે માફ કરો. હું તો આપને ત્યાં જન્મારો ગુજારી દેવા આવી હતી અને આપનું જે કાંઇ નીમક ખાધું છે તેને હલાલ કરવાની ઇચ્છા રાખતી હતી; પરંતુ અફસોસ! આપ મારી પરવરીશથી લાચાર બની ગયાં તેથી બહુજ અફસોસની સાથે હું આ ઘરને તજુ છું. આમ થવામાં હું આપનો વાંક કાઢતી નથી પરંતુ જે કાંઇ થાય છે તે મારા કીસ્મતની બલીહારી છે એમ સમજું છું."

"દીકરી! ભલે જાવ" ચોધરાયન બોલ્યાં પણ જે કાંઇ ગુસ્સાના આવેશમાં તને ખરૂં ખોટું કહ્યું હોય તે માફ કરજે. તારા રહેવાથી મને કેટલો બધો આનંદ થતો હતો તે મારૂંજ દીલ જાણે છે. અને તારી સાથે મને જે મોહોબત હતી તે પણ મારો ખુદા સારી પેઠે જાણે છે. પણ શું કરૂં હું મારા ગુસ્સા આગળ લાચાર હતી. દીકરી! તારા જવાથી ખરેખર મારૂં ઘર ખાલી થઇ જશે, પરંતુ લાચારી છે. તને જે માણુસ લેવા આવ્યા છે તેમને પાછા

કાઢી તને રોકી લઉં એ પણ ઠીક લાગતું નથી માટે જાવ; મેં તને ખુદાને સોંપી. જ્યાં રહે ત્યાં સુખમાં રહેજે, જલદી જલદી લગન થાવ અને નસીબો પ્રતિદિન ચઢતી કરે એવી મારી અંતઃકરણની દુવા છે.

ટુંકમાં એટલુંજ કે કનીઝા ચોધરી સાહેબના ઘરના બધા નાહના મોહટાથી મળી મુનશી હુસેન એહમદની સાથે તેમને ઘેર સરીપુરમાં આવીને રાજીખુશીથી રહેવા લાગી. મુનશી હુસેન એહમદના ઘરમાં કોઇ પણ સ્ત્રી ન હોવાથી તેઓએ કનીઝાના આવતાંજ એક આયાને નોકર રાખી લીધી અને પોતાથી બનતી કોશીષે કનીઝાને આરામમાં રાખવાની વસ્તુઓનો જમાવ કરી નાંખ્યો. કનીઝા સરીપુરમાં આવી તેજ વખતે આખા ગામમાં તેના આવવાની ખબર ફેલાઇ ગઇ એટલે ગામના ગૃહસ્થોની સ્ત્રીઓ તેણીને જોવાને ઇન્તેજાર બની.

મુનશી સાહેબ પણ દરેક રીતે કનીઝાને રાજી રાખવા ચાહતા હોવાથા તેઓએ ગામના ગૃહસ્થોની સ્ત્રીઓમાં મળવા કાજે કનીઝાને મોકલી અને તેથી ગામના ગૃહસ્થ લોકોની દીકરીઓ તથા વહુઓ કનીઝાની મુલાકાત માટે આવવા લાગી. એમ દીન પર દીન મુલાકાત વધવાથી કનીઝા સુખથી રહેવા લાગી. જોકે તેણી માત્ર આઠ નવ વરસની હતી તો પણ મળવા આવનારીઓથી એવી રીતે મળી અને અદબ મલાજાથી વાતચીત કરી કે ગામમાં ઘેર ઘેર એની તારીફો થવા લાગી. કનીઝાની વાતચીત અને મેલમીલાપથી ગામની સ્ત્રીઓ એટલી બધી રાજી થઈ કે દર વખતે સ્ત્રીઓનું ટોળું કનીઝાની પાસે તેના મુખ સામે જોઇનેજ બેસી રહેતુ હતું.

સરીપુરના એક રહીસ શેખ ખુદાબક્ષ નામના હતા; તેમના દીકરાનું મુંડણ ( બાળકના જન્મ પછી પહેલી વખતે માથાના વાળ

કપાવવાની ક્રીયાનો દીવસ ) હતું તેથી ગામડાંઓના રીવાજ પ્રમાણે તેઓએ કુટુંબ કબીલા તથા ઓળખાણવાળાઓની સ્ત્રીઓ વીગેરેને નોતરાં મોકલ્યાં. મુનશી સાહેબને ત્યાં પણ નોતરૂં આવેલું હોવાથી તેઓ ઝનાનખાનામાં જઇને કનીઝાને કહેવા લાગ્યા.

" કેમ દીકરી ! હવે તારો જીવ તો ગભરાતો નથી ને ? "

" ના હવે તો મને અહિ સારૂં લાગે છે. આપણા પડોશવાળી પેલી ઉમીદન છોકરી બહુજ સારી છે. તે બીચારી મારી પાસે દરરોજ આવીને બેસે છે અને તેથી મારો જીવ તેનાથી બહુજ મળી ગએલો હોવાથી હવે કાંઇ ગભરાટ થતો નથી. " કનીઝા બોલી.

" પેલી મીર હસનઅલી મરસીયાખવાનની દીકરી ઉમીદન ? બહુજ નેક અને ભોળી છોકરી છે. તેના માબાપ પણ બહુજ સારા અને ભલા માણસ છે. "

" પણ અમ્મા ! મેં અહિં આવીને છોકરા છોકરીઓનાં અજબ જેવાં નામો સાંભળ્યાં છે. જેમકે છોકરીઓના નામ. ઉમીદન, કરીમન, રહીમન, વીગેરે અને છોકરાઓના નામ મદારઅલી, સાલારબક્ષ વીગેરે એનું કારણ શું? શહેરમાં તો આવાં નામ કદીએ સાંભળવામાં આવ્યાં નથી. " કનીઝાએ પુછયું.

" બેટા " મુનશી સાહેબે જવાબ આપ્યો: " ગામડાનાં નામો તો એવાંજ હોય છે "

"પણ અબ્બા ! મારી સાહેલી ઉમીદન ગુડીઓ બહુ સારી બનાવે છે અને હું તેના પાસે શીખું છું. " કનીઝા બોલી.

" શું તે તારાથી સીવવામાં હુશીયાર છે ? " મુનશી સાહેબે અજબ થતાં પુછયું.

"નહિ સીવવામાં તો એવી કાંઇ હુશીયાર નથી પણ લુગડાના ચહેરા બનાવવામાં કુશળ છે." કનીઝાએ જવાબ આપ્યો.

"હા, પણ દીકરી!" હુસેન એહમદ કાંઇ યાદ આવતાં બોલ્યા "આજ રાતે ખુદાબક્ષને ઘેર મુંડણુ અને ખુદાઇ રાત (આખી રાત સ્ત્રીઓ ઢોલ વગાડીને ગાય છે તેને ખુદાઇ રાત કહે છે) માટે તું થોડી વાર માટે જઇ આવજે"

"અબ્બા!" કનીઝા બોલી "હું કોની સાથે ત્યાં જાઉં. હું તો કોઇ પણ દીવસ ગઇ નથી. વળી ખુદાબક્ષ કોણ છે? તે પણ જાણુતી નથી."

"ખુદાબક્ષ સરીપુર ગામમાં સઉથી મોટા જમીનદાર છે. આજ-કાલ તેમની પાસે જેટલાં હથીયારો અને સીપાઇ સુપરા નોકર છે તેટલા કસ્બામાં બીજા કોઇને ત્યાં પણ નથી. આખા ગામના લોકો ઉપર તેઓની જબરી ધાક છે. વળી આજ સુધી તેઓએ જમીનની લગાણુ આપી નથી. બીચારા અમલદારો તેમનાથી ત્રાહે ત્રાહે પોકારે છે. કોઇ પણ માણુસને મારી નાખવો, નાક કાન કાપી લેવું વીગેરે તો તેમના ડાબા હાથના ખેલ સમાન છે" મુનશી સાહેબે ખુદાબક્ષની હકીકત કહેતા જણુાવ્યું.

"એમ કે?" લગાર દહેશત ખાતાં કનીઝા બોલી. 'અબ્બા એવા માણુસને ઘેર ફરી આપ શા માટે મોકલો છો કે જે મારૂં નાક કાપી લેતા પણ વિલંબ ન લગાડે.

"નહિ બેટા!" મુનશી સાહેબે ધીરજ આપતાં કહ્યું 'તારૂં નાક શા માટે કાપે? તું લગારે બીહતી ના, એ તો વાત નીકળે

તો આવીજ રીતે કહેવાય છે. લગાર આયાની સાથે ઉભી ઉભી જઇ આવજે નહિ તો ખોટું દેખાશે."

"બહુ સારૂં પણ હું તરતજ પાછી આવીશ."

"હા! તરતજ પાછી આવજે."

આ વાતચીત થવા પછી કનીઝા સાંજના વખતે નવાં લુગડા તથા બે ચાર સાદાં ઘરેણાં પહેરી આયાની સાથ ખુદાબક્ષને ઘેર ગઇ. ખુદાબક્ષને ત્યાં કુટુંબ કબીલાની બધી સ્ત્રીઓ ગામડાના રીવાજ પ્રમાણે ખાટલાઓ ઉપર બેઠી હતી. તેઓ સઘળી કનીઝાના લુગડાં તથા ઘરેણાંની સાદગી જોતાંજ છક થઇ ગઇ. અને હતું પણ એમજ. કેમકે કનીઝા આ વખતે એક પદમણી જેવી શોભી રહી હતી. જે વખતે કનીઝા પાલખીમાંથી ઉતરી ઘરમાં આવી તે વખતે શેખ ખુદાબક્ષ અને તેમના વડા દીકરા કુરબાનઅલી ઘરમાંજ હતા. તેઓ કનીઝાનો રંગરૂપ અને મોહક ચહેરો જોતાંજ દરૂદ પડવા લાગી ગયા.

કનીઝા પરદાની વધારે પરવા કરતી નહોતી કેમકે તેની વય કાંઇ વધારે થઇ નહોતી કે પરદાની જરૂરત પડે. થોડીજ મુદત ઉપર તે પોતાના મરહુમ પિતાની સાથે સત્રજો આવતી જતી હતી. તેથી આ વખતે પણ તેણીએ પોતાનો ચહેરો ચાદરથી છુપાવ્યો નહોતો. તેણીએ ઘરમાં આવતાની સાથેજ સૌથી પહેલાં શેખ ખુદાબક્ષને સલામ કરી અને તે બાદ સઘળી સ્ત્રીઓથી તેમના દરજ્જા પ્રમાણે મુલાકાત કરી. કનીઝા સર્વેથી મળી ચુકી તે બાદ તેણીને વીચાર આવ્યો કે અહીં કોઇ મારી સાહેલી હોય તો તેની પાસે જઇ બેસું

હજુ તો વીચારમાંજ આમ તેમ જોઇ રહી હતી એટલામાં તેણીની પાડોસણ સાહેલી ઉમીદને તેને બોલાવતાં કહ્યું.

"બહેન કનીઝા! અહિં આવો, જુઓ હું તમારા પહેલાં આવીને અહિં બેઠી છું."

કનીઝા આ સાંભળતાંજ ઉમીદનની પાસે ગઇ અને પોતાની બેઠક લેતાં બોલી "અહા! ઉમીદન હું પણ એજ વિચારમાં હતી કે કોઇ ઓળખાણવાળી હોય તો તેની પાસે જઇને બેસું. ચાલો! સારૂં થયું કે અહિં તારો સાથ થયો નહિ તો હું તો એકલી એકલી મુંઝાઇ મરત!"

"બહેન! હું પણ તમારાજ વિચારમાં બેઠી હતી" ઉમીદને પોતાની બીજી સાહેલીઓ સાથે કનીઝાને ઓળખાણ કરાવતાં કહ્યું. "જુઓ આ સઘળી મારી સાહેલીઓ છે! આ શેખજીની નાહની દીકરી બી ગુમાની છે અને આ સીકંદરપુરવાળા કાઝીની નવાસી બી ચહીતી છે."

"હું તમો સઘળી બહેનોથી મળીને બહુજ ખુશી થઇ" કનીઝા બધી છોકરીઓથી મળીને બોલી" હું તો અહિં આવતાં સુધી બહુજ ગભરાઇ રહી હતી કે કોણ જાણે ત્યાં શું થશે પણ ચાલો સારૂં થયું કે તમો બધાથી ઓળખાણ થઇ."

"હા! બહેન, ગાણું સાંભળશો?' ઉમીદન બોલી "હમણા પેલી મીરાસનો આવશે તેમાં સૌથી સરસ તો ધસીટીની વહુ છે અને તેનીજ ગઝલોની જ્યાં ત્યાં તારીફ થઇ રહી છે."

"મને તો ગાણું સાંભળવાનો કાંઇ વધારે શોખ નથી."

ગાણા પ્રત્યે અભાવ બતાવતાં કનીઝાએ કહ્યું "પણ જ્યારે ગાણું થશે ત્યારે અહિં બેઠી છું તો સાંભળવું તો પડશેજ, કાંઇ કાનમાં ડુચા ઘાલીને તો નહિ બેસું!"

"બહેન ઉમીદન!" સાહેલીઓમાંની એક બી ગુમાની બોલી "મેં સાંભળ્યું છે કે કનીઝા બહેનને લખવા વાંચવાનો બહુજ શોખ છે?"

"હા, મને લખવા વાંચવાનો બહુજ શોખ છે પણ ઉમીદનના બદલામાં કનીઝા બોલી "અફસોસ જ્યારથી મારા અબ્બાજાનનો સ્વર્ગવાસ થયો છે ત્યારથી ભણવાનો તાલજ આવતો નથી."

"બહેન! અમારે ત્યાં તો ગ્રહસ્થોમાં સ્ત્રીઓ ભણતી નથી પણ વેશ્યાઓ ભણે છે" બી ગુમાની ભણવા તરફ અભાવ બતાવતાં બોલી.

આાં વાકય સાંભળીને કનીઝાને બહુ ખોટું લાગ્યું પણ તે વખતે તેણીએ બહુજ સજીંદગીની સાથે ભણવાની વાતને ઉડાવી દીધી. થોડા વારમાં ગાનારી મીરાસનો આવી અને તેણીઓ ગાવા લાગી. કનીઝાને કુદરતી રીતે આવા જલસાઓ પ્રત્યે અભાવ હતો તો પણ કારજવાલાની શરમથી કલાક બેકલાક મહા મેહનતે ગુજારી ઘેર જવાની રજા માંગી. કારજવાળી સ્ત્રીઓ અને બી ગુમાની, બા ચહીતી તથા ઉમીદને રોકાવા માટે બહુ કહ્યું પણ કનીઝા તબીયત ઠીક નહોવાનું બહાનું કરી ઘેર ચાલી આવી. ઘેર ઉપર મુનશી હુસેન એહમદ કનીઝાની ગેરહાજરીથી બેચેન બની રહ્યા હતા એટલામાં કનીઝાને આવેલી જોઇ હસતા હસતા તેની પાસે આવીને કહેવા લાગ્યા.

"કહો દીકરી! શું જોયું?"

"કાંઇએ નહિ" કનીઝા ત્યાંની હકીકત કહેતાં બોલી "હા! સ્ત્રીઓનો જમાવ સારો હતો પણ હું તો કોઇને ઓળખતી નહોતી એટલામાં આપણા પાડોશવાળી ઉમીદનથી મુલાકાત થઇ ગઇ. તેણીએ કેટલીક જણીઓથી મુલાકાત કરાવી. પણ અબ્બા! અહીંની સ્ત્રીઓને ભણવા ગણવાનો શોખ છેજ નહી."

"બેટા! આતો ગામડું છે તેથી સ્ત્રીઓને ભણાવવા ગણાવવાનો રીવાજ નથી. કદાચ કોઇ ભણે તો કુરઆન શરીફ, રાહેનજાત અને એકાદ મસાઅલની કીતાબ નહિ તો આમ રીવાજ નથી બલકે છોકરીઓના ભણાવવાને એબ ગણે છે."

"તો શું હું પણ અહિં નહિ ભણી શકું?" કનીઝા ગરીબાઇથી બોલી 'મારા વહાલા અબ્બા! મને તો જરૂર ભણાવો. જુઓ મારા અબ્બાજાન જીવતા હોત તો હું ક્યારનીએ ભણી ગણીને હુશીયાર થઇ જાત. તેઓને મારા ભણવાનો બહુજ ખ્યાલ હતો."

"નહી બેટા! હું ગામડીઆ રીવાજનો પાબંધ નથી. મારો તો ખાસ વિચાર છે કે તારા માટે લખનઉથી એક ભણેલી ગણેલી ઉસ્તાની બોલાવી તેની પાસે તને સારી પેઠે ભણાવીને હુશીઆર બનાવું." મુનશી સાહેબે કનીઝાના માથા ઉપર મમતાથી હાથ ફેરવતાં કહ્યું.

"અને ભલા અબ્બા!" કનીઝાએ પુછ્યું "સીવવાનું તથા ભરવાનું કોની પાસેથી શીક્ષણ લઉ? મને તો હજી સુધી ગુડીઓ પણ સીવતાં નથી આવડતી."

" બેટા, સીવવા ગુંથવા તથા ભરવા વીગેરેનું સઘળું કામ જાણનારીજ ઉસ્તાનીને બોલાવીશ એટલે તે તને બધી જાતનું શિક્ષણ આપશે."

આટલું કહી મુનશી હુસેન એહમદ બહારના હોલમાં આવ્યા અને તેજ વખતે લખનઉમાં પોતાના મિત્રોને લખી વાળ્યું કે, કોઇ શરીફ ખાનદાનની ભણેલી ગણેલી તથા સઘળી જાતના કામો જાણનાર હુશીયાર ઉસ્તાની ગમે તેટલા પગારમાં મળે તો પણ તરતજ સફીપુર મોકલી દો.

લખનઉ લખ્યાને આઠજ દીવસ વીત્યા હશે કે ઝહુરીખાનમ નામની ઉસ્તાનીજી ખાવું પીવું અને પંદર રૂપીઆના માસીક પગારે આવી પહોંચી અને આવતાંની સાથેજ તેણીએ કનીઝાને કેળવણી આપવી શરૂ કરી. કનીઝાને મગજશકતી ખુદાતાલાએ સારી આપેલી હોવાથી જોત જોતામાં લખતાં વાંચતાં, રાંધતાં, સીવતાં અને ગુંથતાં ભરતાં શીખી ગઇ. તેણીએ માત્ર ત્રણ વરસની ટુંક મુદતમાં આટલું બધું શીખવા ઉપરાંત ધરમનું પુરેપુરૂ શિક્ષણ અને જરૂર જોગી ફારસી કેળવણી પણ લઇ લીધી. કનીઝાના મુકાબલામાં જો કદાચ કોઇ બીજી છોડી હોત તો તે આઠ વરસમાં પણ આટલું બધું શિક્ષણ લંઇ શકત નહીં ! કનીઝાની ઉસ્તાની ઝહુરીખાનમ પણ પોતાની શાગીર્દની ચંચળાઇ અને બાહોશી જોઇને દંગ બની ગઇ હતી. જો કદાચ કોઇ વખત તેણી શીક્ષણ આપવામાં લગાર ઢીલ કરતી તો કનીઝા પોતે પોતાના ઉત્સાહથી ઝહુરીખાનમને મજબુર કરીને શીખતી. આવી રીતે માત્ર ત્રણ વરસની મુદતમાંજ આપણી વારતાની મુખ્ય નાયીકા ભણવા ગણવા વીગેરે કામોમાં પ્રવીણ

બની ગઇ. કનીઝાની ઉસ્તાની ઝહુરીખાનમ માટે વાંચકોના મનમાં અનેક વિચારો ઉત્પન્ન થતા હશે તેથી અહીં તેણીનું ટુંક વૃતાંત લખી દેવું બ્યાજબી ગણાયા વિના રહેશે નહિં.

લખનઉ શહેરના ગોલાગંજ મેહેલ્લામાં મીરઝાં આઝમ બેગ નામના એક પ્રખ્યાત શાયર રહેતા હતા તેઓની :આ ઝહુરીખાનમ વીધવા હતી. મીરઝા આઝમ બેગે ઝહુરીખાનમને લગન બાદ સઘળી જાતંની કેળવણી પોતાના હાથે આપીને દરેક કામમાં પ્રવીણ બનાવી હતી. અને તેથીજ અત્યારે લખનઉ જેવા શહેરમાં પણ ઝહુરી-ખાનમનો જોટો મળતો નહોતો. એતો કાળની ગતી ન્યારી છે નહિ તો ઝહુરીબેગમને આજે નોકરી કરવાના દહાડા આવત નહિ. જયાં સુધી મીરઝાઆઝમબેગ લખનઉના બેહેસ્ત નશીન બાદશાહ વાજીદ અલીશાહના દરબારમાં મુસાહીબ હતા ત્યાં સુધી ઝહુરીખાનમના દોરદમામ જોવા લાયક હના. એતો ૧૮૫૭ના બળવામાં મીરઝા આઝમબેગ ઉપર પડતી આવી અને તેઓ બીચારા માર્યા ગયા તો ઝહુરીખાનમને આજે ઉસ્તાનીજીની નોકરી કરવી પડી. તેણીએ કેટલાક દીવસ સુધી તો લખનઉમાંજ નવાબ હુસેન અસકરી સાહેબની દીકરીઓને શિક્ષણ આપ્યું. અને જયારે ત્યાંથી રજા મળી ત્યારે એકાએક કનીઝાને ભણાવવાની જગ્યા હાથ આવી ગઇ. ઝહુરીખાનમ એકંદર રીતે જોતાં બહુજ કાબેલ અને બાહોશ ઉસ્તાની હતી પરંતુ જેવી તે બાહોશ હતી તેવીજ લાલચુ પણ હતી. જો કે તેણીની આગળ પાછળ કોઇ ખાનાર પીનાર નહોતું છતાં પણ તે લાલચુ હદથી વધારે હતી અને આજ સબબસર નવાબ હુસેન અસકરીને ત્યાં નભાવ થયો નહિ.

મુનશી હુસેન એહમદ કનીઝાને હદથી વધારે પ્યાર કરતા હતા. દુન્યાની કોઇપણ કીંમતીમાં કીંમતી વસ્તુને તેઓ કનીઝાથી વધારે સમજતા નહોતા અને તેજ કારણે તેઓ ઝહુરીખાનમ જેવી બાહોશ, હુશીઆર અને કાબેલ પણ લાલચુ ઉસ્તાનીની દરેક ફરમાશ ઉદાર દીલથી પુરી કરી તેને દરેક વખતે રાજી રાખતા હતા. ત્રણ વરસની લાંબી મુદત સુધી ઝહુરીખાનમ મુનશી હુસેન એહમદને ત્યાં ટકી તેનું મોહટું કારણ મુનશી હુસેન એહમદની ઉદારતાને ગણીએ તો તેમાં લગારે સહરાગત ભરેલું કહેવાશે નહિ. કનીઝા ત્રણ વરસની મુદત પસાર કરી હવે બાર વરસની વયે પહોંચી હતી. હવે તે બાળ વયની જીંદગી પુરી કરી જુવાનીના પહેલા પગથીઆ ઉપર ચઢી હતી. અને તેથી પહેલા કરતા તે સમજમાં પણ વધી હતી. જો કે બાળવયમાં પણ તે સારી સમજ અને બુદ્ધીવાન હતી છતાં આ ત્રણ વરસ દરમ્યાન વિદ્યા હુન્નર અને વયનો વધારો થતાં તેણી તેના પ્રમાણમાં વધારે બુદ્ધીશાળી બની હતી. વયની સાથે પોતાના રંગ રૂપમાં પણ તેણીએ બહુજ તરક્કી કરી હતી. કનીઝાની બાહોશી, રંગ રૂપ અને વિદ્વતાનાં આખા ગામ તથા આસપાસની વસ્તીમાં ભારે વખાણ થઇ રહ્યાં હતાં. જો કે કનીઝાને મુનશી હુસેન એહમદને ત્યાં બધી વાતનું સુખ હતું છતાં પણ ભાગ્યેજ કોઇ એવો દીવસ ગયો હશે કે જે દીવસે તેણીએ પોતાના મર્હુમ પીતાને યાદ કરી બે આંસુઓ ન પાડયાં હોય એક દીવસે તેણી નાહી ધોઇ અને લુગડાં પહેરીને અગાશી ઉપર પોતાના ભીંજાયલા વાળ સુકાવી રહી હતી એટલામાં ઝહુરીખાનમે આવતાંની સાથેજ કનીઝાનો લાવણ્યતા ભરેલો ચહેરો જોઇને કહ્યું “ બેટા ! હવે તમે બહુજ સુંદર દેખાઓ છો ” આ સાંભળી કનીઝાનું દીલ ભરાઇ આવ્યું તેથી આંખમાંથી આંસુ કાઢતાં કાઢતાં બોલી “ હાય આજે મારા અબ્બા હોત તો તેઓ મારી સુંદરતા જોઇને આનંદ માનત !

# મુનશી હુસેન એહમદ સાહેબ મરહુમ.



વાંચકો ! આ વાતથી સારી પેઠે જાણીતા થઇ ચુકયા છે કે મુનશી હુસેન એહમદ સગાં સંબંધીઓથી તદનજ બેનસીબ રહેલા હતા. અત્યારે અગર કોઇ તેમના સગા વહાલાંમાં હોય તો માત્ર આપણી વાર્તાની મુખ્ય નાયીકા કનીઝાજ હતી. જયારથી કનીઝા મુનશી હુસેન એહમદને ત્યાં આવી છે ત્યારથી તેઓએ ધંધો રોજગાર મુકી દઇ એકાંતવાસને પસંદ કર્યો છે. ઘોડાની સોદાગરી કરવાનું કામ તેઓ વરસો થયાં કરતા હોવાથી અત્યારે પૈસે ટકે સારી સ્થીતી હતી. તેઓ પોતાની જીંદગીમાં કોઇના મોહતાજ ન થાય એટલી પુંજી હોવાથી નિરાંતે જીંદગી ગુજારી રહ્યા હતા. એક દીવસે વાતમાં વાત નીકળતાં કનીઝાએ મુનશી હુસેન એહમદને પુછયું.

"અબ્બા ! હું જયારથી આપને ત્યાં આવીને રહી છું ત્યારથી આપે બહાર જવું તદનજ બંધ કરી દીધું છે. અને મેં સાંભળ્યું છે કે સોદાગરીનું કામ પણ મુકી દીધું છે તેથી અબ્બા ! જાણ્યામાં મારા આવવાથી આપને બહુ મોહટું નુકસાન વેઠવું પડ્યું હશે. માટે મારી વીનંતી ઉપર ખાસ લક્ષ આપીને આપ આપની સોદાગરીનું કામ પાછું જારી કરી દયો અને મારા તરફની લગારે ચિંતા કરો નહિં. હું આ ઘરમાં ઉસ્તાનીજી અને શુબરાતન મામાની સાથે હસી ખુશીથી રહીશ અને આપના બહાર જવાથી મને કોઇ પણ વાતનું દુઃખ નહિ પહોચે."



" હા ! બેટા " મુનશી એહમદ બોલ્યા " મેં મારો ધંધો બંધ કરી દીધો છે પણ ખુદાના ફઝલો કરમથી એટલી પુંજી છે કે તારૂં તથા તારા બાલબચ્ચાનું ગુજરાન ઘણી સારી રીતે ચાલી શકશે તેથી હું આરામથી બેઠો છું અને તને જોઇને મારી આંખોને ટાઢક આપી રહ્યો છું."

ઉપલી વાતચીત થઇ ગઇ અને તે ઉપરથી એટલો સાર નીકળ્યો કે મુનશી હુસેન એહમદ તદન શાંત જીંદગી ગુજારીને કનીઝાના બાલબચ્ચાં માટે સારી રકમ મુકી જવાના હતા. પણ કાળચક્ર કેવા વિચારમાં હતું તેની તેમને કયાં ખબર હતી ?

ઉપલી વાતને એકાદ અઠવાડીઉં પસાર થયું એટલામાં શહેરમાં એકાએક કોલેરા ફાટી નીકળ્યો મુનશી સાહેબે કોલેરાથી બચવા માટે અનેક ઉપાયો કર્યા જેમકે માટીની હાંડીઓમાં સીરકો ભરીને દરેક દરવાજા ઉપર તે હાંડી લટકાવી દીધી અને દરેક દરવાજા ઉપર " લીખમમના " ના તાવીઝો ચોંટાડી દીધા, તથા ઘરના ખુણેખુણામાં દરરોજ લોબાન, સુખડ અને ગંધકની ધુણીઓ આપી. વળી આખા ઘરમાં ચુનો ફેરવીને ચંદન જેવું બનાવ્યું. ટુંકમાં એટલું કે મોલાના નઝીર એહમદની " તવબતુન નસુહ " નામની કીતાબમાં જેટલા ઉપાયો નસુહના માટે કીધા હતા તેટલા બધા ઉપાયો કોલેરાથી બચવાના મુનશી હુસેન એહમદે કર્યા, પણ......

" મન દરચે ખ્યાલેમો ફલક દરચે ખ્યાલ "

ખુદાતાલાના કારોબારમાં કોઇનું કાંઇ ચાલતું નથી. મુનશીસાહેબે જ્યાં આટલી બધી સાવચેતી રાખી ત્યાં આ વાતની પણખાસ સાવચેતી

રાખીહતી કે કસ્બામાં ગમે તે માણુસ કોલેરામાં પટકાઇને મરણુ પામે તેની ખબર તેમના કાનો સુધી પોંહચે નહિ. પરંતુ એક દીવસે ભોગજોગે શેખ કુરબાનઅલી આવ્યા અને આવતાની સાથેજ બોલ્યા.

" મુનશી સાહેબ ! આજકાલ ગામમાં ભારે કેર વરતાઇ રહ્યો છે એક એક ઘરમાંથી ચારચાર લાશો નીકળી રહી છે અને તેથી કફન સીવનાર તથા ગોર ખોદનાર પણુ મળી શકતા નથી. હવે તો ખુદા રહેમ કરે તો સારૂં. "

આ સાંભળતાંજ મુનશી હુસેન એહમદના ચેહરા ઉપર મુરદનીનો અસર ફેલાઇ ગયો તેથી ધીમે અવાજે બોલ્યા " શેખજી ખુદાની હીકમતમાં કોઇનું કાંઇ ચાલી શકતું નથી, જેનો વખત આવશે તેને જવા વિના છુટકો નથી માટે આ વાતો મુકીને કોઇ બીજી વાત કરો. "

" એતો ખરૂં છે પણુ આપ જુઓ તો ખરા ? " શેખ કુરબાન અલીએ મુનશીજીની વાત ઉપર ઉપર ચોંટીયું ધ્યાન આપી આગળ લંબાવતાં કહ્યું " પેલા મોહમ્મદબક્ષ મરી ગયા, અલીહુસેન અને તેમની વહુ તથા બચ્ચાંઓ એકી સપાટે ગુજરી ગયાં, તેઓ આખા ઘરનું નખોદ વળી ગયું. બીચારો કરીમુદ્દીન આજેજ કોલેરામાં સપડાયો છે તેનો પણુ થોડી વારમાં ખાતમોજ સમજજો. "

આ વાત સાંભળતાંજ મુનશી હુસેન એહમદના હોસ ઉડી ગયા. અને માત્ર દસ મીનીટમાંજ તેઓ પોતે પણુ ચાલતા કોલેરામાં પકડાઇ પડયા. આ જોઇ શેખ કુરબાન અલી હકીમને બોલાવવા માટે દોડયા હકીમે આવી દવા પાઇ પણુ લગારે ફેર પડયો નહિ. તરતજ બીજી દવા બદલી તેનો પણુ અસર થયો નહિ. આ

જોઇ હુસેન એહમદ પોતાની જીંદગી પુરી થએલી સમજીને નિરાશ થઇ ગયા. એટલે તરતજ કનીઝાને પોતાની પાસે બોલાવી કેહવા લાગ્યા.

" બેટા ! ખુદાતઆલાની એવીજ ઇચ્છા જણાય છે કે હું પણ ખ્વાજા બકાઉલ્લાખાન મરહુમની પેઠે તને નિરાધાર મુકીને મોતને શરણુ થાઉ. માટે બેટા ! તું કાંઇ ગભરાતી ના, જે ભાગ્યમાં હશે તે થયા વિના રહેનાર નથી પણ મારી આ વાતને કલેજામાં કોતરી રાખ કે દર વખતે અસમત ( પ્રતીવૃતપણા ) ભલાઇ તથા સત્યતાનો ખ્યાલ રાખજે. જો તેં આ ત્રણુ વાતો ઉપર ખ્યાલ રાખ્યો તો યકીન માનજે કે દુન્યાની દરેક આબરૂ, જગતનું દરેક માન તને મળ્યા વિના નહિ રહે. વળી બેટા ! જો આ ઘર અને મારી તમામ જંગમ તથા સ્થાવર મીલકત તારી અને તારા શોહરની છે. તેમાં કોઇનો કાંઇ પણ ઇલાકો નથી. "

આ સાંભળતાંજ કનીઝા ચોધાર આંસુએ રડતાં બોલી " હાય અબ્બા ! આપ પણ મને નિરાધાર મુકીને ચાલ્યા ! હાય ! હું એવી કમનસીબ નીકળી કે પહેલાં અમ્માજાન ગયાં તે બાદ અબ્બાજાન અને હવે આપ પણ જાઓ છો ? હાય ! હાય ! હવે શું કરૂં ! હું આપના વિના આ ઘરબાર અને માલ મીલકત તે શું કરૂં જ્યારે આપ પોતેજ નહિ હોવ ત્યારે આ બધું મારા શા કામનું ? હાય ! આપ જશો તો ફરી મારૂં કોણુ ? હું ખરેખર નિરાધાર થઇ જઇશ. "

"બેટા ! સબર કર" મુનશી હુશેન એહમદ શેખ, કુરબાનઅલી અને હકીમજીની તરફ જોઇને બોલ્યા ' જુઓ ભાઇઓ ! આ મારી વસીયત છે તેને લખી લ્યો અને તમે ગવાહ રહેજો કે મારી બધી મીલકતની માલેક કનીઝાછે. આપણા શહેરના પારેખ શા.બીલરામદાસને

ત્યાં મારા એકાવન હજાર રૂપીઆ જમે છે તે બધાની માલીક મારી દીકરી કનીઝા છે એના સીવાય મારૂં બીજું કોઇ વાલી વારસ નથી”

આ સાંભળી તરતજ શેખ કુરબાનઅલીએ એક વીલ તઇયાર કર્યું અને તેના ઉપર મુનશી હુસેન એહમદના દસ્તખત કરાવી લઇ શાક્ષી તરીકે પોતાની સહી કરી વીલને પોતાના ખીસ્સામાં મુકી દીધું. તે વખતે એટલી બધી પરેશાની થઇ રહી હતી કે કનીઝાને એટલી પણ સુજ ન પડી કે તે વીલ લઇને પોતાની પાસે રાખે અથવા મુનશી હુસેન એહમદને પણ વીચાર ન આવ્યો કે શેખ કુરબાનઅલીની પાસેથી લઇને કનીઝાને આપે. વીલ લખાયાને કાંઈ ઝાઝો વખત નહિ ગુજર્યો હોય કે મુનશી હુસેન એહમદ કલમએ શહાદત પઢતા પઢતા સ્વર્ગવાસ પામ્યા. કનીઝા મુનશીજીના પલંગ પાસે ઉભી ઉભી ચોધાર આંસુએ રડી રહી હતી અને મુનશીજી લાકડાની પેઠે સજડ પલંગ ઉપર પડયા હતા. હવે શું હતું કે તેઓ હાલે ચાલે અથવા વાતચીત કરે ! આત્માનો પોપટ તો ઉડી ગયો માત્ર શરીર રૂપી પાંજરૂં પલંગ ઉપર પડી રહ્યું હતું જેને જોઇ કનીઝાએ આસમાન જમીન એક કરી નાખ્યા. આટલી નાની વયમાં બીચારી કનીઝાને ત્રણ વખત આવા દેખાવ જોવા પડયા હતા.

પહેલો દેખાવ તો તેને યાદ નહોતો પરંતુ પોતાના પ્યારા પીતાના મરણનો દેખાવ એવો તાજો હતો કે જેવો મુનશી હુસેન એહમદના મરણનો દેખાવ નજરો આગળ હતો. કનીઝાને મુનશી હુસેન એહમદ સાથે જે મોહોબ્બત થઇ હતી તે પોતાના મરહુમ બાપથી કોઇ પણ રીતે ઓછી નહોતી અને ખરેખર એમ હોય

તેમાં નવાઇ જેવું કાંઇ નથી. કેમકે ખ્વાજા બકાઉલ્લાખાન પોતાની જીંદગી દરમ્યાન કનીઝાની જેટલી સંભાળ અને હેત પ્યારનો વરતાવ કરતા તેટલોજ મુનશી હુસેન એહમદે પણ કર્યો હતો અને છેવટે મરતી વખતે પણ મુનશી હુસેન એહમદે પોતાની તમામ જંગમ તથા સ્થાવર મીલકતની એકલી વારસ કનીઝાને બનાવી ને પોતાની સાચી મીત્રતા અને મોહબ્બતની જીવતી જાગતી સાબેતી આપી દીધી હતી.

મુનશી હુસેન એહમદના સ્વર્ગવાસની ખબર બહાર ફેલાતાં જોતજોતામાં આખા કસ્બાના રહેવાશીઓનો જમાવ થઇ ગયો. આખા કસ્બામાં જોકે કોલેરાના ત્રાસથી નાસાનાસ થઇ રહી હતી અને ભાઇ, ભાઇના કફન દફનમાં શરીક થતો નહોતો તોપણ મુનશી મરહુમની મોહબ્બત ભલાઇ અને ઉદારતાના સબબે આખા કસ્બાના મુસલમાનો ભેગા થઇ ગયા. ઘરની અંદર તો કનીઝા રડી રડીને બીજાઓને રડાવી રહી હતી અને બહાર મુનશી મરહુમની લાશને ગુસલ વીગેરે દઇ કરીને જનાઝામાં મુકી કલમએ શહાદતના ઉદગારોની સાથે જીંદગીની છેલ્લી મંજલ ઉપર લઇ ગયા. જનાઝાની નમાઝમાં સેંકડો માણસો શરીક થયા હતા. ટુંકમાં એટલુંજ કે બાર વાગતાની અંદર તે મીત્રતાનો પુજારી, મોહબ્બતનો દેવતા અને દોસ્તીના ખરા દાસને માટીના હજારો મણના ઢગલાની નીચે દબાવી દીલગીર થતાં સર્વે લોકો વેરાઇ ગયા. મુનશી મરહુમની મોહોબ્બતને યાદ કરી એકે એક માણસના ચેહરા ઉપર રંજના ચિન્હો જણાતાં હતાં પરંતુ શેખ કુરબાનઅલીના ચેહરા ઉપર બધાથી ઉલટી રીતે કંઇક ખુશીનો પ્રકાશ દેખાતો હતો. મુનશી મરહુમને દફનાવીને શેખ કુરબાન-

અલી સીધા કનીઝાની પાસે આવ્યા અને તેણીની ઉસ્તાની ઝહુરી ખાનમને અલગ બોલાવી લગભગ એક કલાક સુધી હળવે હળવે વાતો કરી.

વાંચકો! જાણ્યામાં કુરબાનઅલીથી વાકેફ નહિ હોય તેથી અત્યારે ટુંકમાં તેમની ઓળખાણ કરાવવાની જરૂરત છે. શેખ કુરબાનઅલી શેખ ખુદાબક્ષના દીકરા છે. જેમને ઘેર મુંડનમાંઆજથી ત્રણ વરસ ઉપર કનીઝા ગઇ હતી. અને તેજ દીવસથી કનીઝાની સફાઇ અને સુંદર ચહેરો જોઇ બંને બાપ દીકરા એક સાથે કનીઝાના પ્રેમમાં પડયા હતા. બકોલ શાયર

દિલમેં પોશીદા તપે ઇશ્ક બુતાં રખતે હેં
આગ હમ સંગકે માનિન્દ નિહાં રખતે હેં

શેખ કુરબાનઅલીના બાપ શેખ ખુદાબક્ષ લગભગ સાઠ પાંસઠ વરસની વયે પહોંચી ચુકયા હતા. અને શેખ કુરબાનઅલી કોઇબી રીતે પીસ્તાલીસ વરસથી ઓછા હતાજ નહિ પોતે કાંઇ પણ ભણેલ ગણેલ નહોતા તો પણ ગુલીસ્તા, બોસ્તાં મહા મુસીબતે પુરી કરીને ઉસ્તાદને ત્યાંથી નાહાસી આવ્યા હતા. તેઓ એક પુરા કસ્બાતી માણુસ હતા. તેમનું ઉંચું કદ, ચપટું નાક, મોહટા કાન, બેઠેલા ગાલ, નાહાની નાહની માંજરી આંખો અને ભુરા વાળ તથા પાન વધુ પ્રમાણમાં ખાવાથી લાલાશમાંથી વધીને કાળા પડી ગએલા દાંત, તેમની લુચ્ચાઇ, કપટ અને આળસાઇની ગવાહી આપી રહ્યા હતા. બંને બાપ દીકરાની વહુઓ મરી ચુકેલી હોવાથી અત્યારે બંને રંડાપલા હતા. શેખ ખુદાબક્ષ આખો દીવસ અફીણુ માંહે રહેતા હતા તો

કુરબાનઅલી ચંડુલ અને ચરસમાં ચઢીયાતા હતા. મુનશી હુસેન એહમદનો સ્વર્ગવાસ થતાંજ કુરબાનઅલીના મનમાં કનીઝાની સાથે લગ્ન કરવાનો વિચાર આવ્યો અને તેજ વખતથી તેઓએ પોતાની કોશીશો જોરી કરી દીધી સઉથી પહેલું કામ તેઓએ આ કર્યું કે વીલ પોતાના કબજામાં કરી લીધું, અને તે બાદ કનીઝાની ઉસ્તાની ઝહુરીખાનમને પોતાના દાવમાં લઇને ભવીષ્યની સારી આશાઓ બંધાવી. લાલચુ ઝહુરીખાનમ શેખ કુરબાનઅલીની લાલચોમાં લપટાઇને તેજ વખતે ઉલટા પગે કનીઝાની પાસે આવી, અને હેત તથા પ્યારની સાથે ઓવારણા લઇ બોલી.

"બેટા કનીઝા! જુઓ દુન્યા કેવી હેચ છે! જોત જોતામાં શું હતું અને શું થઇ ગયું! માટે હવે બેટા જોઇ વીચારીને ચાલવું જોઇએ. બાળવયનો જમાનો વીતીને હવે જુવાનીનો સમય આવ્યો છે તેથી ફુંકી ફુંકીને કદમ મુકવામાંજ ભલાઇ છે."

"ઉસ્તાનીજી" કનીઝાએ જવાબ આપ્યો "હું એ સારી પેઠે સમજુ છું પણ અબ્બાજાનની છેવટની શીખતો મરતાં સુધી નહિ ભુલું. હાય અબ્બા! આજે આપના સ્વર્ગવાસથી હું બીજી વખતે યતીમ બની."

"બેટા! સબર કરવી જોઇએ, આ દીવસ બધાના માટે આવનાર છે," ઝહુરીખાનમ મતલબની વાત કેહતાં રડતું મુખ બનાવીને કહેવા લાગી "હવે આ શહેરમાં આપણું કોઇ પણ તનનું માણુસ રહ્યું નહિં. અને મેં હમણાંજ સાંભળ્યું છે કે મુનશી સાહેબ મરહુમના ભાણેજ મોહમ્મદ રહેમાનને બોલાવવા માટે માણુસો ગયાં

છે તેથી તેઓ હમણાંજ આવશે અને આવતાની સાથેજ આપણુને ઘરની બહાર કાઢી મુકશે. "

આ સાંભળતાંજ કનીઝા પોકારી ઉઠી " એ કાઢનાર કોણ ? ઉસ્તાનીજી આ શું બોલો છો ? અબ્બા મરહુમ મરતી વખતે પોતાની સઘળી મીલકત મને આપી ગયા છે તેમાં હવે ભાગ પડાવનાર બીજો કોણ છે ?"

"બેટા ! હજુ તમો નાદાન છો. તમારી પાસે મરહુમનું વીલ તેમજ બીજી કોઇ સનદ નથી, તેમજ શહેરમાં તમારો કોઇ ભરૂસાનો મદદગાર માણુસ નથી અને એ સીવાય તેમની સાથે સરકાર દરબારમાં લઢવા જેટલી શકતી પણ નથી." ઉસ્તાનીએ સમજાવતાં કહ્યું.

"સનદ કેમ નથી ?" કનીઝા બોલી "અબ્બા મરહુમ મરતી વખતે વીલ લખી ગયા છે !"

" પણ તે તમારી પાસે નથીને ? " ઉસ્તાની બોલી " મરવા પછી એવા વીલને કોઇએ ગણુકારતું નથી માટે બેટી ! મારી વહાલી બેટી ! જરા સમજીને કામ કરવું જોઇએ. આપણું આવા સમયમાં કોઇ પણ નથી પણ એક બીચારા શેખ કુરબાનઅલી છે જેઓ અત્યારે બહાર ઉભા છે અને તમારાથી મુલાકાત લેવા માંગે છે તેમનાથી મળો અને શું કહે છે તે સાંભળો. તેમના વિના બીજો કોઇ પણ મદદગાર નથી અને તેમનાથી સારો.........

"તમો અત્યારે શું કહી રહ્યાં છો તે હું અત્યારે બીલકુલ સમજી શકતી નથી માટે સાફ સાફ કહો !"

"બેટી ! હું આ કહેવા માંગુ છું કે કે કે કે...... તમારૂં લગ્ન એમની સાથે............

"ઉસ્તાની ! આ કેવી વાતો કરી રહ્યાં છો ! આજે અબ્બાને ગુજરવાને કાંઇ વાર થઇ નથી ને હું અત્યારથીજ લગ્નની વાતો કરૂં !" કનીઝા ગુસ્સાથી લાલચોળ બનીને બોલી "હજુ હું પુરા બાર વરસની તો થઇ નથી અને તમને શું થઇ ગયું છે કે આવી વાતો કરીને મારા દીલને દુઃખ આપી રહ્યાં છો ?"

"બેટા ! લગ્નની વયતો આજ છે. ફરી તમે જાણોને તમારૂં કામ" ઝહુરીખાનમ લગાર ચાપલુસીથી કહેવા લાગી "પણ કુરબાન અલીથી વાત કરવામાં શું જાય છે, તેઓ કહે છે કે બહુ અગત્યનું કામ છે તેથી કહો તો બોલાવું."

"ભલે બોલાવી લાવ"

તરતજ ઝહુરીખાનમ બહાર ગઇ અને કુરબાનઅલીને સાથે લઇને અંદર આવી. કનીઝા ઓરડીની અંદર પરદામાં બેઠી અને કુરબાનઅલી ઓરડીની બહાર દીવાનખાનામાં ઉભા રહીને બોલ્યા.

"મુનશી હુસેન એહમદ સાહેબના મરણનો જે સદમો થયો છે તે મારૂં દીલ સારી પેઠે જાણે છે- આહા ! કેવો સારો અને બાખુદા શખ્સ દુન્યાથી ઉઠી ગયો !"

આ સાંભળતાંજ કનીઝા ચોધાર આંસુએ મોહડેથી રડવા લાગી જે સાંભળી દીલાસો આપતાં તથા પોતાની મતલબ કહેતાં કુરબાનઅલી બોલ્યા.



"સબર કરો, ખુદાતાલા જે કાંઇ કરે છે તે બંદાના સારા માટેજ કરે છે. આમાં પણ તેનો કાંઇ ભેદ હશે. પણ અત્યારે હું જે કાંઇ કહેવા આવ્યો છું તે તમારાજ લાભનું હોવાથી આંસુ લુછી નાંખી ધ્યાન દઇને સાંભળો. મુનશી સાહેબ મરહુમનો સગો ભાણેજ જે શરેહ પ્રમાણે તેમની મીલકતનો વારસ છે કેમકે શરેહ ઇસલામની રૂએ દત્તક કોઇ ચીજ નથી, તેથી મને બીક લાગે છે કે રખેને તે અહિં આવીને બધી મીલકત ઉપર કબજો લઇ તમોને કાઢી ન મુકે?"

"પણ વસીયતનામું અબ્બા મરહુમ લખીને ગયા છે અને જે તમોએજ લખ્યું છે અને જે તમારીજ પાસે છે તેનું કેમ?" કનીઝા બોલી.

"હા! મારી પાસે છે પણ તમે તે વસીયતનામાની શરતને પુરી તો કરો!"

"અબ્બાની વસીયત પુરી કરવા માટે હું તૈયાર છું."

"ત્યારે ફરી શી હરકત છે હું આપની મદદ માટે તૈયાર છું. જુઓ સાંભળો વસીયતનામામાં લખેલું છે કે "અગર મારી દીકરી કનીઝે ફાતમા શેખ કુરબાનઅલીની સાથે લગન કરે તો મારી સ્થાવર તથા જંગમ મીલકતની વારસ બને અને જો કદાચ તેણી આ લગનથી ઇનકાર કરે તો મારો ભાણેજ મોહમ્મદ રહેમાન મારી બધી મીલકતનો સાચો હકદાર વારસ છે."

આ સાંભળતાંજ કનીઝા પોકારી ઉઠી "ઓ ખુદા! આ શું? તદન જુઠા! મારા અબ્બાએ એવી કોઇ શરત લખીજ નથી!"

"અગર તમો એમ સમજતા હોવ, અને મને પોતાનો ખરો

ખેરખ્વાહ નહીં સમજતાં હોવ તથા સેવકના હાથને કબુલ નહિ કરતાં હોવ તો ફરી મોહમ્મદ રહેમાનના પંજામાંથી છુટવું બહુજ મુશ્કેલ છે. મરહુમની મીલકતમાંથી તમોને એક પાઇ પણ મળી શકતી નથી, વસીયતનામું મારી પાસે છે અને તેને હું હમણા ફાડીને ફેંકી દઉં તો તમો વગર ઠેકાણાના બનીને રખડતાં થઇ જાવ માટે કાંઇ વિચાર કરો ?" કુરબાનઅલી દમ ભરાવતા બોલ્યા.

"બીસમિલ્લાહ ! આપ બહુજ ખુશીની સાથે વસીયતનામાને ફાડી નાંખો" કનીઝા હીંમતથી બોલી " જ્યાં મ્હારો વ્હાલો બાપ ગયો ત્યાં હું સમજીશ કે મારી બધી મીલકત પણ ગઇ. પરતુ લાલચમાં લપટાઇને તમારી સાથે લગ્ન કરી શકતી નથી. અને હા ! તમને આ પણ ચેતાવું છું કે મને હવેથી ના વારસ સમજીને આવી વાતો કરવાની હીમ્મત કરતા નહિ."

આ સાંભળી ઝહુરીખાનમ કનીઝાની પીઠ ઉપર હાથ ફેરવતાં બોલી "મારી વ્હાલી બેટી ! બીચારા શેખજી બહુજ સારા અને ભલા માણસ છે માટે એમનું કહેવું માનજો, આપણું ભલુંજ થશે."

"બસ ઉસ્તાનીજી ખામોશ રહો" કનીઝાએ ઝહુરીખાનમને દબાવતાં કહ્યું " આપની અને મારી વચ્ચે જે સંબંધ હતો તે આજે આવી વાતોથી તુટી ગયો. અફસોસ ! માત્ર થોડાજ કલાકની મુસીબતમાં તમે મારી હીમાયત મુકી દીધી । હવે તમારાથી આગળ ઉપર તો બીજી શી આશા રાખવી જોઇએ? હું તો અબ્બાના મરતાંજ આવનારી મુસીબતો માટે ચેતી ગઇ છું, પણ કાંઇ ચિંતા નહિ, મને મારા ખુદા ઉપર પુર્ણ ભરૂસો છે અને તેજ મને દરેક વખતે સહાય કરશે."



આ સાંભળી શેખ કુરબાનઅલી બોલ્યા " કનીઝ! સાંભળો ખુદાનો ભરૂસો કોઇ કામ આવશે નહિ, જો તમારે મારી સાથે લગ્ન કરવાની મરજી ન હોય તો સાફ ઇનકાર કરી દયો કે હું વસીયતનામાને ફાડીને ફેંકી દઉં. જુઓ કનીઝા તમારી લગામ મારા હાથમાં છે."

"અસતગફરૂલ્લાહ!" કનીઝા દ્રઢતાથી બોલી " મારી લગામ અને તે તારા હાથમાં? અફસોસ તમોએ સમજવામાં બહુ મોટી ભુલ કરી છે કેમકે હું તે માણુસ નથી કે જે લાલચમાં લપટાઇને પોતાના વિચારોથી વિરૂદ્ધ પગલું ભરૂં. જો કદાચ મારા ભાગ્યમાં ભીખ માગવાનું હશે તો હું તે માટે તૈયાર છું અને મારા ખુદાની ઇચ્છા મને દોલતમંદ બનાવવાની છે તો તે દોલતથી મને કોઇપણ રીતે મેહરૂમ રાખી શકતો નથી. માટે શેખજી આપ અહીંથી ચાલતા થાઓ. મારે આપની મદદની જરૂરત નથી."

જુઓ અત્યારે તો હું જાઉં છું અને આજ રાતની મેહેતલ આપું છું. ખુબ સમજી સોચીને કાલે જવાબ આપજો."

આટલું કહી શેખ કુરબાનઅલી ચાલતા થયા. હજુ તેઓ ઘરની બહારજ નીકળ્યા હતા કે શેખ ખુદાબક્ષ એટલે શેખ કુરબાનઅલીના બાપ લાકડી ટેકતા ટેકતા આવ્યા અને સૌથી પહેલાં તેઓએ શુબ-રાતન આયાને પોતાની પાસે બોલાવીને વાતચીત કરી અને તે બાદ જાણ્યામાં બેચાર રૂપીઆ પણ આપ્યા એટલે શુબરાતન તરતજ કનીઝાની પાસે આવીને કહેવા લાગી.

" બીબી કનીઝા! મેં બહાર એવી વાતો સાંભળી છે કે જેથી

બહુજ દીલગીરી થાય છે અને વગર અચકાયે આંખોથી આંસુ નીકળી પડે છે. હાયા હજુ મુનશી સાહેબના સ્વર્ગવાસને કાંઇ વાર થઇ નથી એટલામાં તો બધા લોકો તમોને કાઢી મુકવા તૈયાર થઇ ગયા છે. મુનશી સાહેબના ભાણેજ મોહમ્મદ રહેમાનને બોલાવવા માટે માણસો ઉપર માણસો દોડાવ્યાં છે. એટલે તેમના આવ્યા પછી કોણ જાણે આપણી શી ગતી થશે! આપણી વ્હારે ચઢો એ શબ્દો કહે એવું કોઇ પણ નથી. પરંતુ આ શહેરના આગેવાન શેખજી બહુજ ભલા હોવાથી તે બીચારા હીમાયતમાં ઉભા રહેવાને તૈયાર થયા છે."

"કયા શેખજી ?" કનીઝાએ બધી વાત સાંભળીને પુછ્યું.

"હમણા પેલો કુરબાનુ આવીને ગયો તેના બાપ શેખ ખુદાબક્ષ જેઓ અહિંના બહુ મોહટા લાગવગવાલા માણુસ છે. જોકે તેઓ ઘરડા છે પણ બહાદુરીમાં તો બહુજ પુરા છે. આજકાલ તેમના હાથમાં જે સત્તા છે તેવી બીજા કોઇના હાથમાં નથી તેથી જો તેઓ આપણી મદદમાં તૈયાર થાય તો ફરી કોઇપણ આપણું કાંઇ કરી શકશે નહિ." ગુબરાતને શેખજીની બહાદુરીનું વર્ણન કરતાં કહ્યું.

"તેઓ મદદ આપવામાં ત્યારે કેમ વીલંબ લગાડે છે? તેમના બેટાએતો હમણાં એવી વાતો કરી છે કે જેથી મને બહુજ મોહટો સદમો પોંહચ્યો છે. હાયા અત્યારે અબ્બા જીવતા હોત તો તેમની મજાલ હતી કે તેઓ આવું બોલે! પણ ખેર મારો ખુદા છે. મને લાવારસ સમજીને મરજી પડે તે બોલે. હું સાંભળવાને તૈયાર છું" કનીઝા રડતાં રડતાં બોલી.

"બીબી ! તે મુવો એવોજ પાજી છે. આપ કાંઇ પણ ચીંતા ન કરો. શેખજી બહાદુર આવીને ઉભા છે, અને આપથી મળવા માગે છે કહો તો બોલાવી લાઉં ! "

"ખેર જા બોલાવી લાવ, પણ જેવી રીતે પરદામાં રહીને મેં કુરબાન અલીથી વાતચીત કરી હતી તેવીજ રીતે તેમનાથી પણ વાતચીત કરીશ."

શુબરાતન આ સાંભળી બહાર ગઇ અને શેખ ખુદાબક્ષને બોલાવીને દીવાનખાનામાં બેસાડયા. અને કનીઝા ઓરડામાં પરદાની અંદર બેઠી. શેખજીએ પ્રથમ તો બેચાર ખોંખારા મારી બહાદુરીની સાબીતી આપી અને તે બાદ પોતાની: ફેન્સી અને અચકાતી જીભ વડે બોલ્યા.

"બબબબબેટી, બબબબીબી કકકકકનીઝા ! મુનશી હુસેન એહ-મદ સાહેબના સ્વર્ગવાસથી બધા લોકો તમારા દુસ્મન બની ગયા છે. "

"ભલે બની જાય, પણ મારા જેવી યતીમ, બેકસ, અને અ-નાથ બાળાની મદદ માટે ખુદાવંદ તઆલા તઇયાર છે." કનીઝાએ જવાબ આપ્યો.

" પપપપપપણ જો તતતતતમો મમમમમારી સસસસસાથે લલલલલલગ્ન કકકકકરો તો હું તતતતતમારી મમમમમદદ કરવા તઇયાર છું " શેખજીએ પોતાની મતલબ કહી.

"ઓ ખુદા ! આ શું ? શેખજી હું તો તમોને મારા મરહુમ અબ્બાથી પણ વધારે વૃદ્ધ સમજુ છું. તેથી તમારે તો મને પો-

તાની દીકરી સમજવી જોઇએ." કનીઝા અફસોસની સાથે અજબ થતાં બોલી.

"તતતતમે મને જેટલો વૃદ્ધ સમજો છો તેટલો હું વૃદ્ધ નથી એતો લગાર નઝલાની બીમારીથી દદદદાંત પડી ગયા છે. પણ આજ લાંબા સમયથી હું તમોને ચાહું છું. માટે મને કકકકબુલ કરી લ્યો એટલે ફફફફરી હું તમારી મદદ કરવા તઇયાર થાઉં અને હુસેન એહમદની સઘળી દોલત તમને અપાવું."

"બસ! બસ! મોહડું બંદ કરો મને તમારી મદદની જરૂ-રૂત નથી તેમજ હું મીલકત પણ માગતી નથી." કનીઝા ગુસ્સાથી બોલી "કેમરે શુબરાતન! તું આટલા માટેજ શેખજીને બોલાવી લાવી હતી કે! અફસોસ બધાજ નીમકહરામ નીકળ્યા."

"તતતમે ગગગગુસ્સો ન કરો, હું ચચચચાલ્યો જાઉ છું પણ ફરી મારી મદદ માગતા નહી, પણ હાય! મારો તો આ હાલ છે."

હહહહિજ્રા મેં તુમારે ફફફટ ગયા કલેજા
મમમુદ્દતેં ગુઝરી પપપાસ તુમ ન આયે."

"ભલે પધારો, અને ફરી આવવાની તસ્દી લેતા ના, મારો નિગેહબાન તે બારી તાલા છે."

આ સાંભળી શેખજી લાકડીના આધારે ચાલતા થયા એટલે કનીઝા ભારે વિચારમાં પડી ગઇ. તે જાણતી હતી કે આ ઘરમાં બે સ્ત્રીઓ એટલે એક ઉસ્તાની અને બીજી શુબરાતન છે. પણ તે બંને તેની દુશમન છે. પરંતુ તેણી પોતે દઢતામાં પુરેપુરી પાબંદ હોવાથી તેણીએ પોતાના મનમાં પાકો નિશ્ચય કરી લીધો કે ચાહે

લાખો રૂપીઆનો ફાયદો થતો હશે તો પણ હું મને પોતાને વેચીશ નહિ. વળી તેણી મુનશીસાહેબ મરહુમની મહોબતને યાદ કરીને આંસુઓનો વરસાદ વરસાવતી અને કેહતી કે "હાય મારા અબ્બાની મીલકત છે અને તેઓ મને આપી ગયા છે છતાં લોકોની બેઇમા-નીથી તે મેળવવામાં અનેક મુસીબતો ઉભી થઇ ગઇ છે તેથી હવે મારે મીલકતને શું કરવી છે? જે મીલકતના સબબે લોકોનું ઇમાન ઠેકાણે રહેતું નથી તે મીલકત મને ન જોઇએ. મારો નિગેહબાન પાકપરવરદીગાર છે, તેજ મારી પરવરિશ કરશે. તેજ મને આ જંજાળમાંથી મુકતી અપાવશે, તેજ મને સ્હાય કરશે, તેજ મને પાપીઓના પંજામાંથી છોડાવશે". કનીઝા આવા વિચારોમાં હતીજ કે સાંજના સાત વાગે મુનશી સાહેબનો કહેવાતો ભાણેજ મોહમદ રહેમાન આવી પહોંચ્યો. જ્યારે કનીઝાને મોહમ્મદ રહેમાનના આવ-વાની ખબર પહોંચી ત્યારે તેણીએ શુબરાતનને બોલાવીને કહ્યું કે "શુબરાતન! ભાઇ મોહમ્મદ રહેમાન મારા મરહુમ અબ્બાના ભાણેજ થાય છે તેથી તેઓ મારા સગા ભાઇની પેઠે છે માટે તું જા અને તેમને મારી પાસે બોલાવી લાવ. હું તેમનાથી પડદો નહિ કરૂં!" આ સાંભળી શુબરાતન, મોહમ્મદ રહેમાનને બોલાવવા દોડી.

મોહમ્મદ રહેમાન મરહુમ મુનશી સાહેબનો સગો ભાણેજ થતો નહોતો પણ ઘણીજ દુરની સગાઇમાં હતો. મુનશી સાહેબ મરહુમ પોતાની જીંદગીમાં તેનાથી મેલમીલાપ રાખતા નહોતા. માત્ર એક વખતે ઇદના અવસરે કનીઝાની મોજુદગીમાં આવ્યો હતો, જેથી કનીઝા તેને મુનશી સાહેબનો સગો છે એટલું જાણતી હતી. મોહમ્મદ રહેમાન પચીસ છવીસ વરસની વયનો હતો અને ખુદાની

મહેરબાનીથી એકજ આંખ ધરાવતો હતો. ભણેલો ગણેલો તો કાંઇ વધારે નહોતો પણ પ્રપંચમાં પુરો હોવાથી આવતાંની સાથેજ ઓરડા તથા પેટીઓને તાળાં મારી પોતાનો કબજો કરી લેવાની પેરવીમાં ગુંથાયો, એટલામાં શુબરાતને કનીઝાનો સંદેશો પહોંચાડયો જે સાંભળતાંજ તે બોલ્યો "હાં, હવે કેમ નહિ બોલાવે? એનો મતલબ હું સારી પેઠે જાણું છું. પણ ઠીક છે ચાલ આવું છું."

આટલું કહી અંદર આવ્યો, એટલે કનીઝા તેને જોઇને બોલી "આપ અબ્બાજાનના ભાણેજ અને હું તેમની દીકરી છું. તેથી હવે હું આપને મારા સગા ભાઇની પેઠે સમજી ભાઇજાન કહીશ. હાય! જુઓ તો ખરા કે અબ્બાજાનની આંખ બંધ થતાંજ મારો કોઇ મદદગાર રહ્યો નહિ."

"એમ તો ન કહો" મોહમ્મદ રહેમાન બોલ્યો, "ભાઇ તમારા બીજા કોઇ હશે કેમકે હું તો તમારો ભાઇ બનતો નથી.

"અફસોસ! કનીઝા નિશ્વાસ નાખતી બોલી "એ પણ મારા નસીબની બલીહારી છે કે તમે ભાઇ બનવામાં ઇનકાર કરો છો"

"ભાઇ બાઇની વાતો તો પછી થઇ રહેશે પણ પહેલાં એ કહો કે મામુજાનના કેટલા રૂપીઆ તમારી પાસે છે, અને બીજી શી શી વસ્તુઓ છે?" મોહમ્મદ રહેમાને સામાનના લીસ્ટ માટે કહેતાં કહ્યું. "એ બધું પહેલાં લખાવો અને પછી બીજી વાત કરો"

"આ બાબત કાંઇ પણ પુછવાનો તમોને અધીકાર નથી કેમકે અબ્બાજાન બધી માલ મીલકત મને આપી ગયા છે." કનીઝાએ લગાર જુસ્સાથી કહ્યું.

"એમ કે?" મોહમ્મદ રહેમાન કનીઝાની ઠેકડી કરતાં બોલ્યો. પણ તમારા પ્યારા અબ્બાજાનને માલ મીલકત તમારા જેવાને આપવાનો શો હક હતો? મારા જેવો તેમનો લખ્તે જીગર મોજુદ હોવા છતાં તેઓ બીજાને વારસ બનાવેજ શા માટે? આ બધી જુઠી વાતોને બાજુએ મુકી કાલને કાલ આ ઘર ખાલી કરી રસ્તે પડો નહિ તો ફરી મારા જેવો ખરાબ માણુસ એકે નથી."

"ભાઇ! આપ કેવી વાત કરો છો?" કનીઝા ગદગદિત કંઠે બોલી "આ બધી મીલકત અબ્બાજાને પોતાની જાત મહેનતે મેળવેલી છે અને વળી તેમની વસીયત પણ મોજુદ છે."

"એવી વસીયતને ગણે છેજ કોણ?" મોહમ્મદ રહેમાને પોતાનો પુરો રંગ બતાવતાં કહ્યું. "ભાણેજની મોજુદગીમાં તમારો વારસામાં હકજ કયાંથી પોંહચે? વળી તમે છો કોણ? મામુજાનની સાથે કાંઇ સગાઇ થાય છે? તમો કાકાની દીકરી છો? મામાની કે માસીની દીકરી છો? કહો જોઇએ!"

"હાય શો જવાબ આપું!" રડી પડતાં કનીઝા બોલી "બેશક! મારા અને મામુજાનના વચ્ચે કાંઇ સગાવટનો સંબંધ નહોતો પણ તેઓએ મને પોતાની સગી દીકરી કરતાં વધારે સમજી છે."

"એ તેઓની બહુ મોહટી મુર્ખાઇ થઇ કે તેઓએ એક રખડતી રઝળતી અને ભુખે મરતી છોકરીને પોતાની દીકરી સમજી! પણ એ મુર્ખાઇ તેઓ પોતાની સાથેજ કબરમાં લઈ ગયા છે માટે વસીયતનામાનું રટણ મુકીને એકદમ રસ્તે પડી જાવ, એવા વસીય-

તમા તો છપ્પનસો જોઇને ફેંકી દીધા. સમજ્યા? મોહમ્મદ રહેમાને ધાંટા પાડતાં કહ્યું,

"ભાઇ! શું કરવા ધાટા પાડીને લોકોને સંભળાવો છો! મને આ માલ મીલકતની લગારે જરૂર નથી અને વળી મારામાં એટલી તાકત પણ નથી કે હું તુમારા જેવાથી લડાઇ કરૂં. પણ જો તમારે મરહુમની રૂહને રંજ આપવો હોય તો મને રંજીદા કરો. તે બીચારા તો મર્ણ પામી કબરમાં પગ લંબાવીને પડયા છે તેથી ખુદા વિના કોઇ પણ મારી મદદે આવનાર નથી." ચોધાર આંસુઓ પાડતાં કનીઝા બોલી.

"બહુ સારૂં પણ બધી વાતને મુકી દઇ તમે તમારો રસ્તો લ્યો અને પેલા તમારા અબ્બાજાનના વસીયતનામાને મધ લગાવીને ચાટો." મોહમ્મદ રહેમાન નિર્દયપણે બોલી શુબરાતન મામાને કહેવા લાગ્યો "શુબરાતન લગાર બહાર આવ મારે તારી સાથે વાતચીત કરવી છે."

શુબરાતન તરતજ મોહમ્મદ રહેમાનની સાથે બહાર આવી એટલે મોહમ્મદ રહેમાને કહ્યું

"કહો જોઇએ હવે તમારી બીબીના શા વિચારો છે?"

"વિચારો કેવા?" શુબરાતને પોતાની કર્મકથા કહેતાં કહ્યું "હું પોતેજ આ ઘરમાં! બેચાર દીવસનીજ મહેમાન છું ને? તેથી હવે તો આપ જાણો અને તે જાણે!"

"જો સાંભળ!" મોહમ્મદ રહેમાને શુબરાતનને હાથમાં લેતાં કહ્યું. તું એને જઇને સમજાવ કે તે મારાથી લગ્ન કરી લે. લગ્ન

થતાંજ આ બધી પીડાએ પળવારમાં ટળી જશે. મારી વહુ પણ આ વાતમાં રાજી છે એટલે કાંઇ હરકત આવે એવું નથી. વળી તારો પણ ખ્યાલ રાખવામાં આવશે. સમજી ?"

"ના સાહેબ !" શુબરાતને કાનો ઉપર હાથ મુકતાં કહ્યું "હું આવી ખટપટમાં પડી ગાળો ખાવા ચાહતી નથી. પેલા શેખ ખુદાબક્ષને માટે સીફારસ કરી સંતાપમાં પડી છું તેમાંથી તો છુટકો થયો નથી અને વળી બીજી બલામાં કયાં પડું ?"

"કયા ખુદાબક્ષ ?"

"પેલા આ ગામના રહીશ ખુદાબક્ષ અને વળી તેમના દીકરા પણ લટટુ થઇ ગયા છે. ખુદાબક્ષની સીફારસ મેં કરી હતી અને મીયાં કુરબાનુ તરફથી ઉસ્તાનીજી બોલ્યાં હતાં."

"પણ મારી મોજુદગીમાં બીજાઓને આ કામમાં પડવાનો લગારે હક નથી. કેમકે હું મામુજાનનો ભાણેજ અને વળી તેમનાથી જુવાન તથા બધી મીલકતનો માલેક પણ છું" મોહમ્મદ રેહમાને પોતાનો હક સાબેત કરતાં કહ્યું.

"એ તો ખરૂં છું કે હકતો તમારો છે, પણ મીયાં કુરબાનુની પાસે વસીયતનામું હોવાથી તે તેના ઉપર કુદે છે." શુબરાતને વસીયતનામાની બીક બતાવી.

"છટ ! એવા વસીયતનામાને કોણ પુછે છે. તું જરા જઇને એને સમજાવ નહીં તો ફરી આ ઘરમાં રહેવું બહુજ મુસ્કેલ છે."

"ખેર આપના કહેવાથી જાઉ છું પણ મેં તો મારી આખી જીંદગીમાં આવી હઠીલી છોકરી કયાંએ જોઇ નથી."

શુબરાતન આવું કહી તરતજ અંદર આવી અને જ્યાં કનીઝા પોતાના કીસમતના ફેરફાર ઉપર રૂદન કરી રહી હતી ત્યાં બેઠી એટલે કનીઝાએ શુબરાતનને પુછ્યું.

" કહો, કાંઇ બીજી નવી વાત લાવ્યાં છો કે શું ? "

" શું કહું બીબી ! " બનાવટનાં આંસુઓ પાડી શુબરાતન બોલી " આખું કારખાનુંજ બગડેલું છે, તેથી હવે તો ખુદાની દરગાહમાં એજ દોઆ માગું છું કે ખુદા ! તું અમોને ઇજ્જત આબરૂની સાથે આ ઘરમાંથી કાઢજે. "

" કેમ કાંઇ આબરૂ ઇજ્જત ઉપર પણ વાત આવી છે કે શું ? " કનીઝા ગભરાઇને બોલી.

" હા જ્યાં ત્યાં તમારીજ વાતો છે, જેને જોઉં છું તે તમારાજ રટણ પાટલા કરે છે. હમણાજ મીયાં રહેમાનના કહેવાથી જણાયું કે પોતે પણ તમારાથી લગ્ન કરવા ચાહે છે અને કહે છે કે જો મારી સાથે લગ્ન થશે તો હું એને આબરૂ સાથે રાખીશ, અને જે ટંટા ફીસાદ થવાના છે તે બધા બંધ પડી જાય... "

શુબરાતન કાંઇ આગળ કહેવા ચાહતીજ હતી કે ગુસ્સાના આવેશમાં કનીઝા પોકારી ઉઠી, " બસ બંધ કર મામા ! તારી જીભને એકદમ બંધ કર, હું એક શબ્દ પણ વધારે સાંભળવા માગતી નથી; એ બદમાશોને હજુ સુધી મારા દ્રઢ વિચારોની ખબર નહિ હોય ! માટે તું હમણા હાલ તેઓને જઇને કહી આવ કે હું પૈસાટકાની લાલચથી ખુદાબક્ષ જેવા ઘરડા ગધેડા, અને કુરબાનું જેવા મુર્ખા તથા રહેમાન જેવા જાહેલની સાથે કોઇ કાળે પણ લગ્ન કરી શકતી નથી. હું આવા લગ્ન કરવા કરતાં ઘેર ઘેરની ભીખ માંગવી હજાર

દરજ્જે બેહતર સમજું છું. માટે તેઓને જે કાંઇ ટંટાફીસાદ કરવો હોય તે ખુશીથી કરે. મેં તો મારી આબરૂ અને ઇજ્જત ખુદાતાલાને સોંપી છે અને તેનાજ આધારે બેઠી છું."

"બીબી! તમો પોતે સમજદાર છો. તેથી વધારે તો શું સમજાવું તો પણ એટલું તો કહ્યા વિના રહી શકતી નથી કે કુરબાનું અને મીયાં રહેમાન કરતાં શેખ ખુદાબક્ષ હજાર દરજ્જે વધારે સારા છે. આજકાલ તેમના હાથમાં જે સત્તા છે તે કોઇના હાથમાં નથી." શુબરાતને ફરી કનીઝાને કહ્યું, જે સાંભળતાંજ તેણી ગુસ્સાથી લાલચોળ બનીને બોલી ઉઠી.

"ચાલ એકદમ મારી સામેથી ચાલી જા, નહિ તો અબઘડી તને આ કહેવાની મજા બતાવું છું."

આ સાંભળી શુબરાતન છણકો કરીને બહાર ચાલી ગઇ એટલે કનીઝા મોહટેથી પેટભરીને રડી અને રડતાં રડતાંજ નિંદ્રાવશ થઇ ગઇ. રાત પણ પડી ચુકેલી હોવાથી શુબરાતન તથા ઉસ્તાની પોતપોતાના ઓરડાઓમાં સુઇ ગઇ. ગરીબ બીચારી કનીઝા સવારની ભુખી પ્યાસી હતી. આખા દીવસના કકળાટથી થાકેલી હોવાથી તરતજ નિંદ્રા આવી ગઇ પણ ફરી સ્વપ્નામાં મુનશી હુસેન એહમદ આવીને કહેતા કે "દીકરી! બદમાશો મારી જાતમહેનતની કમાઇ લુંટી લે છે. પણ બેટા તું કંઇ ચિન્તા ન કર, ખુદા તને આ મીલકતથી પણ વધુ મીલકત આપશે." મુનશી હુસેન એહમદના શબ્દો સાંભળતાંજ તેણી ચોંકીને ઉઠી જતી અને ફરી મરહુમને યાદ કરી ચોધાર આંસુએ રડતી. એમ કરતાં સવાર પડી એટલે મોહમ્મદ રહેમાન, કુરબાનઅલી અને ખુદાબક્ષ તથા શા. બીલરામદાસ વીગેરે આવી પહોંચ્યા, એટલે

પ્રથમ મોહમ્મદ રહેમાને બધા માણસોની રૂબરૂ મુનશી સાહેબની મીલકત ઉપર પોતાનો દાવો સાબેત કરી કનીઝાને બહાર નીકળવાનો હુકમ આપ્યો. એટલે કનીઝાએ ઉસ્તાની તથા શુબરાતનને પોતાની પાસે બોલાવીને કહ્યું " હું સમજી ચુકી છું કે હવે હું આ ઘરમાં રહી શકતી નથી કેમકે મારા અબ્બા અને ખુદાએ આપેલું ઘર ઝાલીમો મારાથી છીનવી લે છે. તેથી તમોને પુછુછું કે તમો બંનેમાંથી એક પણ મારો સાથ આપો છો ?

"દીકરી!" ઉસ્તાનીજી મમતા બતાવતાં બોલ્યાં " હજુ કાંઇએ ગયું નથી, મીયાં કુરબાનઅલી બહાર વસીયતનામું લઇને તમારી મદદ માટે તૈયાર ઉભા છે. માટે તમે હા કહો અને ફરી જુઓ કે શું થાય છે!"

કનીઝાએ આ સાંભળી શુબરાતનની સામે જોયું એટલે તેણીએ કહ્યું " હવે રહેવાદો ઉસ્તાની, તમારા કુરબાનુને, એ મુવાને પુછેછેજ કોણ ? શેખ ખુદાબક્ષ જેવા બહાદુર અને મોહટી લાગવગ ધરાવનાર બહારજ ઉભા છે. માત્ર તમારી હા ઉપર પુરેપુરી મદદ આપશે."

આ સાંભળી કનીઝાએ લોહીનો ઘુંટડો પીને જવાબ આપ્યો. " શાહબાશ! નીમકહલાલ નોકરો એવાજ હોય છે. ખરેખર મેં મારી ફર્યાદની દાદ મેળવી લીધી. તમોએ જે જવાબ આપ્યો તે તમોને શોભા ભરેલોજ છે, માટે હવે સાંભળો ? હું અત્યારે મારા પરદાને દૂર કરી ખુદાનું નામ લઇને બહાર નીકળું છું, અને તમોને જે કાંઇ કહ્યું કર્યું હોય તે માફ કરજો."

તે બાદ કનીઝા ઘરના એક એક થાંભલા અને એક એક બારી બારણાથી ગળે વળગીને ખુબ રોઇ, અને તે બાદ ઘરની બહાર નીકળી આવી. જેને જોતાંજ બહાર ભેગા થએલા માણુસો એકદમ ઉભા થઇ ગયા એટલે કનીઝા સંબોધીને બોલી.:

"હું અત્યારે મારા પરદાને દુર કરી તમો લોકોની સામે એટલા માટે આવી છું કે તમે લોકો તમારા ખુદાને હાજર નાઝર સમજી અને ઇમાનને માથા ઉપર રાખી સાચે સાચું કહી દો કે આ માલમીલકતનો માલેક કોણ છે ? અને મુનશી હુસેન એહમદ મરહુમનો ખરો હકદાર વારસ કોણ છે ? હું પોતે છું કે આ ઉભેલો મોહમ્મદ રહેમાન જે પોતાને મુનશી સાહેબનો ભાણેજ જાહેર કરે છે તે પોતે ઇમાનથી કહી શકે છે કે મુનશી સાહેબની જીંદગી દરમ્યાન આ ઘરમાં થોડા દિવસ પણ તે રહી શકયો છે ? અને તમે લોકો પણ કહી શકો છો કે તમોએ આને કોઇ દીવસ મુનશી સાહેબની સાથે જોયો છે ? કદી નહિ ! કોઇ પણ કહી શકશે નહિ. ત્યારે શું તમો લોકો આજ ઇનસાફ કરવા ભેગા થયા છો કે મરહુમની વસીયત ઉપર પાણી ફેરવવામાં આવે ? શું તમો લોકોને તે દિવસની લગારે બીક નથી કે જે દીવસે મુનશી સાહેબ આ ઇનસાફીના સબબે તમારો દામન પકડીને જવાબ માંગશે ? વળી તમો મહાન કીરતારથી પણ બીહતા નથી કે જેણે યતીમ અને અનાથને દુઃખ પહોંચાડવાની સખ્ત મના કરી છે ! ખરેખર મારો કાંઇ હક નથી. મારા વ્હાલા અમ્માજાન અને અબ્બાજાન મને એકલી મુકીને ચાલ્યા ગયા, અને મુનશી હુસેન એહેમદ અબ્બાએ મારૂં પોષણ કર્યું અને મરતી વખતે પોતાની ઉદારતાથી સઘળી માલ મીલકત આપી ગયા

પણ હવે તમારા ઇમાનમાં એવીજ નાઇન્સાફીએ ઘર કર્યું છે કે હું ખરી હકદાર, લાચાર બનીને ચાલી જાઉં તો તે મને મંજુર છે. લ્યો, તમે ખુશી થાવ કે હું જવાના માટેજ પરદો દુર કરીને બહાર નીકળી છું. કયાં છે મીયાં રહેમાન ! આવો અને મામાની મીલકતને વાપરો. મારો ખુદા છે, મારો ભરોસો તેના ઉપરજ છે તે જરૂર મને સહાય કરશે, પણ ઓ કસ્બાના રહેવાશીઓ ! મેં તો તમારૂં ઇંથાન જોઇ લીધું !

આ દીલકશ અને દુઃખી તકરીર સાંભળી હાજર રહેલાઓનાં દીલ હાલી ગયાં પણ જ્યાં નફસાનીયત હોય ત્યાં દયા ફટકવા પામતી નથી એ ખરૂં હોવાથી સર્વે ચુપચાપ રહ્યા, પણ પોતાની મતલબથી શાહ બીલરામદાસ બોલી ઉઠયા.

" ભાઇઓ ! મારી પાસે મુનશીજીની કાંઇ રકમ હોય કે ન હોય, પણ બતાવો કે તેમનું વસીયતનામું કયાં છે ? "

" વસીયતનામું તો મારી પાસે નથી " શેખ કુરબાનઅલીને બતાવતાં કનીઝા બોલી " પણ આ સાહેબે લખ્યું છે અને એમની પાસેજ છે. "

" કનીઝા ! " કુરબાનઅલીએ બધાની નજર ચુકાવી કનીઝાને કહ્યું " જુઓ વસીયતનામું મારી પાસે છે. હા કહી દો એટલે હાલ તરત આપી દઉં. "

કનીઝાએ આનો જવાબ આંખો કાઢીને ધીક્કાર બતાવવા સિવાય બીજો કાંઇ ન આપ્યો તેથી ચીરડાઇને કુરબાનઅલી બોલ્યો.

"વસીયતનામું અમારી પાસે નથી. અને વસીયતનામા સબંધી અમે જાણતા નથી. "

"અહા શું આજ તમારૂં ઇમાન છે ?" કનીઝા ધિક્કારથી બોલી. અફસોસ ! શું તમોએ વસીયતનામું નથી લખ્યું ? શું વસીયતનામું તમારી પાસે નથી ? છે અને તમોએ લખ્યું છે. પણ લાલચમાં લપટાઇને તમો ઇન્કાર કરી રહ્યા છો પણ યાદ રાખો કે વસીયતનામાના ઇનકાર કરવાથી હું તમારા દાવમાં આવી મારી મરજી વિરૂદ્ધ એક પણ પગલું ભરૂં એ તદન અસંભવિત અને ન બનવા જોગ છે. હજુ તમોએ મારી દ્રઢતા જોઇ નથી? આ બધી મીલકત મને મળી ચુકેલી છે તથાપિ માત્ર તમારા જેવા પાપીઓના સબબેજ હું તેને સદાને માટે મુકી દઉં છું."

"ભાઇઓ !" બીલરામદાસ ફેંસલો કરતાં બોલ્યા "જો તમારી પાસે તસીયતનામું હોય તો આપી દો. યતીમની મીલકત દબાવવી યોગ્ય નથી, પણ જો તમારી પાસે વસીયતનામું નહોય તો આ બધી મીલકત ઉપર મોહમ્મદ રહેમાનનો હક છે. કેમકે મોહમ્મદ રહેમાન ભાણેજ અને કનીઝા પાળી લીધેલી છોકરી છે."

આ વાતચીત પછી સઘળાઓએ મળી વિચાર કર્યો અને મીયાં રહેમાન તથા બુઢા ખુદાબક્ષ તથા કુરબાનઅલીએ પોતાનીબનતી મહેનતે કનીઝાને દાવમાં લેવાની તરકીબો લડાવી. પણ એકે કારગાર ન થવાથી, આખરે ગુસ્સાના આવેશમાં કુરબાનઅલીએ વસીયતનામું ફાડી નાખ્યું. એટલે છેવટે સઘળા જણાઓએ મોહમ્મદ રહેમાનને હકદાર ઠેરવી કનીઝાનો હક બાતલ કર્યો. આ જોઇ કનીઝા બોલી.

"સાહેબો ! તમારો ઇન્સાફ જોઇ લીધો. હું અત્યારેજ તમારા ઇન્સાફની પ્રશંસા કરતાં વિદાય થાઉં છું. અગર ખુદાતઆલામાં

કાંઇ કુદરત છે અને મુનશી હુસેન એહમદ મરહુમના આત્મામાં લગારે શક્તિ છે તો તેઓ જરૂર આ બેઇન્સાફીનો બદલો લેશે. મને અત્યારે આગાહી થઇ રહી છે કે જેઓએ બેઇમાનીથી આ મીલકત લીધી છે તે તેઓની પાસે પણ રહી શકશે નહિ અને અત્યારે છે તેથી પણ ખરાબ હાલતે થશે."

આટલું કહી કનીઝાએ ઘર ઉપર એક છેલ્લી નજર નાંખી ચાલવા માંડયું. ઉસ્તાનીજી અને શુબરાતને તેણીનો સાથ ન આપ્યો. કનીઝા ચોધાર આંસુએ રડતી પ્રથમ મુનશી હુસેન એહમદની કબર ઉપર ગઇ. કુરબાનઅલી અને ખુદાબક્ષે તેણીનો પીછો પકડયો પણ શાહ બીલરામદાસ વીગેરેના સમજાવવાથી તેઓ રોકાઇ ગયા. કનીઝા કબ્રસ્તાનમાં પહોંચીને મોહટી વમાસણમાં પડી ગઇ. કેમકે જ્યાં નજર ઉઠાવીને જોતી હતી ત્યાં બધે કબરોજ દેખાતી હતી. તેણી આવી સ્થિતિમાં પાંચજ મીનિટ ઉભી રહી હશે કે એટલામાં કબ્રસ્તાનના ફકીરે મુનશી સાહેબની કબર બતાવી. કનીઝા કબરની પાસે પહોંચતાંજ મોટેથી રડી અને કબરની પાસે બેસી લગભગ એક કલાક સુધી બેચેન બનીને રડતી રહી. છેવટે ઘણાજ દુઃખી દીલે તેણી કબરને છેલ્લી સલામ કરી ત્યાંથી પણ વિદાય થઇ, પણ તેણી કયાં જઇ રહી હતી તેની પોતાને પણ ખબર નહોતી અને કયાં જાય છે તે પણ જાણતી નહોતી. તેણીનું દુન્યામાં કોઇ પણ સગું વહાલું નહોતું. ચોધરી ગુલામ કાદરખાનની બીબીના વર્તાવથી તેણી જાણીતી થઇ ચુકી હતી તેથી ત્યાં જવાનો વિચાર આવતાંજ આંસુઓનાં બે ટીપાં વધારે સરી પડયાં. મુનશી હુસેન એહમદે જે મમતા અને માયાથી કનીઝાને ઉછેરી હતી તેને જોતાં ખરેખર અત્યારે કનીઝાની

કનીઝે ફાતમા. શ્રી અમરસીંહજી પ્રેસ.

પૃષ્ટ. ૮૮ અમદાવાદ.




કનીઝા કબરની પાસે બેસી લગભગ એક કલાક સુધી બેચેન બનીને રડતી રહી...........

સ્થિતી બહુજ દયાજનક હતી. માત્ર એક માણસના મરતાં કેટલો-બધો ફેરફાર થઇ ગયો! કનીઝાએ ઘર મુકતી વખતે માત્ર એક લુગડાંનો એક સાદો જોડો પહેરેલો હતો તેજ અત્યારે તેના શરીર પર હતો, જણસોમાં માત્ર ચાંદીની ચુડીઓ હાથમાં હતી. તે સિવાય પૈસા ટકા કે સોનાની જણસોમાંથી વાલ બરાબર પણ લીધું નહોતું. હાય કેવી મુસીબત ! કનીઝા ! ખરેખર તું કમનસીબ છે. તારી કમનસીબીની સાબેતી આપવાની લગારે જરૂરત નથી. તેં મુનશી હુસેન એહમદ જેવા મુરબ્બીને ગુમાવ્યા એજ તારી કમનસીબી છે. ગરીબ કનીઝાને કયાં ખબર હતી કે ફરી યતીમી અને નિરાધારીનું દુઃખ ઉઠાવવું પડશે ! આહ ! તેણી અત્યારે કઇ તરફ જઇ રહી હતી તેનું તેણીને પોતાને ભાન નહોતું. હા ! તેણી એટલું જાણતી હતી કે હું અત્યારે એક સીધી સડક ઉપર ચાલી રહી છું. એમ ચાલતાં ચાલતાં સડકની બાજુમાં આવેલા એક ગામમાં પહોંચી અને ગામની બહાર કુવા ઉપર બેસી ગઇ. કોઇ દીવસ પગ રસ્તે ચાલેલી ન હોવાથી થાકીને લોથ થઇ ગઇ હતી. વળી સવારથી કાંઇ ખાધેલું ન હોવાથી ભુખથી બેહાલ બની ગઇ હતી. આખરે કાંઇ ન થઇ શકયું તો કુવા ઉપર બેસીને મોટેથી રડવા લાગી. એટલામાં અહીર કોમની એક સ્ત્રી કે જે ઘણી વખતે મુનશી હુસેન એહમદને ત્યાં ઘી વેચવાને આવતી હતી તેણી તે તરફ નીકળી આવી અને કનીઝાને રડતી જોઇ પાસે આવીને જોતાં કનીઝાને ઓળખી લીધી, તેથી ગભરાઇને બોલી ઉઠી.

" બીબી ! તમે અહીં કયાં ? "

કનીઝાને આ બાઇ ઓળખીતો જણાયો,, વળી માયાથી કહેલો

હોવાથી તેણીને લગાર હીમ્મત આવી એટલે આંખો લુંછીને જોતાં અહીરનીને ઓળખીને બોલી.

" બેન ! તું અહિ કયાંથી ? "

" મારૂં તો આ ગામમાં ઘર છે પણ તમે મુનશી સાહેબથી લઢીને આવ્યાં છો કે શું ?

કનીઝા મુનશી સાહેબનું નામ સાંભળતાંજ ફરી રડી પડતાં બોલી " હાય ! મુનશી સાહેબ તો મને મુકીને ચાલ્યા ગયા, ગઇ કાલેજ તેમનો સ્વર્ગવાસ થતાં તેમના એક સગાએ બધી માલમીલકત દબાવી લઇ મને કાઢી મુકી, તેથી અત્યારે હું ત્યાંથીજ ચાલી આવું છું. પણ આ સડક કઇ તરફ જાય છે તે જાણતી નથી. "

" હાય હાય ! શું મુનશી સાહેબ મરી ગયા ! " અહીરનીએ દીલગીર થતાં કહ્યું " બીચારા કેવા માયાળુ અને ભલા હતા !"

" હા બેહેન, મને નિરાધાર મુકીને ચાલ્યા ગયા, પણ આ સડક કઇ તરફ જાય છે તે ખબર છે ? "

" હા, આ સડક કાનપુર જાય છે પણ ત્યાં તમારો કોઇ સગો સંબંધી છે ? "

" હાય! શો જવાબ આપું ? " કનીઝા બોલી " આખા જગતમાં મારૂં કોઇ સગું વહાલું નથી. "

" બીબી ! તમારી હકીકત સાંભળી બહુજ રંજ થયો, પણ પરમેશ્વરની જેવી ઇચ્છા, સબુર કરો. ઇશ્વર સઉ સારાં વાનાં કરશે. વળી અમારા ઉપર પણ આજકાલ દુઃખનો પહાડ પડયો છે. "

" એટલે ? તમો કયા દુઃખમાં સપડાયાં છો ? "



" બીબી ! શું કહું ! કહેવાને લાયક નથી, કેમકે તે એવીજ વાત થઇ છે. તો પણ સાંભળો. મારી મોહટી બેહેન કે જેનું લગન બીરમપુરમાં થયું છે તેની એક ગંગોત્રી નામની બહુજ લાયક અને ખુબસુરત છોકરી હતી અને જેની હકીકત કોઇ કોઇ વખતે મેં આપને સંભળાવી છે, તે ગરીબ બીચારી બાળાનું લગ્ન હતું પણ લગનના બીજેજ દીવસે મારી નાંખવામાં આવી." અહીરનીએ આંસુઓ પાડતાં કહ્યું.

" મારી નાંખવામાં આવી ! કેવી રીતે ? " કનીઝાએ અજબ થતાં પુછયું.

" એ તો બહુ મોહટું વૃતાંત છે માટે ચાલો, મારા ઘેર ઉપર રાતવાસો રહી ગરીબની દાલરોટલી ખાજો. મારો છોકરો સાંજરે ખેતરમાંથી આવશે એટલે તે આપને બધી હકીકત કહેશે, કેમકે તે લગનમાં ગએલો હતો, અને બધી હકીકત તેની રૂબરૂમાં બની છે. "

" બેન ! તારી બહુ મોહટી મહેરબાની. ચાલો આજ રાત્રે તમારે ત્યાંજ રહી સવારે મારે રસ્તે પડીશ. "

તરતજ અહીરની કનીઝાને પોતાના નાહના ઝુંપડામાં લઇ ગઇ અને ખાટલો પાથરી તે ઉપર બેસાડી. કનીઝાને આવ્યાને થોડીજ વાર થઇ હશે કે એટલામાં તેનો છોકરો આવી પહોંચ્યો. અહીરનીએ કનીઝાની ઓળખાણ કરાવતાં અને ગંગોત્રીની હકીકત કહેવાનું કહેતાં તેના છોકરા ઘનશ્યામે નીચે પ્રમાણે કહેવાનું શરૂ કર્યું......



# ગંગોત્રીનું વૃત્તાંત.

---

સાંભળો ! અમારા કસ્બા અને આસપાસનાં ગામડાઓના મોટા જાગીરદાર રાજા જગતજીતસીંગ નામના છે. જેઓની જાગીર બહુ મોહટી હોવાથી આવક પણ લાખો રૂપીઆની થાય છે. રાજા સાહેબ પોતે બહુજ ભલા અને દયાળુ દીલના છે પરંતુ ખરાબ અને દુષ્ટ પાસવાનોની સંગતે અયશઆરામ અને વ્યભીચારમાં પડી ગએલા હોવાથી તેમના વડવાઓની આબરૂમાં ઘટાડો થઇ ગયો છે. રાત દીવસ અયશઆરામ અને વ્યભીચાર વિના બીજું કામ નથી. રામકીશન નામના એક લાલચુ, લફંગા અને બદમાશ માણસને પોતાનો ખાનગી કારભારી નીમેલો હોવાથી તે જે ચાહે છે તે કરે છે. આપ જાણતા હશો કે દેશી રજવાડાઓમાં ખાનગી કારભારીઓ અને પાસવાનો ભલા અને દયાળુ દીલના હાકેમને પોતાના ફંદામાં લઇ માત્ર પોતાના ભલા માટે કેવી કેવી ખરાબ અને દુષ્ટ ટેવોમાં ફસાવી દેછે ! વળી આપણે જોઇએ છીએ કે જુવાન વયના હાકેમોમાંથી ભાગ્યેજ એક બે એવા હોય છે કે જેઓ પોતાના ભાગ્યના પ્રતાપે આવા પ્રપંચીઓના ફંદમાંથી બચી જઇ લાંબી જીંદગી ભોગવે છે. નહિ તો એવા સેંકડો દાખલાઓ દરરોજ બનતા જાય છે કે વ્યભીચાર, દારૂ અને એવાજ બીજા વ્યસનોના પ્રતાપે બીચારા યુવાન રાજાઓ સદાને માટે મોતને આધીન થાય છે. એવીજ રીતે આ જીલ્લાના હાકેમ રાજા જગતજીતસીંગની હાલત પણ છે તેઓ રામકીશન કારભારીના હાથમાં એક

રમકડાની પેઠે રમે છે. રાજા સાહેબ તો પોતે નામનાજ રાજા છે. પણ ફેરફારો તથા હકુમત વીગેરેનું કામ તો રામકીશનજ કરે છે.

જે દીવસની હું અત્યારે હકીકત સંભળાવું છું તે દીવસે સવારના પહોરમાં રાજા સાહેબ પોતાના મુસાહેબ રામકીશનની સાથે ગામ બહાર ફરવાને માટે નીકળ્યા હતા. થોડે દુર ચાલી બીરમપુરનાં પાદરે આવતાં ગામમાંથી રડવાનો સાદ આવ્યો, જે સાંભળી રાજા સાહેબ થોભી ગયા. આ રડવાના સાદમાં દુઃખ નહોતું પણ ખુશીનો અંશ મળેલો હોવાથી રાજાસાહેબ ધ્યાન દઇ તે સાંભળવા લાગ્યા. એ રડવાના સાદમાં સાથે સાથે ગાણું પણ ચાલતું હતું જે કેટલીક સ્ત્રીઓ પોતપોતાના સાદ સાથે મેળવીને કરૂણારસથી ગાઇ રહી હતી. રાજા સાહેબે ધ્યાન દઇને ગાણાને સાંભળ્યું એટલે પોતાના મુસાહેબ રામકીશનને પુછયું.

" રામકીશન ! આ ગાવાનો સાદ કયાંથી આવે છે ? "

" નામવર સરકાર ! " રામકીશને લગાર થોભીને ખુશામદી લેહજામાં જવાબ આપ્યો " જાણ્યામાં ગઇ કાલે બીરમપુરના મહંતોમાંની એક છોકરીનાં લગન થયાં છે તેણીને આજે સાસરે વળાવવાની હશે અને તેથીજ તેને ત્યાં અત્યારે આ ગાણું થઇ રહ્યું છે. "

" તે છોકરી કેટલા વરસની હશે ? "

" સાહેબ ! "

બરસ પંદરા યા કે સોલા કા સિન
જવાની કી રાતેં મુરાદોં કે દિન.

"શું તેં તેણીને જોઇ છે? રંગ રૂપમાં કેવી છે?" રાજાએ સવાલ કર્યો.

"સરકાર, તેના રંગરૂપની હું કાંઇ તારીફ કરી શકતો નથી. પણ માત્ર એટલુંજ કહું છું કેઃ—

તાઝગી ઉન લબોંકી કયા કહીયે
પંખડી એક ગુલાબ કીસી હય,
હાય ઉન નીમબાઝ આંખો મેં
સારી મસ્તી શરાબ કીસી હય."

"તો ફરી રામકીશન! એવા અમુલ્ય રત્નને હું નહિ મેળવી શકું?" રાજાએ પુછયું.

"નામદાર સરકારે પેહલાં કાંઇ તદબીર કરી નહી તો ફરી હવે શું થઇ શકે?" રામકીશન બોલ્યો "એ તો જેના ભાગ્યમાં આ આબરૂદાર મોતી લખેલું હતું તે આજે લઇ જશે."

"રામકીશન!" રાજાએ આંખો ફેરવીને કહ્યું "આજે તને શું થઇ ગયું છે કે આવી નામરદીની વાતો કરે છે? લગાર વિચાર તો કર, હું કોણ છું! દુન્યામાં એવું કયું કામ છે કે જે હું નથી કરી શકતો! દુન્યામાં એવી કઇ વસ્તુ છે કે જેને રાજા જગતજીત-સીંગજી બહાદુર ચાહે અને તે ન મળી શકે? નહિ, હું જે ચાહું તે કરી શકું છું, માટે હું તને હુકમ કરૂં છું કે જો તને તારી નોકરી, આબરૂ અને જીંદગી વહાલી હોય તો અબઘડી મારી પાસેથી જા અને આજ સાંજ સુધીમાં તે મહંતની છોકરીને મારા શયનગૃહમાં પોંહચાડ. પેસા ટકા અને માલમીલકતની કાંઇ દરકાર ન કરજે.

ગમે તેમ કરીને પણ આજે તે સુંદરીને મારાથી મેળવી આપ નહી તો યાદ રાખ કે તારી જીંદગીને એક સપાટામાં નાખુદ કરી તારૂં ખેદાન મેદાન કરી નાંખીશ. જ્યાં સુધી તે મનમોહની મારા શયન-ગ્રહમાં નહિ પધારે ત્યાં સુધી મારે ખાવું પીવું હરામ છે. માટે જા અબઘડી જઇને બંદોબસ્ત કર અને મને અત્યારેજ ખુશખબર આપ કે તેણી આજે મારા મનની માલેક બનશે. "

રાજા સાહેબ ગુસ્સામાં આ જહાંગીરી હુકમ આપી તરતજ પોતાના મહેલ તરફ વિદાય થયા અને ગરીબ બીચારો રામકીશન આ હુકમ સાંભળી એક આભાની પેઠે ઉભો રહી ગયો. રાજાના જવા પછી તે ભારે શોચમાં પડી ગયો. તે જાણુતો હતો કે રાજા એક મુર્ખ અને હઠીલો માણુસ છે તેથી ગમે તેમ કરીને પણ આ કામ કરવું જોઇએ, નહિ તો લેવા ના દેવા થઇ જશે અને જીંદગીથી હાથ ધોઇ કુતરાના મોતે મરવું પડશે તે લગભગ અર્ધા કલાક સુધી વિચારમાં ને વિચારમાં ઉભો રહ્યો પણ ફરી મન સાથે અનેક જાતના ગુંચવાડા કરી મહંતના ઘર તરફ ચાલ્યો.

હરબીલ્લમ મહંત જાતે અહીર હતો. પણ મહંતના નામથી ઓળખાતો હતો. જુવાનીમાં તે પૈસાટકા તથા જમીન જાગીરમાં સારો હોવાથી ગામમાં આગેવાની ભોગવતો હતો. પણ હાલ દુકાળ વીગેરેના સબબે ગરીબ સ્થીતીમાં આવી પડયો હતો. તેને સંતાનમાં માત્ર એક ગંગોત્રી નામની પુત્રી હતી. તેણી જેવી રંગરૂપમાં અતી રૂપવાન હતી તેવીજ હુશીયારી, સમજ અને ઇન-સાનીયતમાં પણ પુરી હતી. આખા ગામમાં તેણી પોતાની અક્કલ હુશીયારી અને માયાળુ સ્વભાવના પ્રતાપે એટલી બધી

પલોટાઇ હતી કે આખા ગામના લોકો લગ્નનું સાંભળીને ખુશી થવાની સાથેજ દીલગીર પણ થયા હતા, કેમકે તેણી બીજા ગામમાં પરણુનાર હતી. ગંગોત્રીને હરબીલ્લમ જેવા અહીરને ત્યાં જન્મેલી જોઇ કેટલાક લોકો તો ભારે વિચારમાં પડી જતા હતા, કેમકે ગંગોત્રી આખા ગામના નાકની પેઠે હતી. લગ્નના બે ત્રણ દીવસ પહેલાં ગંગોત્રી આખા ગામના રહીશોથી મળવા કાજે વારાફરતી હરેકના ઘરે ગઇ હતી અને બધાથી મળી કરીને પોતાને ઘેર આવી તે સમયે તેની કેટલીક સાહેલીઓએ હસતા મુખે ટકોર કરતાં કહ્યું હતું કે, "બહેન તમે તો એવી રીતે વિદાયગીરીની મુલાકાત કરો છો કે જાણે ફરી મળવુંજ નથી ! જુઓ એવું ન કરતાં. સાસરૂં કાંઇ દુર નથી માટે હરેક વખતે આવતાં રહેજો." ગંગોત્રીએ આનો જવાબ માત્ર આંખોમાંથી આંસુ કાઢીને આપ્યો. ગંગોત્રીનું લગ્ન પણ ખુશ નસીબીએ બહુ સારી જગ્યા ઉપર થયેલ હોવાથી તેણીના માબાપો ઉપરાંત તેણી પોતે પણ ઘણુાજ આનંદમાં હતી. તેણીનો પતી રામમનોરથ વીસ બાવીસ વરસનો ખુબસુરત જવાન હતો અને વળી જાતનો પણ ઉંચ અહીર હોવાથી સાથે કેળવાયલો પણ હતો. સરકારી ગામડાંની સ્કુલોના પ્રતાપે રામમનોરથને પણ સારો લાભ મળ્યો હતો. એટલે તેણે શરૂઆતની કેળવણી લેવા ઉપરાંત વર્નાક્યુલર મીડલની પરિક્ષા પણ પાસ કરી હતી અને વળી સંસ્કૃતમાં પણ બહુજ બાહોશ હતો. જેવી રીતે ગંગોત્રી પોતાના આ લગ્નથી આનંદમાં હતી તેવીજ રીતે રામમનોરથ પણ ગંગોત્રીની કાબેલીયત જોઇ આનંદમાં હતો.

રાજા સાહેબનો ખાનગી કારભારી રામકીશન જો કે ઉંચ

જ્ઞાતિમાં અવતરેલો હતો છતાં નાહનપણથી બદમાશોની સંગતમાં રહેવાથી પોતે પણ એક પુરો બદમાશ બની ગયો હતો. તે સ્વભાવે ક્રુર, ઘાતકી અને પુરેપુરો ચંડાળ હતો. દર વખતે તે રાજા સાહેબની સંગતમાં રહી પોતાના ખીસાં તર કરવાની પયરવીમાં રહેતો હતો. જ્યારે તેણે રાજા સાહેબને, ગંગોત્રીના પ્રેમમાં લુબ્ધ બની તેણીને લાવવાનો હુકમ આપી મહેલ તરફ જતાં જોયા તે બાદ એક લાંબો વિચાર કરી તે મહંતના ઘર તરફ ચાલ્યો ત્યારે તેના મનમાં અનેક તરંગો ઉછાળા મારી રહ્યા હતા.

મહંત હરબિલ્લમના ઘરની પાસે પોંહચી રામકીશને હરબિલ્લમને બહાર બોલાવ્યો અને પાસેના ચોરા ઉપર બેસી નીચે પ્રમાણે વાતચીત શરૂ કરી.

"કેમ મહારાજ !" રામકીશન બોલ્યો "પુત્રીનાં લગ્નથી પરવાર્યા કે ?"

"જી આપની કૃપાથી સઉ સારાં વાનાં થઇ ગયાં" હરબિલ્લમે જવાબ આપ્યો.

"ચાલો બહુજ ખુશીની વાત" રામકીશને વાતને પેહલી વિચારતાં કહ્યું "પણ રાજા સાહેબની પાસેથી કોઇ પણ જાતની મદદ લીધી નહીં તેથી રાજા સાહેબને તમારાથી બહુજ મોહટી શીકાયત છે."

"રાજા સાહેબ તો ધણી છે. મોહટી સરકારમાં મારા જેવા ગરીબની અરજ ઉપર ધ્યાન નહીં અપાય એમ સમજી મેં માંગણી કરી નહીં. અને શાહ બનારસીદાસ પાસેથી ચારસો રૂપીયા વ્યાજે

લઇ કાર્ય કરી નાંખ્યું. અને આપની કૃપાથી એવું કાર્ય કર્યું છે કે આખી નાતમાં વાહવાહ થાય છે." હરબિલ્લમે ગંગોત્રીનાં લગ્નની હકીકત કેહતાં કહ્યું.

"મહંતજી ! ખરેખર તમે એમ સમજવામાં બહુ મોહટી ભુલ કરી છે. રાજા સાહેબ કાંઇ પારકા માણુસ નહોતા કે તમારા જેવાની અરજ ઉપર ધ્યાન ન આપે ! અરે પોતે રાજા સાહેબે જ્યારે આ લગ્નની ખબર સાંભળી ત્યારે આ પાંચસોં રૂપીઆની નોટ ચાંદલા તરીકે આપવા મને ફરમાન કરીને અત્યારે અહીં મોકલ્યો છે." રામકીશને પાંચસો રૂપીઆની નોટ આપતાં કહ્યું.

"રાજા સાહેબની મારા પ્રત્યે મોહટી મહેરબાની છે." હરબિલ્લમ બોલ્યો—"પણ આ રકમ તો બહુ મોહટી છે."

"નહીં નહીં" રામકીશને કહ્યું "દોસ્ત ! આ રકમ તો એક નજીવીજ સમજો, પણ જો કદાચ લગ્ન પહેલાં તમોએ મારાથી સલાહ લીધી હોત તો હું તમારી પુત્રીને રાણી બનાવી દેત, પણ અફસોસ જે થયું તે ખરૂં, તોપણ હજુ વખત વીત્યો નથી બાજી હાથમાંજ છે."

"તે કેવી રીતે ?" હરબીલ્લમને સમજ ન પડવાથી બોલ્યો "તમારી વાતમાં મને કાંઇ સમજ પડી નહીં."

"દોસ્ત લગાર કેહતાં અચકાઉં છું, તોપણ જો તમે આપણી જુની મિત્રતાનો લગાર વિચાર કરો તો તમારા માટે બધુંએ છે. જગતની બધી ન્યામતો તમારા કદમો ઉપર નિસાર થવાને વાટ રહી છે." રામકીશને હરબીલ્લમની દાઢી પસરાવત

"તમો ખરેખર મારા હીતેચ્છુ અને ઘણુંાંજ જુના મુરબ્બી છો તેથી આમ કરવું ન જોઇએ" હરબીલ્લથમે રામકીશનના હાથને રોકતાં કહ્યું. "પણ તમો શું કહી રહ્યા છો તેનો ભાવાર્થ અત્યાર સુધી મારી સમજમાં આવ્યો નથી."

"દોસ્ત" રામકીશન બોલ્યો—

"કયા કહું કુચ્છ કહા નહીં જાતા
બે કહે ભી રહા નહીં જાતા

મહંતજી, તમે મારા જુના મિત્ર અને ભાઇની બરાબર છો, તમારી ઇજ્જત આબરૂ મારી ઇજ્જત આબરૂ સમાન છે, તમારાં સંતાન મારા પોતાના સંતાનની પેઠે છે. તેથી જે વાતમાં તમોને કોઇ પણ જાતનું નુકશાન થતું હશે તે હું કહીશ નહીં."

"કારભારી સાહેબ, એ હું સારી પેઠે સમજું છું, માટે તમારે જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહો" હરબિલ્લમ બોલ્યો.

"ત્યારે સાંભળો" રામકીશન ખોંખારો કરી બોલ્યો "અમારે રાજા તમારી પુત્રી ગંગોત્રીના પ્રેમમાં આજ લાંબા સમયથી પડેલો છે, તે ગંગોત્રીને હદથી વધારે ચાહે છે, જ્યાં સુધી તેને ગંગોત્રીનાં લગનની ખબર નહોતી ત્યાં સુધી તે ધીરજ ધરીને બેઠો હતો પણ કાલે લગનની ખબર પડતાંજ તેની હાલત ખરાબ થઇ છે, ખાવું પીવું મૂકી દીધું છે અને માત્ર ગંગોત્રી! નામનું રટણ કરી રહ્યો છે. એ તો પોતાની આવી જીંદગીથી કંટાળીને આજેજ ઝેર ખાઇને જીવ આપવા તૈયાર થયો હતો પણ મેં તેને ધીરજ આપીને મરતાં બચાવ્યો છે. મેં તેને કહ્યું કે હરબિલ્લમ તમારા કાકાની મીસાલ છે. તે

તમારા ખરા ખેરખ્વાહ હોવાથી તમે ઝેર ખાઇ લો એ કોઇ કાળે પસંદ કરશે નહીં. આવી રીતે સમજાવી હું અત્યારે તમારી પાસે રાજાનો જીવ બચાવવા માટે આવ્યો છું. તેથી મહંતજી તમે તમારી મહેરબાનીથી મારા રાજાનો જીવ બચાવો જેમાં તમારો પણ દરેક જાતનો ફાયદો છે."

હરબિલ્લમ આ સાંભળતાંજ પ્રથમ તો લગાર ગુસ્સામાં આવી ગયો પણ ફરી કાંઇ વિચાર આવી જવાથી પા કલાક સુધી શાંત બનીને વિચારમાં પડી ગયો એટલે ફરી રામકીશન બોલ્યો.

" મહંતજી ! જુઓ માત્ર તમારા હા કહેવાથી અનેક લાભો થાય છે. તમારા અને અમારા દેશના રાજાનો જીવ બચે છે, લાખો રૂપીઆનો લાભ થાય છે, અને તમારી પુત્રી સાસરે પણ જઇ શકે છે. માત્ર એક બે દીવસ જાન વધારે અહીં રોકાય તેમાં કાંઇ નુકશાન જેવું નથી."

" કારભારી સાહેબ !" હરબિલ્લમ વિચાર કરીને બોલ્યો " આ વાત સાંભળી અત્યારે હું મોહટી ગભરામણમાં પડી ગયો છું. જો કદાચ આ વાત કોઇ બીજાએ કહી હોત તો હું તેની ખબર લઇ નાંખત, પરંતુ તમોએ કહી તેથી હું લાચાર છું. માટે તમે પોતે સમજુ અને ધર્મી માણસ છો તેથી ધર્મની રૂએ મને સલાહ આપો કે મારે શું કરવું જોઇએ, અને જો કદાચ મારી દીકરીના ઠેકાણે તમારી દીકરી હોત તો તમે શું કરત ?"

" મહંતજી ! ધર્મની રૂએ આપણા રાજાનો જીવ બચાવવો એ મોહટી પુન્યની વાત છે, અને જો કદાચ મારી પોતાની દીકરી

હોત તો હું આવા સમયે રાજાની પાસે વગર વિલંબે પોંહચાડી દેત ” રામકીશને સલાહ આપી.

“ જો તમારી એવીજ સલાહ છે તો ફરી મને ઇનકાર નથી પરંતુ ” હરબિલ્લમ લગાર અચકીને બોલ્યો “ આ વાત એવી રીતે કરવી જોઇએ કે કોઇને કાંઇ અંશ માત્ર પણ ખબર પડે નહીં અને તેથી મારી આબરૂને લગારે ધોકો પોંહચે નહીં. ”

“ રામ રામ કરો ” રામકીશને આનંદ પામતાં કહ્યું “ તમારી આબરૂ તે મારી પોતાનીજ છે. તેથી કોઇને લગારે ખબર પડવા દઇશ નહી. પણ જુઓ દસ હજાર રૂપીઆ અપાવું તો અર્ધોઅર્ધ હીસ્સો તેમાં લગારે ફેર પડે નહીં. પરંતુ હા, એતો કહો કે જમાઇ તમારા ઘરમાંજ છે કે ? ”

“ હા ઘરમાંજ છે પણ હું તેને જાનની પેઠે આજનો દીવસ રોકી લઇશ. પણ જુઓ રાજાને ત્યાંથી આજેજ રજા અપાવી દેજો નહીં તો ફરી બદનામી ન થાય! અને રૂપીઆની તો મને લગારે પરવા નથી માત્ર તમારી વાત રાજા આગળ રહી જાય અને રાજાનો જીવ બચે એજ મારી ઇચ્છા છે. ” હરબિલ્લમ બોલ્યો.

“ નહીં, તમારી આબરૂને લગારે નુકશાન નહીં પોંહચે. ” આટલું કહી રામકીશન હરબિલ્લમને લઇ રાજા સાહેબના મહેલ તરફ ચાલ્યો અને મહેલની બહાર હરબિલ્લમને ઉભો રાખી પોતે મહેલમાં ગયો. રાજાસાહેબ રામકીશનને હરબિલ્લમને ત્યાં મોકલ્યા પછી ભારે ચીંતામાં પડી ગયો હતો. ગંગોત્રીના મનહર ચહેરાનાં દર્શન કરી રાજા સાહેબ આજ લાંબા સમયથી આશકીનો દમ ભરતા

હતા. તેથા અત્યારે હાયવાયમાં પડી દર પળે રામકીશન આવ્યો કે નહીં તેની ખબર કઢાવતા હતા. દર વખતે નોકરો નન્નો વાપરતા હોવાથી રાજાસાહેબ વધારે બેચેન બની આમથી તેમ આંટા ખાઇ ગંગોત્રીનાજ વિચારોમાં ગાંડાની પેઠે ફરતા. જ્યારે લાંબા વખત સુધી વાટ જોયા પછી રામકીશનને આવતો જોયો ત્યારે એકદમ આગળ વધીને રામકીશનને પુછ્યું.

"કહો રામકીશન શી ખબર છે?"

"મહારાજા સાહેબ!" ચેહરાને બનાવટી રીતે નિરાશ બનાવી રામકીશને જવાબ આપ્યો "મારૂં રાજીનામું પાસ કરો કારણ કે જે કામ માણુસથી થઇ શકે તે તો તે કરી નાંખે પણ જે તેની સત્તા બહાર હોય તે કેવી રીતે કરી શકે છે! માટે આપ નામદાર સેવકને પોતાની ગુલામીમાંથી આઝાદ કરીદો, એટલે હું આ પીડા-માંથી છુટી જાઉં."

"રામકીશન!" રાજાસાહેબ ગુસ્સામાં પોકારી ઉઠયા "તું આ શું બકે છે? તું આવી નામરદાઇની વાત કોની આગળ કરી રહ્યો છે? તું જાણે છે કે હું કોણ છું? અને મારી સત્તા કેટલી છે! તેથી તું વાકિફ છે? દુન્યામાં એવી કઇ વસ્તુ છે કે જેને હું મેળવી ન શકું?"

"નામદાર સરકાર!" રામકીશને નરમ પડી હાથ જોડતાં અરજ કરી "હું તો આપની સત્તાથી સારી પેઠે જાણીતો છું પણ જે માણસની મીલકત છે તે નથી માનતો. તે તો કહે છે કે દુન્યામાં આબરૂ અને ઇજ્જત બહુ મોહટી ચીજ છે."

"ઓહો !" રાજા હીકારતથી બોલ્યો "એક અહીરની પણ આબરૂ ! મારા જેવા ટીકાધારીની સામે આવી વાત ? રામકીશન ! અબધડી મારા સીપાઇઓને લઇને જા અને એ આબરૂદાર અહીરન સુંદરીને કેદ કરીને લાવ."

"નામદાર" રામકીશન બાજી રચતાં બોલ્યો "આપ ધીમા પડો. જે કામ ધીરજથી થાય છે તે ઉતાવળમાં થતું નથી. સીપાઇઓની કાંઇ જરૂરત નથી. માત્ર કળે કામ કાઢવું જોઇએ."

"તો ભલે જા, મારે ક્યાં ના છે !" રાજા નરમ પડતાં બોલ્યો "એકથી લાખ રૂપીઆ ખર્ચ થાય તો કાંઇ પરવા નહીં પણ તે સુંદરીને હમણાં ને હમણાં મારા મહેલમાં લાવીને હાજર કર."

રામકીશન આ સાંભળતાંજ બહાર આવ્યો અને હરબીલ્લમની પાસે થોડી વાર ઉભા રહ્યા પછી રાજાથી આ કામના બદલામાં પંદર હજાર રૂપીઆની માગણી કરવાને ભલામણ કરી પણ હરબીલ્લમે આ કામ રૂપીઆ કે બીજી કોઇ લાલચના બદલામાં કરવા માટે ઇનકાર કર્યો. છેવટે રામકીશનના બહુજ સમજાવ્યાથી આટલું કબુલ કર્યું કે રામકીશન રાજાની પાસે જે વાતો કરશે તેમાં તે હાએ હા ભણશે. આ વાતનો સંકેત થવા પછી રામકીશન હરબીલ્લમને લઇને રાજાની પાસે આવ્યો. રાજાને જોતાંજ હરબીલ્લમે માનની ખાતર નમીને નમસ્કાર કર્યા. રાજાસાહેબે મોહટા અહંકારની સાથે હરબીલ્લમની સલામનો જવાબ આપી વાતચીત શરૂ કરી.

"હરબિલ્લમ ! તમે અમારા ઇલાકાના મોહટા અહીર છો તેથી અમોએ દર વખતે તમારી સાથે દરેક વાતમાં સલુકો કર્યા છે. તમો

હરેક વરસે લગાણુ આપવામાં વાર કરો છો છતાં અમોએ કોઇ પણ જાતની સખતી કરી નથી. જો કે અમે સારી પેઠે જાણીએ છીએ કે તમારી જાગીર સારી આવકવાળી છે છતાં અમે કર વધાર્યો નથી. માટે કહો હવે અમે તમારા માટે શું વિચાર કરીયે ?"

રાજાએ દમ ભરાવતાં હરબીલ્લમને બીક બતાવી પણ તરતજ રામકીશન બંને હાથ જોડીને બોલ્યોઃ—

"ધર્માવતાર ! હરબીલ્લમ બહુજ લાયક અને સમજુ તથા નામદાર મહારાજાનો ખેરખ્વાહ છે. તે પોતાની આબરૂ રાખવા હુકમ ઉપર કુરબાન થવાને તૈયાર છે. પરંતુ તેના બદલામાં તેને પંદર હજાર રૂપીઆનો પોશાક મલવાનો હુકમ થવો જોઇએ. અને હાં સરકાર !" રામકીશન ચાપલુસી કરતાં બોલ્યો "જુઓ વાત પણ એવીજ છે કે હરબીલ્લમને નવાજીશ કરવી જોઇએ."

"મનઝુર" રાજાસાહેબ રોફમાંજ બબડયા. "હમણાં હાલ ખજાનચીને બોલાવો, અને પંદર હજાર રૂપીઆ આપો."

રામકીશન તરતજ દોડયો અને ખજાનચીને બોલાવી લાવ્યો એટલે રાજાસાહેબે હરબીલ્લમને પંદર હજાર રૂપીઆ આપવાનો હુકમ કર્યો જે સાંભળી ખજાનચી હાથ જોડીને બોલ્યોઃ—

"નામદાર મહારાજા ! આપ મારા જીવની સલામતી કરો તો કાંઇ અરજ કરૂં"

"ભલે બોલ !"

"આજે ખજાનાની સીલકમાં માત્ર બસો રૂપીઆજ છે."

આ સાંભળતાંજ રાજા સાહેબના ક્રોધનો પાર રહ્યો નહીં અને વધુ ક્રોધ તો એટલા માટે ઉપજયો કે નાલાયક ખજાનચીએ ખજાનો ખાલી હોવાનું હરબીલમની સામે કેમ કહ્યું ! તેથી તે ચીરડાઇને પોકારી ઉઠયા.

"કેમરે નાલાયક ! હવે તારૂં અંધેર હદથી વધારે વધી ગયું છે માટે મારે બંદોબસ્ત કરવો પડશે. મારા જેવા ચક્રવર્તી રાજાના ખજાનામાંથી પંદર હજાર રૂપીઆ ન નીકળે એ તારા જેવા ખજાનચી માટે બહુ મોહટી શરમની વાત છે. માટે જા અત્યારે હાલ ગમે તે કરીને પણ પંદર હજાર રૂપીઆ લાવીને હાજર કર."

"હું કયાં જાઉ ?" ખજાનચી હીમ્મત કરીને બોલ્યો. "પણ જો આપ હુકમ આપતા હો તો શા. બનારસીદાસને ત્યાંથી જાગીરની ઉઘરાણી આવે ત્યારે વ્યાજ સુદ્ધાં આપવાનો વાયદો કરી વ્યાજે રૂપીઆ લાવું."

"કબુલ, પણ એક કલાકથી વધુ વાર ન થાય" રાજા સાહેબ ખજાનચીને હુકમ આપી હરબીલમને કેહવા લાગ્યા. "હરબીલમ અત્યારે મારા નોકરની ગફલતીથી મારે શરમીંદા થવું પડયું છે પણ કાંઇ હરકત નહીં તમે મારા ઘરના માણુસ છો, તેથી હું શરમાતો નથી. હમણુંાંજ રૂપીઆ આવી જશે માટે બેસો."

આ સાંભળી હરબીલમે કાંઇ જવાબ ન આપ્યો, પણ રામકીશને હરબીલમને બહાર લઇ જવાની રજા માગી.

રાજા સાહેબ પાસેથી ઉઠીને બહાર આવ્યો.

આ તરફ ખજાનચી રૂપીઆ મેળવવા માટે શા બનારસી-

દાસના ઘર ઉપર ગયો. શા. બનારસીદાસ મોટો ધનવાન માણુસ હતો. જ્યારે પણુ જરૂરતના સમયે રાજા સાહેબને રૂપીઆની જરૂરત પડતી તો બનારસીદાસ વગર દસ્તાવેજે રૂપીઆ ધીરતો હતો. જે વખતે ખજાનચી બનારસીદાસને ત્યાં પહોંચ્યો તે વખતે બનારસીદાસ પુજા માટે બેઠા હતો. ખજાનચીની ખબર મળતાંજ તરત અંદર બોલાવ્યો એટલે ખજાનચીએ પંદર હજારની માંગણી કરી જે સાંભળી "શા માટે જોઇએ છે" તે સવાલ કર્યો. એટલે ખજાનચીએ કહ્યું.

"રૂપીઆ શા માટે જોઇએ છે તેની મને પુરી ખબર નથી, તો પણ રામકીશને કાંઇ તુત ઉભું કર્યું હોય તેમ જણાય છે જાણ્યામાં હરખીલમ અહીરની છોકરી સાથે આશનાઇ કરવાના બદલામાં આપવા માટે આ રૂપીઆની જરૂરત પડેલી છે."

"રામ ! રામ !" શા. બનારસીદાસ બોલ્યો. રામકીશન બહુ મોટો દુષ્ટ અને પાપી માણુસ છે તે જે કંઇ ન કરે તે થોડું છે પણુ હરખીલમની છોકરીનાં લગન તો ગયે કાલેજ થઇ ગયાં છે?"

"અરેરે આતો બહુજ ખરાબ વાત" બીલરામદાસ બોલ્યા "આવો કુકર્મી રાજા તો આજ સુધી આ રાજ્યની ગાદી ઉપર આવ્યો નથી. કોણુ જાણે હવે શું થવા બેઠું છે. હરખીલમની છોકરીને હું સારી પેઠે ઓળખું છું. તે ઘણીજ પારસા અને પતીવ્રતા છોકરી છે. જો કદાચ આ રાજા તે છોકરીને કાંઇ સંતાપશે તો પ્રભુને કોપ ઉતર્યા વિના રહેનાર નથી."

હજુ તો આ વાત શા. બનારસીદાસના મોહડામાંજ હતી કે

એટલામાં તે ગામનો પ્રખ્યાત જોશી પંડીત રામચરન આવી પહોંચ્યો એટલે શા. બનારસીદાસે જોશી મહારાજને પુછ્યું.

"પંડીતજી મહારાજ ! જરા અત્યારે પ્રશ્ન મુકીને જુઓ કે અમારા ગામમાં શું થનાર છે?"

પંડીતજીએ શેતરંજી ઉપર બેસીને ખીસામાંથી લાકડાની કલમદાન અને ખડીઓ કાઢી કાગળ ઉપર પ્રશ્ન મુક્યો. તે બાદ કેટલીકવાર સુધી ગણુત્રી કરી બોલ્યા.

"મારી ગણુત્રી પ્રમાણે રાજ્યની અને કોઇ ..પવિત્ર સ્ત્રીના જીવની હાની થવી જોઇએ."

આ સાંભળી બનારસીદાસ ધ્રુજી ઉઠયો. કેમકે તેને જોતીષ ઉપર બહુ મજબુત આસ્થા હતી, તેથી થોડીવાર વિચાર કરી ખજાનચીએ કહ્યું.

"વિક્રમપુરનો રાવત હમણાં આવ્યો હતો તેને મેં મારી ત્રીજોરીમાં જેટલા રૂપીઆ હતા તેટલા બધા આપી દીધેલા હોવાથી દીલગીર છું કે હું રાજા સાહેબની માગણી પ્રમાણે રૂપીઆ આપી શકતો નથી.

આ સાંભળી ખજાનચી પણ કાંઇ વધુ ન બોલ્યો કેમકે તે રાજાની ચાલચલગતથી સારી પેઠે જાણીતો હતો અને તેના લીધેજ તે અત્યાર અગાઉ હજારો રૂપીઆનો પ્રણી બની બેઠેલો હોવાથી સીધો રાજા સાહેબની સેવામાં પહોંચ્યો એટલે રાજાએ ખજાનચીને ખાલી હાથ આવેલો જોઇ પુછ્યું.

"કેમ રૂપીઆ લાવ્યા ?"

ખજાનચીએ આનો કાંઇ ઉત્તર ન આપ્યો તેથી રાજાએ ગુસ્સાના આવેશમાં આવી ફરી પુછ્યું.

"કેમ જવાબ નથી આપતો ? રૂપીઆ લાવ્યો કે નહીં."

"નહિ સરકાર !" ખજાનચી નીચી નજરે બોલ્યો. "મારાથી બન્યું ત્યાં સુધી મેં શા. બનારસીદાસને સમજાવ્યો પરંતુ તેણે રૂપીઆ ન આપ્યા."

"લુચ્ચા, નાલાયક, પાજી," રાજા પોકારી ઉઠયો. વાણીઆની શી મજાલ કે તે મને રૂપીંઆ ન આપે! બસ અબ ઘડી પાછો જા અને ગમે તેમ કરીને પણ રૂપીઆ લાવ નહીં તો યાદ રાખ કે એ બદમાશ વાણીઆનું ખેદાનમેદાન કરી નાખીશ."

"પણ સરકાર ખજાનચી બોલ્યો."

"પણ બણની જરૂરત નથી. તું અબ ઘડી રૂપીઆ લાવ." રાજાએ કહ્યું "અને વાણીઆને સમજાવ કે મહારાજા જગતજીતસીંગ બહાદુર તારૂં સત્યાનાશ વાળી નાંખશે."

"નામદાર મેં તો બહુએ કોશીશ કરી પણ કેમે કરી વાણીઓ માનતો નથી" ખજાનચી લગાર કંટાળીને બોલ્યો "માટે કયાંથી લાવું ?"

"ચાલ નીકળ, મારા સામેથી દુર થા. નહી તો અબ ઘડી તારા કટકેકટકા કરી નાંખીશ."

ખજાનચીને આટલુંજ જોઇતું હતું તેથી રાજા સાહેબના મુખમાંથી આ વાકય બહાર પડતાંજ ચાલતો થયો, એટલે રાજા સાહેબે રામકીશનને કહ્યું.



રામકીશન ! તું મારો જુનો અને પુરાણો દોસ્ત છે. નહાનપણથીજ આપણે સાથે રહેલા છીએ, તેથી જે પ્રીતી તને મારાથી હશે તેટલી બીજા કોઇને નહીં હોય, નાલાયક ખજાનચી નીમકહરામે કેવો ઉદ્ધતાઇનો જવાબ આપ્યો તે તેં સાંભળ્યો છે. બનારસીદાસ પણ રૂપીઆ આપવા માટે ઇનકાર કરે છે તેથી હવે તુંજ કોઇ રસ્તો શોધી કાઢ. હરબક્ષમ બહાર રૂપીઆ માટે બેઠો છે અને વખત નકામો વીતયો જાય છે, તેથી દોસ્ત ગયા વખ્ત ફિર હાથ આતા નહીં. માટે કોઇ નવો બુટટો ઉઠાવ કે જેથી અત્યારે હાલ રૂપીઆ મળી જાય."

"સરકાર !" રામકીશન બોલ્યો. "હું તો હમેશથી કહેતો આવ્યો છું કે બનારસીદાસ મહા લુચ્ચો અને બદમાશ માણુસ છે. આપ નામદારે તેને બહુજ માથે ચઢાવેલો હોવાથી આજે તે ખરા અગત્યના વખતે ફરકી પડયો. તેથી હવે શું થઇ શકે છે ? વળી કોઇ બીજાની પાસેથી અત્યારે કરજ કઢાવવું પણ વ્યાજબી લાગતું નથી, અને કોઇ અત્યારે કરજ આપે એવો માણસ પણ ધ્યાનમાં આવતો નથી, પરંતુ મેં સાંભળ્યું છે કે રાણી સાહેબની પાસે રોકડા રૂપીઆ ઘણા છે. તેથી અત્યારે કામ કાઢવાને માટે ઘરમાંથીજ રૂપીઆ લઇ લો, અને પછી આપી દેજો, જો કદાચ અત્યારે રોકડા રૂપીઆ ન હોય તો કાંઇ નહીં. તેટલી કીંમતનું ઘરેણું હશે તો પણ ચાલશે. હું હરબક્ષમને ગમે તેવી રીતે સમજાવી દઇશ."

"વાહ વાહ રામકીશન ! વાહ !" રાજા ખુશીના આવેશમાં પોકારી ઉઠયો "તેં તો અત્યારે ઘણીજ ઉત્તમ સલાહ આપી. લે

હમણાંજ હું મહેલમાં જાઉં છું."

આટલું કહી બેવકુફ રાજા મહેલમાં ગયો. રાણી એક ચોકી ઉપર બેસીને રામાયણ વાંચી રહી હતી. રાજાને ગભરાયલો અકળાયેલો આવેલો જોઇ સનમાન માટે ઉભી થઇ ગઇ. રાણી હંસ રાજ કુંવર ઘણીજ, લાયક અને પતીવૃતા સ્ત્રી હતી. તેણી સદા પતીની સેવા કરવામાંજ પોતાની જીંદગીનું સાફલ્ય થએલું સમજતી હતી. તેણીનો પીતા મહારાજા બીરકૃષ્નરાવ ઘણોજ બહાદુર અને માનવંતો તથા પ્રજાપીય રાજા હતો. તેણે પોતાની દીકરીને ઉંચુ શિક્ષણ આપ્યું હતું. જ્યારથી રાણીનું લગ્ન રાજાની સાથે થયું હતું ત્યારથી તે બીચારીને લગારે સુખ મળ્યું નહોતું. લગ્ન થવા બાદ બે ચાર મહીના સુધી તો ઠીકાઠીક ચાલ્યું, પણ ફરી રાજા રાણીમાં અણુબનાવ થઇ ગયો. રાજા પોતાના કુકર્મોમાં ફસાઇને બહાર ભટકતો હતો અને આ બાપડી પુજાપાઠ અને ગીતા તથા રામાયણ વાંચવામાં પોતાનો વખત ગાળતી હતી. પરંતુ એટલી બધી નેક અને ભલી હતી કે કોઇ કાળે પણ રાજાની બદગોઈ કરતી નહોતી. દર વખતે પોતાના રાજાની પ્રશંસામાં અને પ્રભુની પ્રાર્થનામાંજ લીન રહેતી હતી. રાજાએ મહેલમાં આવતાંજ રાણીને કહ્યું.

"તમને તો રામાયણના વાંચનથી લગારે ફુરસદ મળતી નથી, જ્યારે જુઓ ત્યારે રામાયણ લઇને બેઠાં છે."

"આપ નામદારને પોતાના કામોથી ફુરસદ ન મળે તો હું રામાયણમાં વખત ન ગાળું તો શું કરૂં?" રાણી નમ્રતાથી બોલી.



"પ્યારી!" રાજા સાહેબ રાણીને પલંગ ઉપર પોતાની પાસે બેસવાનો ઇશારો કરતાં પ્યારથી બોલ્યો "મારૂં આજે એક કામ અટકી પડયું છે તેથી તમારી મદદની થોડીક જરૂર પડી છે."

"કેમ આજે શું છે?" રાણી અજબ થઇ પલંગ પર બેસતાં બોલી "ચંદ્રમાં આજે આ તરફ કેમ ઉગ્યો? મારા જેવી ગરીબડીની એવી તે કાંઇ જરૂરત પડી છે કે આપ આમ ખુશામદ કરી રહ્યા છો! મારી પાસે જે કાંઇ હોય તે આપનુંજ છે. માટે ફરમાવો શું છે?"

"મને આજે પંદર હજાર રૂપીઆની જરૂરત પડી છે માટે મને અત્યારે ગમે તેમ કરીને પણ આપો." રાજા બોલ્યો.

"આપે મને લગ્ન પછી કોઇ પણ દીવસ પંદર રૂપીઆનીએ રકમ આપી નથી, તો હું પંદર હજાર કયાંથી લાવું?" રાણી બોલી "માત્ર આપની બદનામીના લીધે મેં આજ સુધી મારા પીતાની પાસેથી રૂપિયા મંગાવ્યા નથી, ગમે તેમ કરીને ગુજરાન ચલાવું છું, ખાવું પીવું આપ આપો છો તો પછી મને રૂપીઆની શી જરૂર?"

"આ વખત મહેણાં ટોણાંનો નથી" રાજાએ ખુશામદ કરતાં કહ્યું રાણી! મારી લાજ રાખી લ્યો, હું તમારો જીંદગી ભરનો ગુલામ બની જઇશ."

"એવી તો આપને પંદર હજારની શી જરૂરત પડી છે કે આમ કરગરી રહ્યા છો?" રાણીએ પુછયું.

"કહેવા જેવું નથી"

ત્યારે આપને બહુજ અગત્ય હોય એમ હું માની શકતી નથી "

" રાણી! એ વાત ન પુછો અને ગમે તેમ કરીને પણ પંદર હજાર આપો. "

" હું જાણ્યા વિના કાંઇ કરી શકતી નથી. "

" ત્યારે સાંભળો " રાજા નષ્ટ બનીને બોલ્યો, " હું હરઅલ્લમની દીકરી ઉપર આશક થઈ ગયો છું, તેના વસ્લ વિના બેચેન છું, તે સુંદરીનો બાપ પંદર હજાર રૂપીઆ માંગે છે, પણ ખજાનામાં હાલ તરત આટલી રકમ હાજર નથી અને વાણીઓ ઉધાર પણ આપતો નથી તેથી રાણી, હું તમારી પાસે આવ્યો છું, માટે જુઓ મારી વાત રાખો. "

" અરે રાજા, તમે શું કહી રહ્યા છો ? " દુખ અને અજાયબીની સાથે રાણી બોલી. "હું હરઅલ્લમની દીકરી ગંગોત્રીને સારી પેઠે ઓળખું છું. તે ઘણીજ ભલી અને નેક છોકરી છે. રાજા તમે તેને બરબાદ ન કરો. હું તમારા પગે પડું છું. તમે તેને ન બોલાવો. તમે એમ ન સમજતા કે હું આ વખતે શોકયના શાલ માટે વિનંતી કરી રહી છું! નહીં, મને તેની લગારે પરવાનથી. મારા આવા વિચારો તો કયારના નાબુદ થઇ ગયા છે. પણ માત્ર મારી અરજ એટલા માટે છે કે ગંગોત્રી પતીવ્રતા પવિત્ર છોકરી છે. તે ઘણીજ વખતે સંતાઇને મારી પાસે આવે છે અને મેં તેના વિચારો જાણેલા છે માટે રાજા, ગંગોત્રીની આબરૂ ઉપર ત્રાપ ન મારો. "

" રાણી! " રાજા હસતાં હસતાં બોલ્યો, " હું અહી તમારી કથા સાંભળવા આવ્યો નથી. માત્ર રૂપીઆ આપી દયો એટલે ચાલતો થાઉં. "

" રાજા ! મારી વાત સાંભળો અને પુરેપુરી ધ્યાનમાં ઉતારો, મેં રાતે બહુજ ભયંકર સ્વપનું જોયું છે અને તેથીજ અત્યારે પુજાપાઠ કરીને રામાયણ વાંચી રહી હતી. માટે આ ભયંકર પરીણામવાળાં કુડાં કામથી હાથ ઉઠાવી દયો, " લગાર થોભીને પોતાની બાળકી તરફ ઇશારો કરતાં રાણીએ કહ્યું " આ બાળકીની તરફ નજર કરો, મારા ઉપર દયા કરો અને સત્ય તો આ છે કે તમે પોતે તમારા ઉપર દયા ખાઇ આ નિચ કામને મુકી દયો. "

" બસ બસ ! ચુપ થઇ જાઓ " રાજા પોકારી ઉઠયો. " શીખામણ આપવાનો તમને લગારે અધીકાર નથી. હું પોતે પોતાના કામનો મુખત્યાર છું. માટે નકામી ટક ટક મુકીને રૂપીઆ આપવા હોય તો આપી દયો, નહીં તો સાફ જવાબ આપો. "

" હું તો પેહલાંજ કહી ચુકી છું કે મારી પાસે રૂપીઆ નથી. "

" રૂપીઆ નથી તો ઘરેણું તો છે ? તેજ આપો " રાજાએ છેલ્લે પાટલે બેસતાં કહ્યું. "

" અરર રાજા ! આ શું કહી રહ્યા છો ? " દાંતમાં આગળી નાંખી રાણી બોલી " તમારી લાજ અને શરમ કયાં ગઇ ? તમારી ટેક કયાં અલોપ થઇ ? મારા પીતાએ આપેલાં ઘરેણાંની માગણી અને તે પણ બુરા કામના માટે કરતાં તમોને શરમ નથી આવતી ?

" બસ જીભને કાબુમાં રાખો, રાજા પોકાર્યો " નહી તો અબ ઘડી વાત વધી જશે. "

" રહેવાદો રહેવાદો " રાણી હીમ્મતથી બોલી " આંખો કોને બતાવો છો ? મેં પણ આજ સુધી તમારીજ આંખો જોએલી છે.

માટે ચુપચાપ ચાલ્યા જાવ. હું મારૂં ઘરેણું કોઇ કાળે પણ નહી આપું પણ હા ! જો તમારે સારા કામ માટે જોઇતું હોત તો મારૂં ઘરેણું તો શું પણ મારો જીવ હાજર કરત. પરંતુ આ કામ માટે હું કોઇ કાળે પણ નહીં આપું ”

“ નહીં તમારે આપવું પડશે ” રાજાએ પલંગપરથી ઉઠતાં કહ્યું.”

“ નહીં, કોઇ કાળે નહીં ” રાજાની આગળ હીંમતથી ઉભા રહી રાણીએ જવાબ આપ્યો.

“ જુઓ હું લીધા વીના મુકનાર નથી.”

“ કોની મગદુર છે કે મારી રજા વીના મારા ઘરેણાને હાથ લગાડે ? ”

“ હું લગાડીશ ”

“ નહિ ”

ટુંકમાં રાજા રાણી વચ્ચે સારી પેઠે લડાઇ જાગી. રાણી ઘરેણા આપવાનો ઇનકાર કરતી તો રાજા ઘરેણાં લેવાનો ઇસરાર કરતો. એમ કરતાં મહેલમાં શોરબકોર મચી ગયો.

આ જોઇ નાહની બાળક કુંવરી પોતાના પીતાના પગ આગળ આવી, પણ રાજાએ તે બાચારીને હડસેલી મુકી, તેથી તેણી ચોધાર આંસુએ રડવા લાગી. રાણીએ પોતાના જીગરના કટકાને નિર્દય બાપે હડસેલી મુકેલી જોઇ એટકમ તેને છાતી સરસી ચાંપી લીધી. આ તરફ રાણી બાળકીને સમજાવવામાં રહી અને પેલી તરફ રાજા ઓરડામાં ધસ્યો. રાણી કલાપીટ કરતી રહી ને રાજા ઘરેણાની પેટી ઉપાડી ચાલતો થયો.

ઘરેણાની પેટી મળવાથી રાજાના આનંદનો પાર રહ્યો નહિ; અત્યારે તે પોતાને મળેલી ફતેહ ઉપર ભારે મગરૂર બની રામકીશનની પાસે આવ્યો. તરતજ રાજાના હુકમથી રામકીશને ઘરેણાની પેટીનું તાળું તોડયું અને પેટી ઉઘાડી તો હીરા મોતી તથા માણેકનાં ઘરેણાં જોઈ રામકીશન તથા રાજાની આંખોમાં ઝાંખ ફરી વળી. રાજાને મજકુર દાગીનાની કીમતની ખબર નહોતી, તેથી તેણે રામકીશનને પંદર હજારના દાગીના કાઢી લેવાનો હુકમ કર્યો, એટલે રામકીશને નીચે પ્રમાણેના દાગીના કાઢયા.

હીરાનાં ઝુમર જોડ ૧, પોખરાજનો કંઠો નંગ ૧, પોખરાજ અને યાકુતની ચુડીઓ જોડ ૩, હીરાનાં એરીંગ જોડ ૧, પોખરાજ માણેક અને હીરાની હમેલ નંગ ૧, હીરાની વીંટીઓ નંગ ૫ હીરાની હાથમાં પહેરવાની આરસી જેમાં એક રૂપીઆની બરાબર હીરો જડેલો હતો તેવી ૧. જડાવની પોંચીઓ જોડ ૧ હાથ અને પગનાં સોનાનાં કડાં જોડ ૨, સોનાના પાઝેબ જોડ ૧, સોનાનાં સાંકળાં જોડ ૧.

વાંચકો! ઉપલાં ઘરેણાંની કીંમત કેટલી હશે? તે સારી પેઠે સમજી શકાય તેમ છે. માત્ર એકલો કંઠોજ કે જેમાં પોખરાજ જડેલાં હતાં તે રાણીના પીતાએ કલકત્તામાં અકબર અલીશાહ મરહુમના લીલાઉંમાંથી એકવીસ હજાર રૂપીઆમાં ખરીદયો હતો. હમેલ કે જેમાં હીરા, માણેક અને પોખરાજ જડેલાં હતાં, તે વડોદરાના નામદાર મહારાજાની તરફથી રાણીના લગ્ન પ્રસંગે ભેટ મળી હતી, ટુંકમાં રાણીનું જેટલું ઘરેણું હતું, તેટલું બધું લાખોની કીમતનું હતું, પરંતુ હાથમાં પહેરવાની હીરાની આરસી તો ઘણીજ નાદર

રકમની હતી જ્યારે મહારાજા રણુજીતસીંગે શાહશુજાને હાર ખવાડી ત્યારે આ આરસી શાહશુજાના ખજાનામાંથી મળી આવી હતી. તે મેળવવા માટે રાણીના પીતાએ મહારાજા દીલીપસીંગની પાસે મુદ્દામ માણુસ લંડન મોકલ્યો અને ભારે કીંમત આપી ખરીદી હતી. રાણીના પીતાને આ આરસી બહુજ વ્હાલી હતી અને રાણીને આપવાનો વિચાર નહોતો. પણ કુંવર સાહેબ એટલે રાણીના ભાઇએ ખાસ આગ્રહથી પોતાની બહેનને આ આરસી અપાવી હતી.

રાજાને એટલી પણ ખબર નહોતી કે આ ઘરેણું લાખોની કીંમતનું છે. તે તો માત્ર આંધળો બનીને ગંગોત્રીનાં સ્વપ્નાં જોઇ રહ્યો હતો. તેણે પોતાની ટેક, પોતાની લાજ અને ઇઝઝત આબરૂને વિસારી દીધી હતી. રામકીશને રાજાની આજ્ઞા અનુસાર ઉપર લખેલાં ઘરેણાંઓ રૂમાલમાં બાંધ્યાં અને હરબક્ષને આપવા માટે બહાર નીકળ્યો. હરબક્ષ બહાર ઉભો હતો તેને રામકીશને માત્ર સોનાનાં કડાં અને સોનાનાં પાઝેબ આપી વિદાય કર્યો અને સાંજના સાત વાગે ગંગોત્રીને મ્હેલમાં મુકી જવાની ખાસ તાકીદ કરી, પોતે ઘરેણાંને સંતાડવાની પેરવીમાં મચ્યો. સૌથી પેહલાં તેણે ઘરેણાંને એક ટીનના ડબ્બામાં પેક કર્યાં અને તે બાદ ઉજડ જગ્યામાં ખાડો ખોદી દાટી દીધા. જે વખતે રામકીશને ઘરેણાનો દાબડો ભોંયમાં દાટયો તે વખતે તેના હર્ષના પાર નહોતો. દસ રૂપીયા માસીકના પગારદારને એકદમ લાખોની મીલકત પ્રાપ્ત થઈ જાય તે કાંઇ નાહનીસુની વાત નથી. એ તો રામકીશન જેવો નિર્લજ આટલી બધી ખુશી પ્રાપ્ત થવા ઉપર પણ જીવતો રહે. નહી તો બીજો કોઇ હોત તો હર્ષના આવેશમાં આવી મર્ણ પામત એટલે

શાદીએ મર્ગ થઇ જાત.

રાજા સાહેબ સાંજની વાટ જોતાં જોતાં આકુળ વ્યાકુળ થઇ રહ્યા હતા એટલે ફરી રામકીશનને બોલાવ્યો અને પુછયું.

"રામકીશન! ગંગોત્રી કયારે આવશે?"

"સરકાર! હાથ જોડી રામકીશને જવાબ આપ્યો "સાંજના સાત વાગે બોલાવી છે માટે આપ નામદાર બગીચાના પશ્ચિમ દીશાએ આવેલા ઓરડામાં રાત્રે આરામ કરજો."

"ઠીક બહુ સારૂં" રાજા બોલ્યો. "તે ઓરડો તદન જુદો છે તેથી ઠીક પડશે. પણ રામકીશન, ગંગોત્રીને બધાં ઘરેણાં પેહરાવીને લાવજે કે જેથી તેના રૂપમાં અવધી થઇ જાય.

"મહારાજ!" રામકીશન લગાર વિચાર કરીને બોલ્યો. "તે બીચારીનો જીવ સલામત રાખવો છે કે નહીં? ઘરેણા પેહરીને રાતની વખતે આવે તો કોઇ મારી નાંખે! માટે રાતની વખતે તો સાદગીમાંજ આવવા દયો. અને પછી જયારે મહારાજ! આજે આપની સેવામાં તે આનંદ પામશે તો ફરી તો તે અહીંજ રહેશે અને તે વખતે સારી પેઠે ઘરેણામાં સજજ કરાવજો."

"બરોબર રામકીશન તું ખરૂં કહે છે" બેવકુફ રાજા બોલ્યો. "પણ આહ! તે કયારે આવશે? હવે તો મારામાં જુદાઇનું દુઃખ ઝીલવાની લગારે શકિત નથી. હાય! તે મનમોહની મારા મહેલને કયારે શોભા આપશે આહ! ગંગોત્રી, હું આજે તને મેળવીને ખરે ખર પુરેપુરો ભાગ્યશાળી બની જઇશ. હવે મને દુન્યાની કોઇ પણ અનુપમ વસ્તુની ઇચ્છા રહી નથી. તારા જેવી મોહની જેને પ્રાપ્ત થાય તેને બીજી કઇ વસ્તુની ઇચ્છા રહી શકે છે?"

"ખરૂં છે નામદાર સરકાર!" હાથ જોડીને રામકીશને હુંકારો ભર્યો.

"અને વળી રામક્રીશન! રાણી પણ ગંગોત્રીની બહુ તારીફ કરતી હતી" રાજા ઘેલાઇ કરતાં બોલ્યો.

"બરાબર છે સરકાર! તે એવીજ છે." રામકીશને ટેકો આપ્યો.

રાજા અને રામકીશનમાં અહીં આ વાતો ચાલી રહી છે અને બીચારો હરબલ્લભ પોતાની બેવકુફી ઉપર ભારે વિચાર કરી ચિંતાતુર બની રહ્યો છે. ઉંઠડો કઇ તડ બેસશે તેની તેને ભારે ચિંતા હતી. ગગોત્રીના નેક અને પવિત્ર વિચારોથી તે જાણીતો હોવાથી તેની આશા તુટી જતી હતી. તેથી પ્રથમ પોતાની વહુને કાબુમાં લેવાનો વિચાર કરી ઘરમાં આવ્યો, અને પોતાની વહુને બાજુપર બોલાવી પાંચસો રૂપીઆની નોટ તથા દાગીના બતાવ્યા જે જોઇ તેણી તો ભારે આકળી ગાભરી બનીને પોકારી ઉઠી.

"અરે આ દાગીના ક્યાંથી ઉપાડી લાવ્યા? ચોરી તો નથી કરી ને?"

"નહીં, આ દાગીના રાણી સાહેબના છે. જે રાજા સાહેબે ગંગોત્રીના માટે મોકલ્યા છે, અને હું વાયદો પણ કરી આવ્યો છું."

"વાયદો કેવો?"

"શું કહું કાંઇ કહી શકતો નથી. પણ હું જીભ હારી ચુક્યો છુ તેથી ગંગોત્રીને આજે સાંજના સાત વાગે રાજા સાહેબની પાસે જવું પડશે" હરબલ્લભ સખત જીવ કરીને બોલ્યો.

"અરેરે આ શું કર્યું ?" ગંગોત્રીની મા બોલી "દુન્યામાં કોઇ પણ બાપ એવો હશે કે જેણે તમારી પેઠે બેહયાઇ અને નિર્લજતા વાપરી હોય !"

"હવે જે કાંઇ થવું હતુ તે થઇ ગયું, તું મારી મદદ કર. ગમે તેમ કરીને પણ ગંગોત્રીને રાજાની પાસે પોંહચાડ અને જો કદાચ તું આ કામમાં મારી મદદ નહી કરે તો હું આપઘાત કરીને મરીશ અને ઝેર ખાઇને જીવ આપીશ"

આ સાંભળી ગંગોત્રીની મા રડવા લાગી. કેમકે તેણીને પોતાના પતીની સાથે બહુજ મોહબ્બત હતી. તેથી લાચારીએ ગંગોત્રીને રાજાની પાસે પહોંચાડવાની હામી ભરી. તોપણ તેણી ગંગોત્રીની પાસે આવી વાત કરતાં અચકાતી હતી. કેમકે ગંગોત્રીની પવિત્રતાની છાપ અત્યાર અગાઉની પડી ચુકી હતી. લાલચ કે બીજી કોઇ વાતમાં સપડાઇ ગંગોત્રી આ વાતને કબુલ કરી લે એ અસંભવિત હોવાથી બાપડી મોહટા વિચારમાં પડી ગઇ. આખરે તેણે પોતાના દીલમાં વિચાર કર્યો કે રાણીની મુલાકાતનું બહાનુ કરી ગંગોત્રીને મહેલમાં લઇ જવી અને પછી ભુલ થાપ ખવાડી, રાજાના શયનગૃહમાં પોંહચાડી દેવી. ગંગોત્રી અને રાણી સાહેબમાં મોહબ્બત હોવાથી તેની માને પુરો ભરૂસો હતો કે ગંગોત્રીને રાણીની મુલાકાતનું કહેતાં તેણી ના પાડશે નહીં. તેથી લગાર આનંદમાં આવી તેણી મલકાવા લાગી.

હવે થોડી વારના માટે ગંગોત્રીના મા બાપને તથા રાજા અને રામકીશનને બાજુએ મુકી રાણી સાહેબની હાલત જોવી જોઇએ. રાણીનું ઘરેણું લઇને રાજા બહાર આવ્યો ત્યારથી રાણીએ

રડી રડીને આંખો સુજાડી હતી. રાણી દરદાગીનાના બરબાદ ઉપર રડતી હતી એમ ન સમજવું જોઇએ. પણ તેણીના રડવાનું મુખ્ય કારણ તો આ હતું કે તે ઘરેણાના બાબમાં તેણી પોતાના પીતાને શું જવાબ આપશે ! અને પોતાના પતીની બેવકુફી, નાલાયકી અને નિર્લજતાનું કેવી રીતે વર્ણન કરશે ? રાણી આ રંજમાં બેઠીહતી કે તેની ખાસ દાસી ચંદુ તે રાણી સાહેબની પાસે નહાન પણથી રહેતી હોવાથી અને વફાદારીથી સેવા ચાકરી કરતી હોવાથી રાણી સાહેબની તેના ઉપર પુરેપુરી મહેરબાની હતી. તેણે સઉથી પહેલાં તો ઘરેણા જવા ઉપર દીલગીરી જાહેર કરી અને ફરી પોતાની રાણીને રડતી જોઇ પોતે ખુબ રડી અને રાણીને પણ ખુબ રોવડાવી. જ્યારે રડવું લગાર ઓછું થયું ત્યારે ચંદુએ કહ્યું.

" પરમેશ્વર તમારૂં ભાગ્ય ચઢતું કરે, પણ ખરેખર આજની હકીકતથી ઘણોજ રંજ થાય છે."

"ચંદુ ! તારા દીલાસા અને હમદર્દીથી મને બહુજ સંતોષ થયો છે. પણ હવે ચિંતા ન કર પરમેશ્વર સારૂં કરશે." રાણીએ આંસુ લુછતાં કહ્યું.

" એ તો ખરૂં પણ જ્યારે બધા દરદાગીના રામકીશનના હાથમાં ચઢી જશે ત્યારે ફરી મળવા મુશ્કેલ છે માટે કાંઇ યુક્તિથી ઘરેણાં તો પાછાં મેળવવાં જોઇએ." ચંદુ દાઝ ખાતાં બોલી.

" કાંઇ ચિંતા ન કર, જે જેના ભાગ્યમાં હશે તે તેને મળ્યા વિના રહેનાર નથી."—રાણીએ કહ્યું.

" પણ હા !" ચંદુ કાંઇક યાદ આવવાથી બોલી " હું એક

સંદેશો લાવી છું. પરંતુ કહેતાં બીક લાગે છે. તો પણ સરકાર જાણે છે કે મને આપની કેટલી બધી મોહબ્બત છે. અને સરકારને પણ મારો કેટલો બધો ભરૂસો છે તેથી હુકમ હોય તો કાંઇક અરજ કરૂં"

"ચંદુ મને તારો પુરેપુરો ભરૂસો છે તેથી જે કંઇ કહેવું હોય તે ખુશીથી કહે."

"શા. બનારસીદાસ આવીને મહેલની પછવાડે ભુસાવાળા ઘરમાં ઉભા છે, તેઓ આપને કાંઇ અરજ કરવાના છે. તેથી મેં તમને ત્યાં ઉભા રખાવ્યાછે. માટે આપ માત્ર થોડી વાર તેમની સાથે વાતચીત કરી લ્યો. તે બીચારા આપણા રાજ્યના મહોટા ખેરખ્વાહ અને નીમકહલાલ માણુસ છે"

"ચંદુ પારકા પુરૂષથી વાત કરવામાં મોટું પાપ છે તેથી હું વાત કરી શકતી નથી."

"પણ મહારાણી! બનારસીદાસ તો બાપડા એંસી વરસથી પણ વધુ વયના છે માટે તેનાથી વાત કરવામાં કાંઇ બાધ નથી."

"ત્યારે જા, તેમને નીચે ઉભા રાખ, હું ઉપર બારીના પરદામાં ઉભી રહી વાતચીત કરીશ."

આ સાંભળી ચંદુ તરતજ નીચે ગઇ. હવે બનારસીદાસ અને રાણીની વાતચીત લખવા પહેલાં બનારસીદાસ કેમ આવ્યો છે તેની હકીકત ટુંકમાં દર્શાવવી મુનાસબ જણાય છે. જ્યારે રાજાએ ખજાનચીને બનારસીદાસની પાસે રૂપીઆ લેવા મોકલ્યો અને બનારસીદાસે રૂપીઆ આપવાનો ઇનકાર કર્યો, અને પંડીતની પાસે પ્રશ્ન મુકાવી જવાબમાં જે ભયંકર બીના પંડીતે જણાવી તે ઉપરથી

બનારસીદાસ ભારે ચીંતામાં પડી ગયો હતો. એટલામાં રાજા રાણીની લડાઇની ખબર પહોંચી અને સાથેજ રાણીનાં ઘરેણાં રાજાએ જબરદસ્તીથી ઝુંટાવી રામકીશનને આપ્યાં એ વાત પણ જાણુમાં આવી. તેથી તે ભારે ચિંતામાં પડયો અને વફાદારીની લાગણી સતેજ થતાં તે રાણીની મુલાકાત લેવા તૈયાર થયો અને તે એટલા માટેજ કે પંદર હજાર રૂપીઆ આપવાથી રાણીનું ઘરેણું પાછું ફરી શકતું હોય તો પંદર હજાર રૂપીઆ આપવા. આ વિચાર કરીને તેણે ચંદુની મારફતે સંદેશો મોકલ્યો અને પોતે મહેલની નીચે આવીને ઉભો રહ્યો. રાણીની ભલમનસાઇ અને નેકીની આખા રાજ્યમાં ધુમ મચી હતી તેથીજ બનારસીદાસ જેવો બ્યાજખાઉ વાણીઓ વફાદારીમાં લિન બનીને આવ્યો હતો. ચંદુ રાણીની રજામંદી મેળવી બનારસીદાસની પાસે આવી અને તેમને બારીની નીચે ઉભો રાખ્યો. જયારે રાણી બારીમાં આવીને ઉભી ત્યારે ચંદુએ કહ્યું.

"નામદાર મહારાણી ! બનારસીદાસ કુરનસ અરજ કરે છે"

"મારી સલામ કહો" રાણીએ પરદામાંથી કહ્યું.

રાણી સાહેબ ! હું આપનો એક અદના તાબેદાર છું" બનારસીદાસ હાથ જોડીને બોલ્યો. "આ રાજયના ત્રણ રાજાઓની ગુલામીમાં રહેવાની મને ઇઝઝત મળેલી છે. આપના પતી ચોથા રાજા છે. વળી આપના પીતાજી પણ મારા મોહટા મહેરબાન મીત્ર છે. આ બધા કારણોને લીધે અત્યારે હું આપની સેવામાં હાજર થયો છું."

"હું તમારા આવવાનાં કારણો સાંભળી ખુશી થઇ છું પણ તમે કેમ આવ્યા છો તે કહો" રાણીએ પરદા પાછળથી કહ્યું.



" મારૂં પોતાનું કામ કાંઇએ નથી " બનારસીદાસ હાથ જોડી નીચી નજરે બોલ્યો " નામદાર રાજા સાહેબે આજે મારી પાસે પંદર હજાર રૂપીઆની માગણી કરી હતી પણ તે વખતે મારી પાસે સીલીકમાં ન હોવાથી મેં ઇનકાર કર્યો. તે બાદ મેં સાંભળ્યું કે રાજા સાહેબે આપનાં લાખો રૂપીઆનાં ઘરેણાં ઉપર તરાપ મારી રામકીશનને હવાલે કરી દીધાં. આ સાંભળતાંજ હું આપની સેવામાં દોડતો આવ્યો છું. લાખો રૂપીઆ ખર્ચ કરતાં પણ જે દાગીના ન મળે તેવા દાગીના બદમાશ માણુસોના હાથમાં પાણીના મૂલે જાય એ હું જોઇ શકતો નથી માટે પંદર હજાર રૂપીઆ આપતાં એ દાગીના પાછા મળી શકતા હોય તો હું અબઘડી પંદર હજાર રૂપી-આ આપવા તૈયાર છું. આપ માણુસ મોકલી મારા ઘેરથી પંદરહજાર રૂપીઆ મંગાવી લો. આવા દાગીના આ જીલ્લામાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં મળવા મુશ્કેલ છે માટે આ તક ગુમાવવી ન જોઇએ. હું આપનો ખેરખ્વાહ છું તેથી વખતસર અરજ કરવાને આવ્યો છું."

પાંચ મીનીટ ચુપકીદી પથરાઇ. માત્ર રાણીએ બેચાર લાંબા નિશ્વાસ નાંખ્યા. બનારસીદાસને પોતાની અરજનો જવાબ ન મળેલો હોવાથી તે ફરી બોલ્યો.

" નામદાર રાણી સાહેબ, મારા જેવા ઘરડા સેવકની અરજ ઉપર ધ્યાન આપો, નહિ તો ફરી આ દાગીનાઓ માટે અફસોસ કરવો પડશે. જો પંદર હજારમાં પાછા ન આવી શકતા હોય તો વીસ હજાર મોકલું, પચીસ હજાર મોકલું, કેમકે હું તો આપના પ્રતાપેજ આબાદાર થયો છું, તેથી આપના દાગીનાઓ માટે મારી

મીલકત કુરબાન કરવા તૈયાર છું."

"શાહબાશ" રાણી બોલી, 'શાહાજી! તમોએ તમારી વફાદારી અને ખેરખ્વાહીની સબુત આપી દીધી, પણ દાગીના પાછા મગાવવા હું વ્યાજબી સમજતી નથી- એ દાગીના મારા માલિક, મારા માથાના મુગટ, મારા પતીના કામમાં આવે એવાં મારા ભાગ્ય કયાંથી! જે થયું તે થયું હવે! કાંઇ થઇ શકતું નથી. એ સઘળા દાગીનાઓ તો કયારનાએ ગગોત્રીના શરીર ઉપર ચઢી ચુકયા છે તેથી પાછા મળે એવી આશા રાખવી ફોકટ છે.'

મહારાણી સાહેબ! બનારસીદાસ બોલ્યો; ' હું ગંગોત્રીને સારી પેઠે ઓળખું છું, અને તે ઉપરથી કહી શકું છું કે તે આપના દાગીના કદીએ લેશે નહીં, પણ મને તો ગંગોત્રી સુધી દાગીના પહોંચે એવી આશાજ નથી."

"બેશક! ગંગોત્રી ગરીબ માબાપની દીકરી છે પણ પ્રભુએ તેને મોહટું મન અર્પેલું છે. તે કદીએ મારા દાગીના લેશે નહી, તે ઘણીજ સુશીળ અને શીયળવંતી બાળા છે. પરમેશ્વર તેને સહાય થાઓ" રાણીએ નિશ્વાસ નાંખતાં કહ્યું.

" ખરેખર તે એવીજ છે, પણ હવે આપ એક કામ કરે'"

બનારસીદાસે કુનેહથી દાગીના મેળવવાની બાજી બતાવતાં કહ્યું, આપ અબઘડી દાસીને ગંગોત્રી પાસે મોકલો અને તેને પોતાને દાગીના બાબે ખબરદાર કરો જેથી આશા તો છે કે તે આપના દાગીનાને હાથ વટીક પણ નહિ લગાડે. પણ રાજા સાહેબે જે જે દાગીના રામકીશનને આપેલા છે તેની તફસીલથી ગંગોત્રીને વાકેફ કરવી જોઇએ."

" બહુ સારૂં હું અબઘડી મારી ચંદુ દાસીને મોકલું છું."

"ત્યારે મને રજા છે?"

" હા જાઓ, તમારો ઘણોજ આભાર થયો."

બનારસીદાસ પોતાને ઘેર વિદાય થયો એટલે તરતજ રાણીએ ચંદુને બધી વાતોથી વાકેફ કરી, ગંગોત્રીને ઘેર મોકલી. ચંદુદાસીએ ગંગોત્રીના ઘેર જવા પહેલાં રાજા સાહેબના ખીદમતગાર પાસેથી રામકીશનને આપેલા દાગીનાની તફસીલ મેળવી લીધી અને તે બાદ ગંગોત્રીની પાસે પહોંચી. ચંદુના પહોંચવા પહેલાં ગંગોત્રીની મા અને બાપે ગંગોત્રીને રાણી સાહેબની સલામ માટે જવાની ભલામણ કરી જે ગંગોત્રીએ બહુજ ખુશીની સાથે કબુલ કરી સાંજે જવાનું કહ્યું હતું. ચંદુને પોતાની પાસે આવેલી જોઇ ગંગોત્રીએ ઘુંમટામાંથી પોતાની પાસે બેસવાનો ઇશારો કર્યો એટલે ચંદુએ ગંગોત્રીની પાસે બેઠક લેતાં કહ્યું.

" બહેન ! તને અત્યારે દુલહન બનેલી જોઇ બહુજ આનંદ થયો પરમેશ્વર તારો સોહાગનો જોડો સદા કાયમ રાખે અને શ્રી રામચંદ્રજી તમો જોડામાં સંપ અને મહોબ્બતનો વધારો કરે"

ગંગોત્રીએ શરમથી માથુ નીચું કરી લીધું, પણ ચંદુના કહેવાથી તેને આનંદ થયો છે, એવી સાબીતી ચેહરા ઉપર સાફ જણાતી હતી. ચંદુએ ગંગોત્રીને શરમાતી જોઇ પોતાનું બોલવું ફરી ચાલુ કર્યુ.

" બહેન ! શરમાઓ નહીં, હું અત્યારે ઘણીજ અગત્યની વાત કરવા આવી છું અને અત્યારે તમે એકલાં છો એ સંજોગ

પણ સારો મળેલો છે, તેથી લાજ દુર કરીને મારા મુખ સામું જુઓ અને શું કહું છું તે સાંભળો જુઓ મહારાણી સાહેબ તમને કેટલા બધાં ચાહે છે?”

“ બેશક! હું રાણી સાહેબની એક અદના લોંડી છું.” ગંગોત્રીએ લાજ દુર કરી ચંદુને જવાબ આપ્યો, “ રાણી સાહેબની મારા ઉપર કેટલી બધી મહેરબાની છે? તેનું વર્ણન કરી શકતી નથી.”

“ ગંગોત્રી! પરમેશ્વર તમારા ઉપર કૃપા કરે, રાણી સાહેબને પણ તમારાથીજ એવી આશા છે. પણ હવે હું જોઉં છું કે તમારી આ વાત માત્ર કહેવાની છે કે દીલથી છે!ચંદુએ મતલબ કેહેવાનો આગાઝ કર્યો.

“ચંદુ બ્હેન! તમે એમ ન કહો હું એવી નથી કે જેનું ઝાહેર બાતેન જુદું હોય!”

“ત્યારે ફરી ગંગોત્રી તમોએ રાણી સાહેબને કેમ લુંટી લીધાં? તેં તેમના લાખોના દાગીના કેમ મંગાવ્યા? અને શોકયની ગરજ સારવાને કેમ તૈયાર થઇ ગયાં? શું આ તાબેદારી છે? શું આ મોહબ્બત છે!

“ ચંદુ! ચંદુ! આ શું!” ગંગોત્રી અજબ થતાં પોકારી ઉઠી “ બ્હેન આ શું કહો છો”

“ ખરૂં કહું છું” ચંદુ બોલી “ પેલા પીટયા રામકીશને તમારા ઘરડા બાપને લાલચમાં લપટાવી, રાજાની હજુરમાં તમને પહોંચાડવાની પયરવી કરી છે. આજે રાજા તમારા શીયળને હલાક કરશે અને તેના બદલામાં રાજાએ રાણીના બધા હીરા માણેક,

મોતીના દાગીના રાણીની પાસેથી જબરજસ્તીથી ઝુંટાવી લઇ તમારા બાપને આપ્યા છે. રાણી બીચારી રડી રડીને બેહાલ બની રહી છે. અને કહે છે કે આ પણ ભાગ્યની વાત છે કે ગંગોત્રી મારી શોકય બનશે !"

આ સાંભળી ગંગોત્રીના હોશ ઉડી ગયા. આંખોમાંથી આંસુ-ઓનો વરસાદ વરસી રહ્યો છાતી ધડકવા લાગી. પંચ માનીટ સુધી બેહાલ રહી, પછી લગાર હોશ આવતાં બોલી.

તમે મહારાણી સાહેબને મારા તરફથી બહુ બહુ પાગલાગણુ કહી કહેજો કે ગંગોત્રી આપની એક અદના દાસી છે. અને આ જીંદ-ગીમાં તો તેનાથી આવી કદીએ ભુલ થઇ શકશે નહીં. મને રાણી સાહેબના લાખો રૂપીઆના દાગીનાની લગારે ઇચ્છા નથી, તેમજ રાજા સાહેબના પેહલુંમાં જગ્યા મેળવવાની પણ લાલચ નથી. માત્ર હું તો રાણી સાહેબની તથા રાજા સાહેબની દયા અને કૃપાની અભીલાષી છું. મારા માતપિતાએ રાણી સાહેબથી આજે સાંજે મળવા જવાની ઇચ્છા બતાવી છે. તેની મતલબ હવે મારા સમજ-વામાં આવી. તેઓએ જે કપટની બાજી રચી તેમાં મને ફસાવવાની પધરવી કરી છે તેથી હવે હું પુરેપુરી રીતે વાકેફ થઇ છું. રાણી સાહેબને મળવા જવાના બદલામાં તેઓ રાજા સાહેબના શયનગૃહમાં પોંહચાડવા ચાહે છે. પણ ભગવાનની કૃપાએ તમારૂં આવવું થયું અને તેથી હવે કપટથી જાણીતી થઇ ગઇ. હવે તમે રાણી સાહેબને જઇને કહો કે અત્યાર સુધી તો મને દરદાગીના કાંઇએ મળ્યા નથી પરંતુ પરમેશ્વરની કૃપાએ હું બધા દાગીના લઇને સેવામાં હાજર થઇશ. જો કે હું આ જીંદગીમાં રાજા સાહેબની સેવામાં ન જાત,

પરંતુ માત્ર રાણી સાહેબના દાગીના મેળવવા માટે હવે હું જરૂર જઇશ અને જગતને તથા રાણી સાહેબને બતાવી આપીશ કે ગંગોત્રીએ કહ્યું હતું તે કરી દેખાડયું."

ગંગોત્રી અહીં સુધી પોંહચીજ હતી કે તેણીની મા આવી જવાથી ચુપ થઇ ગઇ, એટલે ચંદા દાસી ગંગોત્રીની રજા લઇ રાણીની પાસે પોંહચી અને ગંગોત્રીએ કહેલી બધી હકીકત કહી સંભળાવી. આ તરફ ગંગોત્રીની માએ સમી સાંજથીજ ગંગોત્રીને રાણીની પાસે લઇ જવાના બહાના હેઠળ શણગારવી શરૂ કરી જે જોઇ ગંગોત્રી બોલી.

"દીદી! તમોએ રાણી સાહેબને ત્યાં જવા માટે સાત વાગ્યાનું કહ્યું હતું અને અત્યારથીજ કાં તૈયારી કરવા મંડી!"

"બેટી ગંગોત્રી" ગંગોત્રીની માએ ખુશામદ કરતા મતલબની વાત પેચમાને પેચમાં કહેવા માંડી, 'સમીસાંજથીજ તૈયાર થઇ રહેવામાં શી હરકત છે! જલદીથી તૈયાર થઇ રહેવું સારૂં છે. પણ મારી દીકરી જોજે તારા ઘરડા બાપનું મોત માત્ર તારા હાથમાં છે. માટે મ્હારી લડકી તારાબાપના વચનને ભંગ ન કરતા તેમની આબરૂ રાખજે, કેમકે તારા બાપે તને મોહટા લાડ અને પ્યારથી પાળીપોષીને મોટી કરી છે."

જો ગંગોત્રીને આજના કાવત્રાની પહેલાંથી ખબર ન પડી હોતતો અત્યારે તે પોતાની માની શીખામણનો સખ્ત શબ્દોમાં જવાબ આપત પણ તે પહેલાંથી વાકેફ થઇ ચુકેલી હોવાથી કાંઇ જવાબ ન આપતાં ચુપ રહી. એટલે ફરી તેની માએ કહ્યું.

"અત્યારે આ ચંદા ક્યાંથી આવી હતી અને આટલી વાર સુધી શું શું વાતો કરી?"

"કાંઈ નહીં અમસ્થી મળવા માટે આવી હતી, પણ તમોને તેના આવવાથી ગભરામણ કેમ છુટી છે?"

"નારે કાંઇ પણ ગભરામણ નથી" ધડકતી છાતીએ ગંગોત્રીની માએ જવાબ આપી પોતાની દીકરીને શણગારવી શરૂ કરી.

આ તરફ ગંગોત્રીની મા તો આ કામમાં પડી હતી અને પેલી તરફ આપણા રાજા બહાદુર સખત પરેશાનીમાં પડયા હતા તેમનો હાલ તદ્દન આ શેરથી મળતો હતો કે,

"વાઅદએ વસ્લ ચું શવદ નઝદીક,
આતશે ઇશ્ક તેઝતર ગરદદ."

રામકીશન અને રાજા સાહેબ સમીસાંજથી બગીચામાં પહોંચી ગયા અને ત્યાં નીચલી વાતો થવા માંડી.

"સાંભળ્યું છે કે ગંગોત્રી બહુજ ખુબસુરત અને અપસરા સમાન છે" રાજા સાહેબે ખુશી થઇને રામકીશનને સવાલના રૂપમાં કહ્યું.

"જીહા! સરકાર! રામકીશને તેજ પોતાના ખુશામદી લેહજામાં જવાબ આપ્યો. હવે કયાં વાર છે! માત્ર થોડાજ કલાકમાં "અપાંરા ચેખ્યાં" થઇ જશે, પણ સરકારની મીસાલ તો એવી છે કે,

મઝા આતા હે અય કાસિદ બયાં કર,
બલા ફિર હાં પ્યામે યાર કયોં કર.

હું સો વખત તો કહી ચુકયો કે ગંગોત્રી આખી દુનીયામાં સઉથી વધુ ખુબસુરત અને સુંદર બાળા છે, અને જેના મોહટામાં મોહટાં નસીબ હોય તેનેજ તેણીનો વરલ નસીબ થાય !"

"વાહ વાહ" રાજા આનંદી બનીને બોલ્યો. "ત્યારે તો આજે મારાં બહુજ મોહટાં નસીબ છે. ખરેખર હું પુરેપુરો ભાગ્યશાળી છું, પણ રામકીશન છ તો વાગી ગયા માટે જાને જરા ખબર કાઢ કે તે મનહરણીને હજુ આવવામાં કેટલી વાર છે!"

" આવતી હશે, માટે લગાર ધીરજ ધરો " રામકીશને ઠંડે પેટે કહ્યું.

"ભાઈ રામકીશન મને આવા મામલામાં વાર થાય તે લગારે પસંદ નથી" રાજા આનંદમાં છલકાઇ જઇ બોલ્યો. " વળી આજ કાલ રાત પણ ઘણીજ નાહની છે. ખરી વાત તો આ છે કે અલ ઈનતિઝારો અશદ્દો મિનલ મોત" એટલે ઇનતિઝાર મોત કરતાં પણ વધારે દુઃખદાયક છે. માટે જા, જલદી. એકદમ તે માનુનો મનહરણીને બોલાવી લાવ."

આ પ્રમાણે રાજા અને તેના મુસાહિબે ખાસમાં વાતચીત ચાલી રહી હતી કે સાતનો ટકોરો વાગ્યો અને જુવે છે તો હર બિલ્લમ ગંગોત્રીને લઇને આવતો નજરે પડયો. આ વખતે ગંગોત્રીએ પુરો શણગાર કરી લાલ સાડી પેહરી હતી. તેણીના સફેદ દુધ જેવા ચેહરા ઉપર લાલ સાડી ઘણીજ મોહક દીસતી હતી. અને અસલ વાત તો આ હતી કે ગંગોત્રી પોતેજ મહા ખુબસુરત હોવાથી ગમે તેવાં લુગડાં પેહરતી તોપણ અનહદ દીપી નીકળતી હતી.



ગંગોત્રી પોતાના બાપની સાથે ઘેરથી નીકળી ત્યારથી તે જ્યાં લઇ જતો ત્યાં જતી હતી પણ જ્યારે રાજાના બગીચામાં પોંહચ્યા ત્યારે તેણીએ પોતાના બાપને કહ્યું.

"તમે મને રાણીના મહેલમાં લઇ જાઓ છો કે રાજા ઇંદ્રના અખાડામાં? ખેર તમે મારા બાપ છો તેથી કાંઇ વધુ કેહતી નથી તોપણ એટલું તો કહું છું કે તમારે શરમથી ડુબી મરવું જોઇએ. જેવી રીતે તમોએ અત્યારે પોતાની દીકરી સાથે ચાલ ચલાવી છે તેવી કોઇએ નહીં ચલાવી હોય! પણ ખેર, તમે મને રાજાની પાસે લાવ્યા છો તો હું જાઉં છું" આટલું બોલી ગંગોત્રી રાજા બેઠો હતો ત્યાં જઇ પોંહચી. રાજાએ જ્યારે ગંગોત્રીને આવેલી જોઇ ત્યારે ખુશીના આવેશમાં આવી પોકારી ઉઠયો.

"ઓહો! તમે તેજ છો કે, જેના માટે હું માછલાંની પેઠે તલપી રહ્યો છુ"

"જી હા, હું તેજ છું!"

"ત્યારે વ્હાલી મારા બાથમાં આવી આલીંગન આપો" રાજાએ બંને હાથથી ગંગોત્રીને બાથમાં લેતું કહ્યું.

"સબર" ગંગોત્રી દુર ખસતાં બોલી "આમ ખાલી ખુલી મારે આલીંગન આપી મળવું નથી. પેહલાં મારા માટે જે ઘરેણાં મોકલ્યાં છે તે મંગાવો એટલે હું તેને પેહરી અને પુરેપુરી બનીઠનીને ફરી તમારી બાથમાં આવું."

"મેં તો તે ઘરેણાં તમારાં માટે મોકલી દીધાં છો" રાજા અજબ થતાં બોલ્યો "તે શું તમને નથી મળ્યાં? જાણ્યામાં તમારા

બાપની પાસે હશે !"

"બાપની પાસે હોય કે પાપની પાસે" ગંગોત્રીએ છણુકો કરતાં કહ્યું "હુંતો ઘરેણાં પહેર્યા વિના અડકવા નહીં દઉં"

" તો ફરી તમારા બાપને પુછવું જોઇએ માટે તમે લગાર બાજુએ ખસી જાવ તો હું તેને બોલાવીને પુછું."

"એમાં બાજુએ ખસવાની શી જરૂર છે?"

"જરૂર તો છે, કેમકે બાપની શરમ કરવી જોઇએ."

"શરમ કેવી શરમ !" ગંગોત્રી બોલી, "જ્યારે તેઓ પોતાની સાથે મને લાવતાં શરમાયા નહીં તો ફરી મારે શરમ શા માટે કરવી જોઇએ ?"

આ સાંભળી રાજા ચુપ થઇ ગયો. અને તરતજ હરબિલ્લમને બોલાવ્યો. જ્યારે હરબિલ્લમ આવ્યો ત્યારે રાજાએ પુછયું.

"હરબિલ્લમ ! મેં જે ઘરેણું ગંગોત્રીના માટે આપ્યું છે તે હાલ તરત મંગાવીને ગંગોત્રીને પહેરાવો."

"જેવી આજ્ઞા મહારાજ" કહી હરબિલ્લમે પોતાના ખીસામાંથી રામકીશનની આપેલી ત્રણ વસ્તુઓ કાઢીને ગંગોત્રીની પાસે મુકી દાધી. જે જોઇ ગંગોત્રીએ કહ્યું.

"અને પેલાં હીરા મોતીનાં ઘરેણાં કયાં છે ?

"મને માત્ર આ ત્રણ વસ્તુઓ મળી છે."

" ત્યારે હીરા મોતીના દાગીના કયાં ગયા ? " રાજાએ ગભરાઇને પુછયું અને ફરી રામકીશનને બોલાવ્યો. રામકીશન ગભરાયલા

ચેહરે આવ્યો એટલે તરતજ રાજાએ પોકાર્યો.

" રામકીશન, તારી બધી નીમકહરામી જાહેર થઇ ચુકી છે, માટે હીરા મોતીના બધા દાગીના અબઘડી લાવી આપ, નહી તો યાદ રાખ કે તને હું કટકે કટકા કરી નર્કમાં પોંહચાડી દઇશ."

" સરકાર! મેં તો બધા દાગીના હરબિલ્લમને આપી દીધા છે."

" જુઠ, તદન જુઠા! " હરબિલ્લમ રામકીશનની બદમાશી જોઇ બોલ્યો " રામ રામ આવું કપટ! આવી બદમાશી! અરે રામકીશન, લગાર સાચું તો બોલ, તેં મને આ ત્રણ દાગીના સિવાય બીજું કાંઇ પણ આપ્યું નથી."

રામકીશન અને હરબિલ્લમ વચ્ચે સારી પેઠે જંગ જામ્યો. રામકીશન કહેતો કે મેં તને બધા દાગીના આપ્યા છે અને હરબિલ્લમ કહેતો કે મને માત્ર આ ત્રણ દાગીના મલ્યા છે. ગંગોત્રી કહેતી કે જલદીથી ઘરેણા મંગાવો નહીંતો હું હાથ લગાડવા નહીં દઉં. આ જોઇ રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહી. એટલામાં મોહન નામનો ખીદમતગાર દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે હજુર મેં રામકીશનને દાગીના દાટતાં જોયો છે, આ સાંભળી રામકીશનનો ચેહરો ફીકાશ મારી ગયો. અને આખરે ઘણીજ મુશકેલીથી દાટેલા બધા દાગીના આપ્યા પછી ગંગોત્રીએ એક પછી એક બધા હીરા મોતીના દાગીના પહેર્યા અને તે બાદ આપના મનમાં જોઇ એક મોહટો નિશ્વાસ નાંખ્યો, આ જોઇ રાજા બોલ્યો.

" જાને જાં અબ બોહોત ન તરસાવો,
આવ અબતો ગલેસે લગ જાવો."

" સરકાર " ગંગોત્રી નિશ્વાસ નાંખી બોલી. " હું કસબણ કે તવાયફ નથી. પૈસા ટકા, માલ મિલકત કે હીરા મોતીની લગારે દરકાર રાખતી નથી. આ રાજપાટ સુખ સંપતી સરકારને મુબારક રહે. મારે કાંઇ પણ સુખની અભીલાષા નથી. તેથી મહારાજ હું તમારા કામની નહીં અને તમો મારા કામના નહીં હું ગરીબ બીચારી એક અહીરની છોકરી અને તમો નામવર છત્રપતી રાજા, અત્યારે કોણ જાણે હું કયા વિચારથી આવી પણ પ્રભુની કૃપાથી જે કામ માટે આવી હતી તે પુરૂં થઇ ગયું. " આટલું બોલી ગંગોત્રીએ શરીરપર પેહરેલા બધા દાગીના ઉતારીને ટીનના ડબ્બામાં ભર્યાં અને તે બાદ બોલી. " આ દાગીના જેના છે તેને મુબારક રહે, આમાંનો એક તાર પણ મારા કામનો નથી માટે લ્યો મહારાજ હું જાઉં છું અને જેના દાગીના છે તેને આપી આવું છું. "

આટલું કહી ગંગોત્રી ઝડપથી દોડીને મહેલમાં પોંહચી. રાજાએ ગંગોત્રીનો પહોંચો પકડયો પણ પોતે શરીરે રૃષ્ટ પુષ્ટ હોવાથી ગંગોત્રીને પકડી શકયો નહીં. ગંગોત્રીએ મહેલમાં પોંહચી રાણીની આગળ દાગીનાનો ડબો મુકી દીધો અને ફરી બંને હાથ જોડી બોલી.

" મહારાણી ! આ આપની અમાનત સોંપવા આવી છું તે તપાસી લ્યો અને આજ સુધી મારી જે કાંઇ કસુર થઇ હોય તે માફ કરો. "

ગંગોત્રી અહીંજ સુધી કહેવા પામી હતી કે રાજા દોડતો દોડતો આવી પહોંચ્યો અને ગંગોત્રીને પકડી દરવાજા તરફ લઇ ચાલ્યો. ગંગોત્રીએ પોતાને રાજાના હાથમાં સપડાએલી જોઇ વીનતી કરતાં કહ્યું. " રાજા સાહેબ, આ શું કરી રહ્યા છો ? લગાર આપના રાજયવંશી

મોભાને જુઓ અને મને જુઓ, મારા જેવી નિરાધાર અબળાને દુઃખ આપી સારૂં ફળ નહી કાઢો માટે મહારાજ, મને મુકી દયો. હું તો આપની પુત્રી સમાન છું. ”

રાજા, ગંગોત્રીને ઘસડતાં દરવાજા બહાર ખેંચી લાવ્યો. જ્યાં હરબિલ્લમે ગંગોત્રીને હઠ કરતાં જોઇ કહ્યું.

“ બેટી ! શું કરવા હઠીલાઇ કરે છે, જોતો ખરી મહારાજ સાહેબ ઉભા છે ? તેમનું મન રાજી કર. ”

“ બે શરમ બાપ, ચુપ, ” ગંગોત્રી ક્રોધમાં પોકારી ઉઠી.

“ ગંગોત્રી, તેં મારૂં વચન ભંગ કરી દીધું. અફસોસ મારી વાત પાણીમાં ગઇ, આના કરતાં તો તું મારે ઘેર જન્મી ન હોત તો સારૂં થાત. ”

“ બેશક ” ગંગોત્રી ક્રોધમાંજ પોકારી “ તમે બાપ થવાને લાયક નથી, તમારે ત્યાં પ્રભુએ સંતાન આપ્યાં પણ તે સંતાનના પીતા થવાની તમારા જેવા બેશરમ, નિર્લજ અને પાપી માણસમાં કાબેલીયત નથી. અફસોસ, તમારા જેવો લાલચુ અને બેહયા બાપ નહીં પણ મારા માટે અને આખા જગતના સંતાનો માટે પાપજ છે. લગાર તમે પોતેજ મનમાં વિચારો કે મેં તમારી કેટલી બધી સેવા ચાકરી કરી છે કે ભાગ્યેજ આપણી કોમની કોઇ પણ છોકરીએ પોતાના માત પીતાની ચાકરી કરી હોય ! તો શું તે સેવા ચાકરીનો આ બદલો છે ? ઓ બાપ ! નહીં, નહીં, આખા જગતના પાપ ! તમને હું શું કહું ! પ્રભુ તમને કદાચ માફ કરે, તો કરે પણ હું તો કદીએ માફ કરીશ નહી; તમો અત્યાર સુધી સમજતા હશો

કે હું અજાણતામાં અહીં સુધી આવી છું, પણ નહીં તેમ નથી, મને તો તમારા આ કાવત્રાંની ખબર પહેલાંથીજ પડી ચુકી હતી, પણ માત્ર મારી વ્હાલી મહારાણીનાં ઘરેણાં, નીમકહરામ રામકીશનની પાસેથી અપાવવા માટે આવી હતી, તે મેં અપાવી દીધાં છે, માટે હવે મને કોઇ પણ વાતની ચિંતા રહી નથી, તમારી મરજીમાં આવે તે પ્રમાણે જુલમ કરવા તૈયાર થાઓ પણ યાદ રાખો કે હું તમારા તાબે થઇશ નહીં ”

હરબિલ્લમ શરમના મારે ભોંય ખોતરતો થઇ ગયો પણ રાજાએ આગળ વધીને કહ્યું “ ગંગોત્રી, ધીરજ રાખ, તારી સાથે જબરાઇ વાપરવામાં આવશે નહીં, પણ લગાર મને જો, હું તારા પ્રેમમાં પડયો છું, તારા માટે દીવાનો બન્યો છું, તારા વિના મને ચેન નથી માટે મારી રયાસત, મારા રાજવંશી દોર દમામને જોઇ મારા ઉપર દયા લાવ અને વળી જો તો ખરી તારો બાપ પણ રાજી છે.”

“રાજા ! કાંઇ ભાન રાખ, કાંઇ વિચાર રાખ, આમછેક નિર્લજતાની વાતો ન કર ” ગંગોત્રી ગુસ્સામાં બોલી. “મારી ખુશામદ કરવાથી કાંઇ વળનાર નથી. ધર્મશાસ્ત્રની રૂએ તારા પ્રેમનાં હકદાર મહારાણી હંસરાજ કુંવર ઠરી ચુકયાં છે. માટે તારો પ્રેમ તેમના પ્રત્યે દર્શાવ. તે ખરેખર દેવીરૂપ અને દેવાંગના સમાન છે. તું તેમના પ્રત્યે જેટલો પ્રેમ દર્શાવે તેટલો થોડો છે. તું આવી રૂપવંતી રાણી અને સર્વ ગુણ ધરાવનાર સદગુણી સ્ત્રીને મુકી પ્રજા વર્ગની વહુ દીકરાઓને શા માટે બુરી નજરથી જુએ છે? અને તું મને મારા બાપના રાજીપણાનું કહે છે, તે તદન તારી ભુલ છે. કેમકે હવે હું મારા બાપની મીલકત નથી, પણ ગઇ કાલે જેની સાથે મારાં લગ્ન

થઇ ચુકયાં છે તેની મીલકત છું અને તેજ મારો માલેક તથા હેયાનો હાર છે. ”

આ વાતચીતથી રાજાએ જોયું કે મતલબ પાર પડતી જણાતી નથી, તેથી રામકીશન અને હરબીલ્લમની મદદથી ગંગોત્રીના હાથ પગ પકડી બગીચાના બંગલામાં લાવ્યો. કોણ જાણે આ વખતે ગંગોત્રીમાં એટલું બધું જોર કયાં આવી ગયું હતું કે ત્રણ ચાર પુરૂષોએ મજબુત પકડી હતી છતાં માત્ર એકજ ઝટકામાં છુટી થઇ જતી હતી ! છેવટે મહા મુસીબતે બગીચાના બંગલામાં લાવવામાં આવી. રામકીશન દાગીના પચાવી પડવાના આરોપથી રાજાની ઇતરાજીમાં આવી પડયો છતાં અત્યારે રાજાને રાજી કરવા ગંગોત્રીને પકડવામાં આગળ પડતો ભાગ લઇ રહ્યો હતો જ્યારે ગંગોત્રીને બંગલામાં પલંગ ઉપર લાવીને બેસાડી ત્યારે ગંગોત્રીએ ગુસ્સાથી ધ્રુજતાં ધ્રુજતાં રાજાને સંબોધીને કહ્યું.

“ રાજા ! જો તેં મને અત્યારે હાથ સરખો પણ લગાવ્યો તો હું મારો પ્રાણ આપવામાં પાછી પાની નહીં કરૂં, પણ તને નહીં મારૂં કેમકે મારા ઉપર મહેરબાનીઓ કરનાર ભલી રાણી વીધવા બને તે મને સારૂં લાગતું નથી જોકે તે અત્યારે વિધવા કરતાં પણ વધારે દુઃખી છે છતાં માત્ર વિધવાપણાંના કલંકથી મોકળી રાખવા માટે તને કાંઇ પણ કરીશ નહી અને વળી આ પણ યાદ રાખજે કે તારો દોર દમામ, તારૂં રાજપાટ, તારો પૈસો ટકો મારી નજરોમાં તુચ્છ જણાય છે; કેમકે મારૂં મન અસમત અને સચ્ચાઇથી માલામાલ થઇ રહ્યું છે. હું તને સાફ સાફ કહી દઉં છું કે તું મારો કેડો મુકી દે, નહી તો યાદ રાખ કે રાવણની પેઠે તારૂં પણ પરિ-

ગુલામ આવશે. માટે ઓ રાજા, લગાર વિચાર અને જો, કે રાવણ જેવો દસ માથાં અને વીસ હાથવાળો બળવાન માણસ સીતાજીને હાથ વટીક પણ લગાવી શકયો નહીં; તો ફરી તારા જેવો નિરબળ મારૂં શું કરી શકશે? જેવી રીતે સીતાજીની શ્રી રામચંદ્રજીએ સ્હાય કરીહતી અને જેવી રીતે શ્રીભગવાને દ્રોપદી સતીનાં ચીર પુર્યાં હતાં તેવીજ રીતે મારી લાજ પણ તેજ રામચંદ્રજી અને ભગવાનજ રાખશે. હા, હા, જરૂર તેઓ મારી સ્હાય કરી તારા જેવા પાપીના પંજામાંથી મુકત કરાવશે. તું મને અત્યારે એકલી ન સમજતો, જો! મારી સ્હાય માટે મારૂં શિયળ અને મારા મનની સચ્ચાઇ તૈયાર છે. અને તેજ શ્રી રામચંદ્રજીને સ્હાય માટે બોલાવશે.

ગંગોત્રીમાં આ વખતે એટલું બધું બળ આવી ગયું હતું કે, તે વગર રોકાયે બોલે જતી. ગુસ્સાથી તેણીની આંખો લાલ થઇ ગઇ હતી, પરસેવામાં બધાં લુગડાં પલળી ગયાં હતાં, છતાં પણ તે એક શુરા સીપાઇની પેઠે બોલી રહી હતી, જ્યારે તેણીએ પોતાનું બોલવું પુરૂં કર્યું ત્યારે રાજા થોડીવાર વિચાર કરી બોલ્યો—

"વ્હાલી, તારી હઠ, તારો ગુસ્સો મને વધુને વધુ તારો ગુલામ બનવા ઉશ્કેરે છે; માટે પ્યારી! માનીજા, અને તારા બાપના હુકમને માન આપ, જો! તે તને શું હુકમ આપી રહ્યો છે? માટે મારા જીગરને ઠંડક પહોંચાડ, તું અત્યારે જે માંગે તે હાજર કરવા તૈયાર છું, માટે માંગ, અને મને આલીંગન આપી મારા અંધકાર મનને પ્રકાશિત કર."

"ચુપ, ઓ બેવકુફ અંધા રાજા ચુપ" ગંગોત્રી બોલી. "તારી જીભને એકદમ બંધ કરી મને ન સતાવ."

"ગંગોત્રી, વ્હાલી ગંગોત્રી! તારી તુંડાઇ અને અપશબ્દોના જવાબમાં તને ભારેમાં ભારે શિક્ષા કરવી મારા હાથમાં છે, પરંતુ માત્ર તારા પ્રેમની ખાતર હું કાંઇ કરી શકતો નથી. માટે વ્હાલી માનીજા, જો મેં તને આવી કઠોર મનની પહેલાંથી જાણી હોત તો મારો પ્યાર તને અર્પણ કરત નહીં. પણ અફસોસ! તું તો મહા જુલમી નીકળી, પરંતુ ગંગોત્રી મારા માટે નહીં પણ તારા બાપના હુકમની ખાતર મને આલીંગન આપી મારા મનને તૃપ્ત કર, મને શી ખબર કે મારાભાગ્યમાંતારીજ મોહોબ્બત લખેલી હતી!

"કાગઝ હોતો બાંચ લું, કરમ ન બાંચા જાય,
તિનકા હો તો તોડ દું, પ્રીત ન તોડી જાય."

"રાજા! મારા બાપનો હુકમ દર વખતે મને શું કરવા યાદ દેવડાવે છે? અત્યારે તેની અને તારી હાલતમાં લગારે ફેર નથી."

"ઇતસે અંધા આગે હે, ઓર ઉતસે અંધા જાય,
અંધે સે અંધા મિલા, કોન રાહ બતલાય."

મારો બાપ લાલચમાં આંધળો થયો છે અને તું પાપથી... તેથી આવા પાપ સમાન આંધળા બાપની તાબેદારી કરતાં ના ફરમાની હજાર દરજ્જે વધારે સારી છે"

"હું તને કોઇપણ રીતે મુકીશ નહીં" રાજા બોલ્યો.

"જો રાજા, તું મને સતાવી કાંઇ ફળ પામીશ નહીં, માટે પરમેશ્વરની બીક મનમાં રાખી મને મુકત કરી આશીર્વાદ લે, તે બદનસીબ પતીને અત્યારે એટલી પણ ખબર નાથી કે તેની નવી

પરણેલી પતિ કયાં છે ! માટે તેની સેવામાં મને જવાદે, હજુ અમે બંન્ને જણાએ મુલાકાત પણ કરી નથી.”

તે પાપીનું નામ ન લે, શું તે અહીર કરતાં હું સારો નથી ?”

“હું કયાં કહું છું કે તું અહીર કરતાં સારો નથી, પરંતુ મારા મનથી તો અહીર તે અહીર નહીં પણ છત્રપતી રાજા અને બીજો ભગવાન છે. હું તેની થઇ ચુકી છું અને તે મારો માલેક બની ચુકયો છે તેથી તેના વિના કોના નામની માળા જપું ?”

“જો ગંગોત્રી માનીજા અને પોતાની ત્રીયા હઠ મુકી દે, નહીં તો યાદ રાખ કે તારા કટકે કટકા થઇ જશે” રાજાએ ગુસ્સામાં આવી બીક બતાવી.

“કટકે કટકા કરવાની શું ધમકી આપે છે ?” ગંગોત્રી ગુસ્સાથી બોલી “તારા કટકે કટકા કરવા પહેલાંજ હું મારૂં કામ તમામ કરી દેવા તૈયાર છું, તું મને મોતની શા માટે બીક બતાવે છે ? આવી જીંદગીથી મારા માટે મોત હજાર દરજજે સારૂં છે. પરમેશ્વરની પાસે જવામાં મને લગારે બીક નથી. પણ બેશક તારા જેવા પાપીઓને બીક લાગતી હશે. મોતનું નામ સાંભળી કુકર્મો ધ્રુજાવી દેતાં હશે. પણ રાજા મારા માટે મોત અમૃતના પ્યાલા સમાન છે, તેથી જલદી કર અને મને આબરૂ ઇજજતની સાથે આ દુનીઆથી રૂખસત કરી દે.”

“આબરૂ ઇજ્જતની સાથે ? ઠીક !” રાજાએ મશકરી કરતાં કહ્યું—

“બેશક, આબરૂ ઇજ્જતની સાથે” છાતીપર હાથ ઠોકી ગંગોત્રી

બોલી ! "મારો ભગવાન મારી આબરૂની સંભાળ રાખેછે. જાનકીજી મારી ઇજ્જતનાં નિગેહબાન છે તો ફરી તારા જેવાથી શું થઇ શકશે ? જે આબરૂને મારા પરમેશ્વરે બનાવી છે તેને બગાડવાની તારામાં તાકાત નથી. રાજા તું પોતાને શું સમજી રહ્યો છે ? તને ખબર નથી કે આજના અદલ ઇનસાફના સમયમાં કોઇ કોઇનું કાંઇ કરી શકતું નથી."

આ સાંભળી રાજાના તન બદનમાં ગુસ્સાનો અગની પ્રગટી નીકળ્યો તેથી રામકીશનને કહ્યું "રામકીશન ! જોતો નથી, આ કુતરી શું કહી રહી છે ? ચાલ ઉઠ અને તેના નાક કાન કાપી લે, મને કોણ પુછનાર છે ? અહીંથી ઠેઠ વીલાયત સુધી બધા ઓફીસરો મારા દબાએલા છે. તેથી આ કુતરીના બુમ બરાડા નકામાજ સમજ"

"બહુ સારૂં મહારાજ" કહી રામકીશન ગંગોત્રીને પકડવા ચાહતોજ હતો કે એટલામાં પાછળથી એક નવ જવાને તેની ગરદન પકડીને બુમ મારી. "વ્હાલી, વ્હાલી, મારી વ્હાલી ગંગોત્રી ઉપર રાજા તું શામાટે જુલમ કરે છે ? જો, જો, અમે માત્ર એકજ દીવસના પરણેલા છીએ"

"આ કોણ ?" રાજા પોકાર્યો.

"આ મારો પતી છે, આ મારો માલેક છે" ગંગોત્રી બોલી. "જેની સાથે હું ગઇ કાલે જીંદગી સુધી સાથ દેવાને ધર્મની રૂએ બંધાઇ છું તે મારો છત્રપતી છે. મારો રાજા છે."

"ગંગોત્રીના પતીએ રામકીશનને એક લાત મારી દુર ફેંકી દીધો અને પોતે દોડીને ગંગોત્રીના ગળે વળગી પડી બોલ્યો.

"પ્યારી! હું તારી મદદે આવી પહોંચ્યો છું. પરમેશ્વર તારી આબરૂ બચાવશે."

"રાજાએ જ્યારે ગંગોત્રીના પતીને બેધડક આવેલો જોયો ત્યારે પોકારી ઉઠયો.

"રામકીશન! આ કુતરીને હાલ મુકી દઇ પહેલાં આ કુતરાને નર્કમાં પહોંચાડી દે."

રામકીશને રાજાનો હુકમ માથે ચઢાવતાં ગંગોત્રીના પતીને કહ્યું "એ બેવકુફ, તું શામાટે પોતાનો જીવ આપે છે? આ છોકરી ઉપર મારા દેશનો રાજા આશક થયો છે માટે તું આના ઉપરથી હાથ ઉઠાવ. તને એવી હજારો છોકરીઓ મળશે, પણ તારી જુવાની પાછી નહીં મળે, માટે સમજીને દુર થઇ જા, નહીં તો માત્ર એક તલવારના ઝટકામાં તારા કટકે કટકા થઇ જશે."

"તું કોને શીખામણ આપવા આવ્યો છે? ગંગોત્રી જેવી સુંદરી આ જીંદગીમાં ન મળે તો જીંદગી શા કામની? આવી જીંદગી કરતાં તારા માટે મોત હજાર દરજ્જે સારૂં છે." ગંગોત્રીના પતીએ હીમ્મતથી છાતી ઠોકતાં કહ્યું–

"વ્હાલા!" ગંગોત્રીએ પોતાના પતીને કહ્યું. "આપની સાથે વાત કરવાનો આ પહેલોજ પ્રસંગ છે અને જાણ્યામાં છેલ્લો પણ છે. પરંતુ કાંઇ ચિન્તા નહીં. મેં આપની નામના તથા કાબેલીયત સાંભળી મારા જીગરમાં આપના પ્રેમને જગ્યા આપી હતી અને મને ખબર મળી હતી કે આપ પણ મારા પ્રત્યે પ્રેમ રાખતા હતા અને તેનાજ લીધે ગઇ કાલે આપણે બંને પવિત્ર લગનની

ગાંઠથી જોડાઇ એક બીજાના આખી જીંદગી સુધીના ભાગ્યા બન્યા છીએ પણ પરમેશ્વરની એવીજ ઇચ્છા હશે કે અત્યારે આપણે બન્ને જણાં એકમેક ઉપર પ્રાણુ અર્પણુ કરવાને તૈયાર થઇ જઇએ. મને મારા શિયળ માટે પ્રાણુ અર્પણુ કરતાં ભારે આનંદ થાય છે અને તેથી હું તમારા નામની જપના કરતી આ જગતમાંથી હસી ખુશી સાથે સીધાવીશ. પણુ જો આ પાપી રાજા આપણા બન્નેના પ્રાણુ સલામત રાખે તો તેની મહેરબાની. નહીંતો આપણો કાંઇ અખત્યાર નથી—

"ચકવા ચકવી દો જને, ઇન મતમારે કોય,
બિન મારે કિરતાર કે, રેન બછોહા હોય."

"વ્હાલી! તારા પ્રેમમાં મારી કેવી હાલત હતી તે મારૂંજ મન જાણે છે." ગંગોત્રીનો પતી કાંઇ વધુ બોલવા ચાહતોજ હતો કે રાજાએ રામકીશનને કહ્યું—

"રામકીશન! જો તો ખરો આ બદમાશોએ તો પોત પોતાની પ્રેમની કથા શરૂ કરી દીધી, માટે ચાલ ઝડપ કર અને તલવાર મુકી પીસ્તોલથી કાસળ કાઢી નાંખ."

આ સાંભળતાંજ રામકીશને પીસ્તોલનો ઘોડો દાબ્યો અને એકજ સેકન્ડમાં ગંગોત્રીનો પતી બેભાન થઇને નીચે પડી ગયો. પીસ્તોલની ગોળી બરાબર છાતીમાં લાગેલી હોવાથી તે બીચારો કાંઇ બોલવા પણુ ન પામ્યો. આ જોઇ ગંગોત્રી પોકારી ઉઠી—

"ઓ જુલમી, ઓ નિર્દય, ઓ પાપી, તેં આ શું કર્યું? હાય, હાય, મારા વ્હાલા પતી તમે મને મુકીને ક્યાં ચાલ્યા ગયા,

અરે દુષ્ટો, આ બીચારા નિર્દોષે તમારૂં શું બગાડયું હતું ? અફસોસ

ફુલતો દો દિન બહારે જાં ફિઝા દિખલા ગયે,
હસરત ઉન ગુન્ચોં પે હે જો બે ખિલે મુરઝા ગયે.

રામ ! રામ ! મારી સામે મારો શીરતાજ મોતને શરણુ થાય અને હું બેસી રહું. મારા શીયળના શણુગાર, મારા જીવનના આધાર વ્હાલા પતી ! મને કોના આધારે મુકીને જાવ છો, શું નિર્લજ બાપના આધારે ? અરે તેના આધારે રહી હું મારી જીંદગી પુરી કરી શકતી નથી. માટે મને પણ સાથે લેતા જાવ–પ્યારા !

હાથ છુડાયે જાત હો નિર્બળ જાન કે મોંહે,
હિરદે સે જબ જાવગે મરદ ગિનુંગી તોહે.

તમો સબુર કરો. હું હમણાંજ આવું છું મારો હાથ પકડયો છે તેની લાજ રાખી મને પણ સાથે લેતા જાવ. હાય હવે શું કરૂં ?"

" ગંગોત્રી તેં જોયું ?" રાજા બોલ્યો "મારા હાથમાં કેટલી બધી સત્તા છે તેની ખબર પડી ? જો હવે માનીજા, હવે તું પોતે કોઇની પણ સ્ત્રી નથી, માટે સમજ અને મને કબુલ કર મેં તને સ્વતંત્રતા અપાવી છે તેની કદર કર."

"પાપી રાજા, તારી કાંટાવાળી જીભ બંધ કર" ગંગોત્રી પોતાના પતીનાં શબ આગળ બેસીને બોલી. "મારા માથાના મુગટ, તમે તો જગતરૂપી જંજાળોથી મુક્ત થઇ ગયા, પણ આ દુષ્ટ રાજા મને સ્વતંત્ર બતાવે છે તો શું હું સ્વતંત્ર છું ? નહીં નહીં.

હું સ્વતંત્ર શાની ? લગનને ચોવીશ કલાક તો વીત્યા નથી અને હું વિધવા બની ગઇ, પણ પ્યારા તું એમ ન સમજ કે હું સ્વતંત્ર બનીને અહીં બેસી રહીશ. અરે હું આ ઘડી તારી સેવામાં હાજર થાઉં છું.

"ગંગોત્રી, વ્હાલી ગંગોત્રી" રાજા ગંગોત્રીની પાસે બેસીને બોલ્યો "હવે આ મડદાંનો વિચાર મુકી દે, અને આ તારા આશકે ઝારની વિનતી ઉપર કાંઇક લક્ષ આપ. હું તને આ અહીર કરતાં વધારે અયશ આરામમાં રાખીશ અને આખી જીંદગી સુધી તારો ગુલામ બનીને રહીશ."

ગંગોત્રી રાજાની વાતનો જવાબ ન આપતાં પોતાના પતીના શબને વળગી પડી, અને ચોધાર આંસુએ રડતી રડતી મુવેલા પતીની લાશને ચુંબનો કરતાં બોલી—

"હાથ છોડાએ જાત હો, નિર્બળ જાનકે મોહે,
હિરદે સે જબ જાવગે, મરદ ગિનુંગી તોહે"

આ જોઇ રાજા ક્રોધથી પોકાર્યો—"રામકીશન ! આ કુતરી માને તેમ લાગતું નથી માટે લાશને બહાર ફેંકી કુતરા બીલાડાને ખવડાવીદે."

રામકીશન રાજાના હુકમનો અમલ કરવા માટે લાશને ઉપાડવા લાગ્યો પણ ગંગોત્રી લાશને વળગેલી હોવાથી છોડતી નહોતી એટલામાં બહારની આ સઘળી ગરબડ મહેલમાં સાંભળી રાણી પરદાને બાજુએ મુકી બહાર નીકળી આવી રાજાને કહેવા લાગી. "મહારાજ ! લગાર વિચાર કરો, આ અનાથ બાળાને જતી મુકો

હું આપને વિનતી કરૂં છું."

રાજા, રાણીને જોતાંજ ગુસ્સાથી થરથર ધ્રુજતો પોકારી ઉઠયો: "તું બહાર કેમ આવી? હેં! તને કોણે બોલાવી?"

"જ્યારે બહાર જુલમનો વરસાદ વરસી રહ્યો હોય ત્યારે હું પરદામાં બેસીને શું કરૂં? રાજા કાંઇ વિચાર કરો. જુઓ આ કૃત્યો સારાં નથી, કોણ જાણે પ્રભુની કેવી ઇચ્છા છે! માટે ચેતો, નહીં તો પ્રભુનો કોપ ઉતર્યા વિના રહેનાર નથી."

"અરે પણ હું કહું છું કે તું પરદાને તજી બહાર કેમ આવી?" રાજા પોકાર્યો "જાણ્યામાં આ બધો પ્રપંચ તારોજ છે, કેમકે તું ઘરેણાની લાલચ ન કરત તો આ બધા બખેડા થાત નહીં."

"મહારાજ! આ પણ માત્ર ભાગ્યનીજ બલીહારી છે" રાણી બોલી, "મને ઘરેણાની લગારે લાલસા નહોતી અને વળી હમણા કહું છું કે જો આ બખેડા શાંત થઇ શકતો હોય તો હું એવા દસગણાં ઘરેણા આપના નામ ઉપર કુરબાન કરવાને તૈયાર છું."

ગંગોત્રીએ રાણીને આવેલી જોઇ કહ્યું—"મહારાણી સરકારની દોહાઇ છે, હાય હું લુટાઇ ગઇ, મારો જીંદગીનો સાથી, મારો માથાનો મુગટ લુટાઇ ગયો, હાય હવે હું શું કરૂં?"

"બ્હેન, જેવી પરમેશ્વરની ઇચ્છા" રાણીએ દીલાસો દેતાં કહ્યું "પ્રભુ તારી ભલાઇનો બદલો આપશે."

"ગંગોત્રીની સાથે રાણીને વાત કરતાં જોઇ ફરી રાજાએ પોકાર કર્યો "અરે કોઇ આ પ્રપંચીને કાઢો, મારો."

"રાજા, તમોને શું થયું છે? તમારી બુદ્ધિ કયાં ગઇ!" રાણી બોલી "પ્રપંચી હું કે તમો?"

"અરે રામકીશન કાઢ આ બદઝાત લુચ્ચીને."

રાજાનો હુકમ સાંભળી રામકીશન રાણી તરફ ધસ્યો હતો કે રાણી રામકીશનને દબાવતાં બોલી.

"ખબરદાર! દુરજ રહેજે, આ તારો રાજાતો ગાંડો થયો છે તેની સાથે તું પણ ગાંડો થયો છે કે શું? રાજા! આ તમારાં કૃત્યો તમને ફસાવ્યા વિના રહેશે નહી માટે હજુ પણ ચેતીને પગલાં ભરજો. આપના હુકમને માન આપી હું તો મહેલમાં જાઉં છું, પણ તમે જોઇ વીચારીને કામ કરજો" ગંગોત્રીની તરફ જોઇને બોલી. "બહેન ગંગોત્રી તને પણ સીતાજીના આશરે સોંપું છું."

આટલું કહી રાણી રડતી રડતી મહેલમાં ચાલી ગઇ તે બાદ રાજાએ ફરી ગંગોત્રીને કહ્યું.

"ગંગોત્રી! હજુ પણ કાંઇ ગયું નથી માટે સમજી જા અને આ મુડદાંની બાથમાંથી નીકળી મારી બાથમાં આવી જા નહીં તો યાદ રાખ કે જે હાલ તારા ધણીના થયા છે તેજ તારા પણ થશે."

ગંગોત્રીએ રાજાની આ વાતનો કાંઇ જવાબ ન આપવાથી રાજા તથા રામકીશને ગંગોત્રીને લાશથી જુદી કરવા ચાહી પણ કોણ જાણે ગંગોત્રીમાં અજબ જેવી વીજળીક શકિત આવી ગઇ હતી કે તે રાજા તથા રામકીશનના જોર આગળ પણ લાશથી જુદી થઇ નહી, અને વધુને વધુ જોરથી લાશના ગળામાં પોતાની બાંહો નાંખી રાજાને સંબોધીને કહેવા લાગી.

અરે ઓ સંગ દિલ ખુદા સે ડર
મુઝકો ઇસ લાશસે જુદા મત કર
જાન દેકર મિલા વિસાલ ઇસે
મરને પર તુ ન દે મલાલ ઇસે
મુરદા યે દિલસે મુજકો પ્યારા હે
સચ્ચા આશક યેહી હમારા હે
સાથ ઇસકે જહાંસે જાઉંગી
બાદ મરને કે ચેન પાઉંગી
મેરા પ્યારા હે મેરા શયદા હે
મેરા આશિક હે મેરા દુલ્હા હે
દેખો મારા કિતના પ્યારા લાશા હે
ઇસકા મરનાભી એક તમાશા હે
મર ગયા ચેહરેપર હસી હે વોહી
મુરદે મેં શાને દિલબરી હે વોહી
મેરે મુર્દે ઝરા ઇધર તો દેખ
અપને આશિકકો એક નઝરતો દેખ
એક બોસા તો દે દે અય પ્યારે
મરતી હું ઇશતિયાક કે મારે
ગો તુમેં સબ કફન પીનાઇંગે
હમ તો દુલ્હા તુમેં બનાઇંગે
મોત ઇસતરહા જીસકી લિખ્ખી હો
ઉસકે મરને કે બાદ ચોથી હો
અરે રાજા તુઝે જલાઉંગી

મુર્દે કે સાથ સોને જાઉંગી
અરે ઝાલિમ ઝરા ખુદાકો માન
પાઉં પડતી હું મુઝકો છોડી જાન
મેરે પ્યારે કો ક્યોં છુડાતા હય
યાંસે લાશ કો ક્યોં હટાતા હય

ગંગોત્રી અહીં સુધી કહેવા પામી હતી કે રાજા તથા રામકીશને ફરી લાશથી જુદી કરવાની કોશીશ કરી, તે દરમ્યાન રાજાએ ગંગોત્રીનું ચુંબન લઇ લીધું, એટલે ગંગોત્રીનો ક્રોધ અગ્ની સળગી ઉઠતાંજ તેણી પોકારી ઉઠી.

"ઓ પરમેશ્વર તું કયાં છે? આ પાપી રાજાએ મને નિરાધાર જાણી મારૂં ચુંબન લઇ લીધું માટે તું તેનો કેમ નાશ કરતો નથી? હાય મારૂં મુખ મારા પતીના સીવાય બીજા કોઇના ચુંબન કરવા ટાએલ નહોતું છતાં આ પાપીએ મારા સરદાર, મારા નાથ મારા મણીના રૂબરૂ બેઅદબી કરી છે માટે તેનો તું બદલો લે. ઓ પાપી રાજા, તું એમ ન સમજ કે મારા વ્હાલાને મુવેલો જાણી તેની દરકાર નહીં કરૂં! નહીં નહીં! હું તેને જીવતોજ સમજું છું અને જીવતાની પેઠેજ તેના મુડદાંનો માન મરતબો રાખું છું."

"ગંગોત્રી!" રાજા નપટ બનીને બોલ્યો. "હજુ પણ કાંઇ ગયું નથી માટે માનીજા નહીં તો યાદ રાખ કે તારૂં પરિણામ સારૂં નહિ આવે."

"મારૂં પરિણામ સારૂં નહીં આવે?" ગંગોત્રી પોકારી ઉઠી "ઓહ, મુર્ખ રાજા આથી વધુ ખોટું પરિણામ બીજું

કયું આવશે ? તેં મારા માથાના મુગટને મારી નાંખ્યો. હું એક દીવસની પરણેલી કન્યા વિધવા બની, હવે બોલ એનાથી વધુ તું શું કરવા માગે છે? હા, માત્ર મારો જીવ લેવો બાકી છે તે લઇ લે, મને તેની પરવા નથી. મેં મારા સ્વામીના ચરણમાં કયારનોએ જીવ અર્પણ કરી દીધો છે. માટે ચાલ જલદી કર જો બ્રીટીશ સરકારના રાજ્યમાં સતી થવાની રસમ બંધ ન પડી હોત તો હું કયારનીએ સતી થઇ ચુકી હોત !"

"રામકીશન આ કુતરી નહીં માને" રાજાએ રામકીશનની તરફ જોઇને કહ્યું. 'માટે ઉઠ અને બે ચાર જોડા લગાવ"

રામકીશન તરતજ જોડો લઇને ઉઠયો અને ગંગોત્રીને જોડો માર્યો જે લાગતાંજ ગંગોત્રી એક સીંહણની પેઠે છેડાઇ પડી. તરતજ તેણી ઉભી થઇને રામકીશનની પછવાડે લાગી અને તેના હાથમાંથી તલવાર ખેંચી લઇ તેનાજ ઉપર વાર કર્યો પણ તલવાર બરોબર ન લાગવાથી માત્ર રામકીશનના કાન ઉપર નાહનો સરખો જખમ થયો. રામકીશને તેજ વખતે સમય સુચકતા વાપરી ગંગોત્રીના હાથમાંથી તલવાર ઝુટાવી લીધી અને બેબાકળો બનીને બુમ પાડી.

"મહારાજા ! નાહસો નાહસો. આ છોકરીના માથા ઉપર ભુત સવાર થએલો છે, તેથી મારા ઉપર પણ હુમલો ન કરી બેસે માટે નાસો નાસો"

રામકીશન આટલું બોલી નાસવા ચાહતો, હતો કે ગંગોત્રીએ તેનો કોટ પકડી લીધો એટલે રામકીશને પીસ્તોલ કાઢી ગંગોત્રીના ચેહરા સામે તાકી અને ઘોડો દબાવવાના ઇરાદામાં હતો કે ગંગો-

ત્રીએ પીસ્તોલ છીનવી લીધી અને ફરી રાજા તથા રામકીશનને સંબોધીને બોલી.

"ઓ હીજડા રાજા, ઓ દુષ્ટ રામકીશન ! તમારા બંનેના પ્રાણ મારા હાથમાં છે. અને જો હું ચાહું તો માત્ર એકજ પળમાં તમો બંનેને નર્કમાં પોંહચાડી શકું છું. તમો મારા હાથમાંથી પીસ્તોલ છીનવી શકો એટલી તમારામાં હીમ્મત નથી. અને બહાર ઉભેલા તમારા નોકરોમાં પણ એટલી બહાદુરી નથી કે તેઓ મારો મુકાબલો કરી શકે ! પણ નહીં, હું તમો બંનેના પ્રાણ નહીં લઉં, તેમજ તમારામાંના બીજા નોકરોને પણ નહીં મારૂં, કેમકે તમારા પ્રાણ લેવાથી મને કાંઇ લાભ થતો નથી. તેથી તમોને કાંઇ અલવલ ન પહોંચાડતાં હું પોતે મારા હાથે મારો ફેસલો કરૂં છું. પરમેશ્વરની એવીજ ઇચ્છા હશે કે હું વિધવાપણાનું દુઃખ સહેવા માટે આ જગતમાં વધારેવાર ન રહું માટે હું મારી વાત એ સાંભળનાર માણસો, તમારા વચેથી વિદાય થાઉં છું. અફસોસ આ વખતે મારી મા નથી, મને અત્યારે તેના દર્શન વિના દુઃખ ઉપજે છે પણ શું કરૂં લાચાર છું. પરંતુ મારા મરણ બાદ તેને મારા પાયલાગણ પહોંચાડી દેજો. હું અત્યારે મારા નાલાયક નિર્લજ બાપને પણ માફ કરી માત્ર એકજ મીનીટમાં આ બધી ખટપટને ખતમ કરી દઉં છું."

ગંગોત્રીએ જુસ્સામાં ને જુસ્સામાં પોતાનું બોલવું પુરૂં કરી પીસ્તોલ છાતીમાં ફોડી, અને ધબ દઇને ભોંય ઉપર પડી. અને તરફડીઆં ખાતી પોતાના સ્વામીની લાશને વળગી પડી. તે બાદ માત્ર એકજ મીનીટમાં તેના શરીર રૂપી પાંજરામાંથી આત્માનો બોલતો પોપટ ઉડી ગયો.



રાજા રામકીશન અને બીજા લોકો ગંગોત્રીની જુસ્સાદાર અને કરૂણામય વાત સાંભળવામાં એટલા બધા લીન થઇ ગયા હતા કે તેના હાથમાંથી પીસ્તોલ લઇ લેવાની એકની પણ હીંમત થઇ નહીં. પણ જ્યારે પીસ્તોલ ફોડવાનો અવાજ થયો ત્યારે બહારના સઘળા માણુસો એટલે નોકર ચાકરો બધા દોડી આવ્યા ત્યારે રાજાને પોતાની કફોડી હાલતનું ભાન આવ્યું. બહારથી અંદર આવનાર માણુસોમાં ગંગોત્રીના ખાવીંદ રામમનોરથનો બાપ રામપદારથ અને હરબીલ્લમ પણ હતો. રામપદારથ પોતાના જવાન દીકરાના મોત ઉપર રડી રહ્યો હતો ત્યારે હરબીલ્લમ પોતાની પુત્રીના આપઘાત ઉપર લોહીનાં આંસુઓ પાડી રહ્યો હતો. રાજા સાહેબનો બધો જુસ્સો, બહાદુરી, હીમ્મત અને મરદાઇ રફુચક્કર થઇ ગઇ હતી, આ વખતે તેની આંખમાં દુન્યા અંધકાર સમાન ભાસતી હતી. ટુંકમાં એટલુંજ કે આ વખતે બંગલામાં હાજર રહેલા બધા માણુસો બીક, અને પરિણામના ખોફથી ધ્રુજી રહ્યા હતા એટલામાં ટાવરના ઘડીઆળે બારનો ટકોરો વગાડયો જે સાંભળી રાજાએ રામકીશનને કહ્યું.

"રામકીશન ! જે થવું હતું તે થઇ ચુકયું, પણ હવે શું કરવું જોઇએ તે બતાવ, મારા મકાનમાં બે ખુન થાય અને હું બચી જાઉં, એ બનવાજોગ નથી માટે કોઇ સહેલો રસ્તો બતાવ? હાય! રામકીશન તેં મને ખરાબ કર્યો."

"કૃપાનીધાન" રામકીશને હીમ્મત આપી. "એમાં નતો મારો વાંક છે ન આપનો. જે બનવા કાળ હતું તે બની ચુકયું. માટે હાલ તરત તો આ બંને લાશોને બહાર ફેંકી દેવડાવો એટલે પુરાવોજ નાબુત થઇ જાય."

"પાપ છુપું રહી શકતું નથી," રાજા રડી પડી બોલ્યો. "ગંગોત્રી મારી સામે ઉભીછે. હાય! તેણે મને માત્ર રાણીના સબબે જીવતો રાખ્યો છે."

"ધર્માવતાર ! આપ તો રાજા છો, મારૂં કોણ ?" રામકીશન રડતાં રડતાં બોલ્યો 'આ ખુનો છાનાં રહે તેમ લાગતું નથી તોપણ જો કદાચ હરબિલ્લમ બધો આરોપ પોતાના માથે લઇ લે તો આપણ બચવા પામીએ છીએ. આ વખતે થેલીનાં મોં ઉઘાડાં રાખો અને હરબિલ્લમ તથા તેના વેવાઇનું મન રાજી કરો. થાણદારને તો સવારમાં સમજાવી લઇશું"

"જેવી મરજી" રાજાએ હરબીલ્લમ અને તેના વેવાઇને આજીજી કરતાં કહ્યું. "તમારા બંનેના ઉપર જે મોહટું દુઃખ આવી પડયું છે તેથી મને કેટલો બધો રંજ થયો તે મારૂં પોતાનુંજ મન સારી પેઠે સમજી શકે છે, પણ હવે મારો ઇલાજ શો ? જે બનવાકાળ હતું તે બની ચુકયું, અને જે થવાનું હતું તે થયું હવે તો માત્ર મારી આબરૂ તમારા હાથમાં છે."

"પણ મહારાજ અમે શું કરી શકીએ છીએ ?" હરબીલ્લમ બોલ્યો.

"તમે મને બચાવી શકો તેમ છો, માત્ર તમારી દયા ઉપર મારી જીંદગીનો આધાર રહેલો છે કેમકે ગંગોત્રીને મેં મારી નથી. તેણી પોતે પોતાના હાથે આપઘાત કરીને મર્ણ પામી છે, એ તમોએ જોયુંછે, અને તેથીજ તો તમે મારી આબરૂ, મારો જીવ, અને મારૂં સર્વસ્વ બચાવી શકો છો" રાજા ગદગદિત કંઠે બોલ્યો.

"પણ મારા રામમનોરથને કોણે માર્યો" રામપદાર્થ રડતાં

રડતાં બોલ્યો " તે બિચારાએ તમારો શો અપરાધ કર્યો હતો! તેણે તમારૂં શું બગાડયું હતું? મહારાજા તેતો મારા જેવા આંધળાની આંખ અને ઘડપણનો ટેકો હતો હાય હવે હું તેને ક્યાં શોધું?"

"ભાઇ તારા ઉપર ખરેખર જુલમ થયોછે. પણ હવે હું શું કરૂં? તું મને માફ કર. અને આ આવી પડેલા સંકટમાંથી બચાવ."

આટલું બોલી રાજાએ બંને અહીરોના પગો ઉપર માથું મુકી રડવા માંડયું. જે જોઇ અહીરો રડી પડયા અને રાજાને પગ ઉપરથી ઉઠાડી દીલાસો આપ્યો. ગરીબ બીચારા અહીરો રાજાના રડવા ઉપર પોતાનું દુઃખ વીસરી રાજા જેવીરીતે કહે તેવી રીતે ગંગોત્રી અને તેના ધણીના મર્ણનો સબબ જાહેર કરવા રાજી થઇ ગયા. રાજાની પાસે તે વખતે ખજાનામાં એક પાઇ પણ ન હોવાથી સો સો વીઘા જમીન બંનેના નામ ઉપર લખી આપી અને તેના બદલામાં બંને પતિ પત્નિએ આપઘાત કર્યો છે એવું જાહેર કરવા માટે બેઉ અહીરોને સમજાવ્યું જે તેઓએ માત્ર રાજભક્તિના સબબે કબુલ કર્યું. પણ ફરી લગાર વીચાર કરી રામપદારથે પુછ્યું.

" પણ જો કદાચ આપઘાત કરવાનું કોઇ કારણ પુછે તો અમે શું કહીએ?"

આ સાંભળી પાંચ મીનીટ માટે બધા ચુપ થઇ ગયા પણ એટલામાં રામકીશન બોલ્યો.

" કહેજો કે ગંગોત્રી મોહન ખીદમતગારની સાથે પ્યારમાં પડેલી હતી, અને આજે તેણી સાસરે વિદાય થતી હોવાથી મોહનને મળવા આવી હતી, આ વાતની ખબર તેના ધણીને પડવાથી તે

તેની પાછળ પાછળ આવ્યો અને ગંગોત્રીને મોહનની સાથે વાતચીત કરતાં જોઇ ગુસ્સામાં આવી ગંગોત્રીને ઠાર કરી નાંખી અને તે બાદ પોતે આપઘાત કરી મરી ગયો."

"નહીં નહીં" રાજા ગાંડા માણસની પેઠે ચાળા પાડી પોકારી ઉઠયો.

"ગંગોત્રી ના કહે છે, જુઓ જુઓ, તેણી આવો આરોપ માટે મને ધમકાવે છે."

"અમે તો એક પવીત્ર બાળા ઉપર આવો આરોપ નહી મુકીયે." હરબિલ્લમ તથા રામપદારથે કહ્યું.

છેવટે ઘણી સમજુતી થવા બાદ ઉપલીજ વાત કહેવાનું નકી થયું અને અહીરો રડતા પીટતા વીદાય થયા. રામકીશને થાણુદારના ચોકી-દારને બોલાવ્યો અને તેને પુરેપુરી રીતે લાલચ આપી કાબુમાં કરી લીધો. તે બાદ રાજાએ રામકીશનને સોનાનું ભારે વજનનું કડું આપી થાણુદારની પાસે મોકલ્યો અને સવાર થવા પહેલાં થાણા ઉપર જઇને આપઘાતનો રિપોર્ટ લખાવી દેવો અને સાથે હરબિલ્લમ તથા રામપદારથને પણ લઇ જવા એવી સમજુતી આપી. રામકીશન રાજાની પાસેથી સોનાનું કડું લઇ વિદાય થયો તે આજ સુધી પાછો ફર્યો નહીં, પણ મને પાકી ખબર મળી કે તે બારોબાર નેપાલ તરફ નીકળી પડયો. જયારે સવાર થઇ અને થાણુદાર તપાસના માટે રાજાના મહેલમાં આવ્યો ત્યારે મહેલમાં રડાપીટ ચાલી રહી હતી. તપાસ કરતાં જણાયું કે રામકીશનના જવા પછી રાજાએ બીકના સબબે આપઘાત કરી લીધો.

પ્યારા વાંચકો! પેલી કનીઝાને આશરો આપનાર અહીરનીનો છોકરો ઘનસ્યામ અહીં સુધી ગંગોત્રીનું વૃતાંત કહી અફસોસીમાં ગરકાવ થઇ ગયો. કનીઝા પણ ગંગોત્રીની દુખભરી કહાણી સાંભળી રડી રહી હતી. જ્યારે લગાર દીલગીરી ઓછી થઇ ત્યારે કનીઝાએ અહીરનીને કહ્યું:

" ખરેખર તમારી ભાણેજ ગંગોત્રી એવો દાખલો બેસાડી ગઇ છે કે તેવો દાખલો ભાગ્યેજ દુન્યામાં નજરે પડતો હશે. તમારી કોમમાં તો એવી સ્ત્રી આજ સુધી થઇ નહી હોય માટે તમારે આવી પવિત્ર બાનુની પવિત્રતા ઉપર મગરૂર થવું જોઇએ, અને મારા જેવી બાળાઓએ તેના વૃતાંતથી ઉપરથી શીખ લેવી જોઇએ છે. ખુદા ગંગોત્રીની રૂહને શાંતીમાં રાખી મારી દરેક બેહનોને પવિત્ર રાખે એવી મારી ખાસ અંતઃકરણની દોઆ છે. "

" હા બીબી! તે છોકરી એવીજ હતી પણ હાય, શું બીચારી જન્મી અને શું મરી! " અહીરની આંસુ પાડતાં બોલી.

" બહેન તે મરી નથી પણ પોતાની પવિત્ર જીંદગી અમારા માટે નસીહત રૂપે મુકી ગઇ તેથી તેનું નામ ઇજ્જત સાથે યાદગાર રહેશે, કેમકે તેણીએ પોતાના જન્મના ભેદને જાણી લીધો હતો. તેથી બહેન તેને મુવેલી ન સમજો. તે તો લાખો સ્ત્રીઓમાં અમર થએલી સતી છે. "

થોડીવાર સુધી અહીરન અને કનીઝાએ ગંગોત્રીનીજ વાતો કરી આંસુઓ પાડયાં. તે બાદ અહીરનીએ એક વાણુના ખાટલા ઉપર ધાબળી પાથરી, ચોખા અને દુધ ખાવાને મુકયા જે કનીઝાએ મોહટા આભારની સાથે ખાઇ ખુદાનો શુકર કર્યો. જ્યારે અહીરનીના પતી મહાબીરે અને

છોકરા ધનસ્યામે કનીઝાની દુખ ભરી કથા સાંભળી ત્યારે તેઓ ઘણુંજ દીલગીર થયાં.

"હું તમોને કાનપુર સુધી એકલાં નહી જવા દઉં" મહાબીર બોલ્યો.

"આ તમારો કાંઇ જેવો તેવો આભાર નથી કે તમોએ મને એક દીવસ મેહમાન રાખી મહોબ્બત ભરી પરોણાગત કરી!"

"એમાં અમે કંઇપણ કર્યું નથી" મહાબીરે કહ્યું "આપને કાનપુર સુધી પહોંચાડવાને હું પોતે આવીશ."

"નહી તસ્દી લેવાની કાંઇ જરૂર નથી" કનીઝા બોલી "આ-વવાથી અહીં કામમાં નુકસાન થશે."

"હું મારા નુકસાનને જોઉં કે આપના દુઃખને?" મહાબીર મમતાથી બોલ્યો.

"ખેર, જેવી તમારી મરજી."

તે રાત કનીઝાએ અહીરનને ત્યાં પસાર કરી. સવારમાં મહાબી-રથી સાથે કનીઝા કાનપુર તરફ રવાના થઇ. વિદાય થતી વખતે કનીઝાએ પોતાના હાથમાંની ચાંદીની ચુડીઓ કાઢી અહીરને આપી જે લેવા માટે તેણીએ બહુએ ઇનકાર કર્યો પણ કનીઝા આપ્યા વિના રહી નહીં.



# મર્હુમ મુનશી હુસેન એહમદની મીલકત.



જયારે કનીઝે પાતમા મુનશી હુસેન એહમદ મર્હુમની માલ મીલકત અને ઘરબાર તજી માત્ર ખુદાના ભરૂસા ઉપર સપીપુરથી વિદાય થઇ ત્યારે જેઓ ભલા દીલના માણસો હતા તેઓ ઘણાજ રંજીદા થયા પણ મીયાં મોહમદ રહેમાન જે મર્હુમ મુનશી સાહેબનો વારસ બનીને આવ્યો હતો તે ઘણોજ ખુશી થયો. આમ એકાએક હજારોની મીલકત મળી જવાથી તેના આનંદનો પાર રહ્યો ન હતો. ઘરડા ખુદાબખસ અને તેમનો આધેડ વયનો બેટો કુરબાનઅલી કનીઝાના જવાથી જાણે વરસોનું ઘર ઉજડ ન થયું હોય તેટલા દીલગીર થયા! અને તેજ વખતે બાપ દીકરામાં લગાર તુ તુ મેં મેં પણ થઇ ગઇ. તેઓ બને બાપ દીકરા કનીઝાની પાછળ જતા હતા પણ શા બિલરામદાસના સમજાવવાથી રોકાયા હતા. જયારે ખુદાબખશને યકીન થઇ ગયું કે કનીઝા હવે હાથમાંથી જઇ ચુકી છે. ત્યારે તેઓ ઘણાજ ગુસ્સામાં આવી બોલ્યા.

"કુરબાનું! તતતતારાજ લીધે મમમમારી ઉમ્મ્મ્મેદ ઉપર પપપપપાણી ફ્ફ્ફ્ફ્ફરી ગગગગયું."

"તમારી તો બુદ્ધિ મારી ગઈ છે. કબરમાં પગ લટકાવી બેઠા છો ને હજુ લગન કરવાની ઇચ્છા છો તમે વચમાં ન પડયા હોત તો મને પૂરેપૂરો ભરૂસો હતો કે કનીઝા મારા પેગામને કબુલ કરી લેત" મીયાં કુરબાનઅલીએ બાપને કહ્યું. 'તમે મારૂં બધું કામ બગાડી

નાંખ્યું પણ હું પુછું છું કે હવે તમને લગ્નની શી જરૂર છે ?"

"મમમમને તો ઇશક થઇ ગગગગયો હતો અને તતતતને શી જરૂર હતી તારે તો છોછોછોછોકરો પપપપણુ છે ?"

"અને તમે તો લાવલદ છો કેમ ? લગ્ન વિના નામ નહી રહે ?"

બાપ દીકરામાં આ પ્રમાણે તકરાર થઇ રહી હતી કે શા. બીલરામદાસે વચમાં પડી બંનેને બોલતા અટકાવી કહ્યું.

"ભાઇઓ ! એક બીજામાં શા માટે કંકાસ ઉભો કરો છો ? જે થવાનું હતું તે થઇ ચુકયું. ગરીબ બીચારી કનીઝા બહુજ ભલી છોકરી હતી જે પોતાની આબરૂ ઇઝઝત સાથે લઇને ચાલી ગઇ; નહી તો જો કોઇ કલાંઠ છોકરી હોત તો બધાને અત્યારે ખબર પડી જાત"

"એમાં કાંઇ શક નથી પણ બહુજ હઠીલી હતી" કુરબાનઅલી બોલ્યો.

"હઠીલી ન હોય ?" બિલરામદાસે કહ્યું "ત્રીયાહઠતો મશહુર છે"

"નેનેનેને બબબબબાળક હઠ પપપપણુ હતીને ?" મીયાં ખુદાબખશે પોતાની સુપ્યાની જીભથી વચમાં ઉમેર્યું. "અઅઅઅઅને એજ હહહહઠ ઉપર બંદો કકકકકુરબાન થઇ ગગગગયો હતો."

આ વાતો થઇ રહી હતી એટલામાં કુરબાનઅલીએ મોહમદ રેહમાનને બાજુમાં બોલાવી કહ્યું.

"મોહમ્મદ રેહમાન ! આજે તમારા લીધે કેટલી બધી બેઇમાનીથી કામ લીધું છે તે તમે જોયું ! મર્હુમ મુનશી સાહેબનું વસીયતનામું જેમાં તેઓએ કનીઝાને પોતાની બધી માલમીલકત અને પૈસા ટકાની વારસ ઠેરાવી છે તે મારી પાસે મોજુદ છે. છતાં

માત્ર તમારા લીધેજ મેં તે દબાવી દઇ હકદારનો હક નાબુદ કર્યો છે. માટે કહો, હવે મારા માટે શું વિચાર કર્યો ? હજુ પણ મારી પાસે વસીયતનામું મોજુદ છે. અને તેના આધારે કનીઝા બધી માલ મીલકત અને પૈસા ટકાની માલેક બની શકે છે માટે જવાબ આપો."

"શું જવાબ આપું ? તમે મારા ભાઇ છો, વડીલ છો, મુરબ્બી છો, મહેરબાન છો તેથી કહો કે આ માલ મીલકત મને મળી તો સારૂં થયું ? કે તે બેવફા કનીઝાને મળતી તો સારૂં થાત ? જેણી તમારી આટલી બધી કોશેશો છતાં પણ લગ્ન કરવાને રાજી ન થઇ !"

આવી ખાલી વાતોથી કાંઇ દળદળ ફીટે તેમ લાગતું નથી તેથી કંઇ બંદાના માટે પણ વિચારો તો સારૂં." કુરબાન અલી બોલ્યો "કાંઈ પણ હક ન હોવા છતાં આટલી બધી માલમીલકત મળી ગઇ તો સેવકના માટે પણ સોચવું જોઇએ."

"પણ આ વાતનો તો ફેસલો થઈ ચુકયો છે અને બધાઓએ મને હકદાર વારસ ઠેરવી દીધો છે" મોહમ્મદ રહેમાને દમ ભરાવ્યો. "વળી કનીઝા પોતે ઘરબાર મુકીને ચાલતી થઇ છે તેથી હવે તમે કોણ અને તમારો શો હક ?"

"જનાબ, આવા દમ બીજાને ભરાવજો, હમણા હાલ વસીયત નામું પેશ કરી તમને ખડખડીઉં અપાવું છું." કુરબાનઅલીએ જડની વાત કહી "કનીઝાને અબઘડી શોધી લાવી વસીયતનામાની રૂએ માલેક બનાવીશ, માટે અંદર અંદર સમજુતી થઇ જાય તો ઠીક છે."

"ગુસ્સે શું કરવા થાવ છો ?" નરમ બનીને મોહમ્મદ રહેમાને

તાળવે ગોળ લગાડયો "તમારૂં મોહડું પણ મીઠું કરીશ માટે વસી-યતનામું ફાડી નાંખો"

"એમ મોહડું મીઠું કરવાથી કાંઇ વળે તેમ નથી. અર્ધો અર્ધ હોય તો વસીયતનામું ફાડું છું."

"અર્ધો અર્ધ તો બહુ થયું, ચારઆની આપીશ."

"નહી અર્ધો અર્ધ અને એક પાઇ ઉપર."

"બહુ થશે."

"બંદો એક પાઇ પણ ઓછી લેશે નહીં માટે હા કહો નહીં તો આ ચાલ્યો" કુરબાનઅલી આટલું બોલી ચાર કદમ ચાલ્યો એટલે મોહમ્મદ રેહમાને રોકીને કહ્યું.

"ઉભા રહો ઉભા રહો"

"નહીં અર્ધાનું કબુલ કરો"

"ચાલો ત્રીજો હીસ્સો આપીશ."

"નહી"

"જાતા ધન દેખેં તો આધા દીજયે બાંટ"

"એ કહેવત ઉપર અમલ કરો"

"ઠીક કબુલ" મોહમ્મદ રહેમાન આજેઝ થતાં બોલ્યો "ચાલો હવે શા. બિલરામદાસની પાસે જઇ હીસાબ કરીએ"

કુરબાન અલી અને મોહમ્મદ રેહમાન શા. બિલરામદાસની પાસે ગયા અને મરહુમ મુનશી હુસેન એહમદના જમે રાખેલા રૂપી આની ઉઘરાણી કરી.

શા. બિલરામદાસ એક મહા પોહચેલ માણુસ હતો તેણે જોયું કે બધા મફતનો મલીદો ખાનારા ભેગા થયા છે ત્યારે હું શું કરવા કોરો રહી જાઉં. મુનશી હુસેન એહમદના એકાવન હજાર રૂપીઆ શા. બિલરામદાસને ત્યાં જમે હતા એ વાતની કોઇને પણુ ખબર નહોતી, વળી મુનશી સાહેબ પાસે કોઇ પહોંચ કે ખાતાની ચોપડી પણુ નહોતી કે જેથી કાંઇ રૂપીઆ જમે છે તેની બાતમી મળે. કેમકે શા. બિલરામદાસ અને મુનશી સાહેબને ધાડી મિત્રતાનો સંબંધ હતો. તેથી તેઓએ ખાતાપતરની પરવા કરી નહોતી. વળી બિલરામદાસ પોતે પણુ મિત્રતાના કામમાં પુરો હતો છતાં જ્યારે તેણે જોયું કે ખરી હકદારને તો લાવારસ બનાવી કાઢી મુકી છે અને આ રૂપીઆની વાત મુનશી સાહેબે મરતાં પહેલાં કહી છે અને તે માત્ર વસીયતનામામાં લખેલી છે પણુ હવે તે વસીયતનામું રજુ થઇ શકતું નથી માટે એકાવન હજારના ધણી થઇ બેસવાનો વખત ગુમાવવો ન જોઇએ, એમ વિચારી, કુરબાન અલી અને મોહમ્મદ રેહમાનનો અજાણ્યા બનીને જવાબ ન આપ્યો ત્યારે ફરી મોહમ્મદ રેહમાને પુછયું.

" કેમ લાલા સાહેબ જનાબ, જવાબ ન આપ્યો ?

" શું મને પુછો ? " અજાણુ બનીને બીલરામદાસ બોલ્યો. " મેં જાણ્યું બીજાને કહેતા હશો. "

" નહી હું આપનેજ પુછું છું કે આપની પાસે મરહુમ મુનશી સાહેબના કેટલા રૂપીઆ છે ? "

" મારી પાસે મુનશી મરહુમના રૂપીઆ જમે છે એમ આપ

પુછો છો કે ?" તદન અજાણ્યુ થઇ શા. બિલરામદાસ બોલ્યો "અરે રામ રામ તેઓ બિચારા પોતેજ કોઇ કોઇ વખત મારા પાસેથી ઉધાર લઇને કામ ચલાવી લેતા હતા તો ફરી તેમના રૂપીઆ મારે ત્યાં તો કયાંથીજ જમે હોય? જાણ્યામાં મારા પોતાના સો પચાસ નીકળતા હશે, જે તેઓ ગુજરી ગયા એટલે શું? માગું વળી તમો પોતે પણ ગરીબ છો તેથી માંડી વાળીશ."

"અરે તમે શું બોલો છો?" મોહમ્મદ રેહમાન અજબ થતાં પોકાર્યો. "હમણા તમોએ કનીઝા અને બધાની સામે પોતાને ત્યાં મરહુમના રૂપીઆ જમે હોવાનું કહ્યું હતું ને?"

"શું? તમે તેને સાચું સમજી બેઠા?" પોંહચેલ વાણીઆએ હાથ તાળી આપતાં કહ્યું "જેવી રીતે તમો લોકો લગ્ન વીગેરેની વાતો કહી રમુજ કરી રહ્યા હતા તેવીજ રીતે મેં પણ રમુજમાં કહ્યું હતું, અને હા જો કદાચ મુનશી સાહેબની પાસે કોઇ પહોંચ કે બીજા લેખીત પુરાવા હોય અને ચાર ભાઇઓ ઇનસાફ કરી મારા ખાતે લેહણા કહાડે તો હું અધી રાતે પાઇ પાઇ ચુકવી આપવા તઇયાર છું" બિલરામદાસે મોહમ્મદ રેહમાનને કહી બીજા ભેગા થએલાઓને કહ્યું "કેમ ભાઇઓ! હું કાંઇ જુઠું કહું છું?"

"નહી તદન સાચું, સોળ આના ને એક રતી ઉપર" માંયાં ખુદાબખશે બિલરામદાસના કરજદાર હોવાથી ટેકો આપ્યો.

ટુંકમાં મોહમ્મદ રેહમાને કુરબાનઅલીના ટેકાથી બિલરામદાસને બહુજ ટટોલ્યો, પણ વાણીઓ કાચો ન હોવાથી નન્નાનો હા ભણ્યોજ નહિ.

છેવટે લાચાર થઇ આખા ઘરની ઝડતી લીધી પણ એકે કાગળનો કટકો એવો ન નીકળ્યો કે જેથી બિલરામદાસને ત્યાં રૂપીઆ જમે હોવાની સાબેતી મળે, તેથી, બિલરામદાસ ખુશી ખુશી થતો પોતાના કોઠી જેવડા પેટ ઉપર હાથ ફેરવતો અને ઓડકારો ખાતો ઘેર વિદાય થઇ ગયો. એટલે કુરબાનઅલીએ મોહમ્મદ રહેમાનને કહ્યું.

"વાણીઓ હાથમાંથી છટકી ગયો. અને વસીયતનામું ફાડી નાંખ્યું છે તેથી હવે કાંઇ થઇ શકતું નથી, આ કનીઝાની બદદોઆની પહેલી અસર છે, માટે ઘેરમા ચાલી બધા ઘરેણાં ગાંઠાં તથા સર સામાનનું લીસ્ટ તૈયાર કરી નિસફનિસ્ફી વ નિસફલફ કરી નાંખો.

"ઘરેણાં ગાંઠા અને સરસામાનમાં તમારો શો હક ?" મોહમદ રહેમાન બોલ્યો "વાણીઆના રૂપીઆની આપણા વચ્ચે વાત થઇ હતી, માટે બેઇમાની ન કરો."

"બેઇમાની તો તમે કરી છે" કુરબાનઅલી બોલ્યો "ખુદા હશે તો દોઢીયું પણ નહીં મળે."

કુરબાનઅલી બહાર બબડતોજ હતો ને મીયાં મોહમ્મદ રહેમાન ઘરમાં ગયો અને ઉસ્તાની તથા શુબરાતનને બોલાવી. દરદાગીના વીગેરે કીંમતી સામાન ક્યાં છે તેનો સવાલ કર્યો પણ અહીં ઉસ્તાની તથા શુબરાતને એક સંપી કરી બધા કીંમતી દરદાગીના અને સરસામાન પહેલાંથી જ ઉડાવી ગામ બહાર ભોંયમાં એટલા માટે દાટી દીધો હતો કે, જતી વખતે લઇ લઇશું. જો કે કનીઝાના લગનના મામલામાં ઉસ્તાની કુરબાનઅલી અને શુબરાતન ખુદાબખ્શની તરફ હોવાથી એક બીજાની સખત વિરૂદ્ધ હતી પણ દરદાગી

નાના મામલામાં તેઓ બંનેને એક સંપી કરી લેતાં વાર લાગી નહીં તેથી મીયાં મોહમ્મદ રહેમાનના સવાલના જવાબમાં ઉસ્તાની બોલી-

"કેવા દરદાગીના અને કીંમતી સામાન !"

"કનીઝા જે દાગીના પહેરતી હતી તે કયાં છે ?" ચિંતાતુર ચહેરે મોહમ્મદ રહેમાને પુછયું.

"અરે, તે બિચારી ગરીબ છોકરીને ઘરેણાં પહેરવા નસીબ થયાજ નથી ને" ઉસ્તાની કનીઝાની દાઝ ખાતાં બોલી—"જો કે તેણી મુનશી સાહેબને બહુજ વ્હાલી હતી પણ મેં તો કોઇ દીવસે તેના શરીરપર સારાં લુગડાં અને સોનાનો એક તાર સરખોએ ન જોયો."

"શુબરાતન તને કાંઇ ખબર છે ?" મોહમ્મદ રહેમાન નિરાશ થતાં બોલ્યો.

"હું શું જાણું !" શુબરાતને જવાબ આપ્યો "ઉસ્તાની કહે છે તે ખરૂં હશે."

"મીયાં મોહમ્મદ રહેમાન !" ઉસ્તાની બોલી "ખુદાના ફઝલથી તમે ઘરબારના માલેક થયા છો તેથી આ પાંચ છ જોડ લુગડાંની, અર્ધો ડઝન કોપસાસર, ત્રણ તપેલીઓ, બે થાલ અને બીજું જે કાંઇ રાચ રચીલું હોય તે તપાસી લઇ મારા તથા શુબરાતનના એક વરસના પગારના રૂપીઆ બસ્સો ચાલીસ ચુકાવી આપો કે અમે અમારે ઘેર વિદાય થઇએ."

"ગઝબ !" અજાયબીથી મોહમ્મદ રહેમાન પોકાર્યો—"પગારની આટલી બધી રકમ બાકી છે ?"

"જી હાં!" દાવકાં મોહડે ઉસ્તાનીએ કહ્યું "બિચારા મુનશીજી પોતે જ પૈસા ન હોવાથી પરેશાનીમાં પડેલા હતા તો ફરી પગાર તો કયાંથી આપે? સોદાગરીનું કામ મુકી દીધું હતું બીજી કાંઇ આવક ન હતી, ગમે તેમ કરીને ખરચ ચલાવી રહ્યા હતા અને તમે પોતે જ વિચાર કરોને કે મુનશી સાહેબ કાંઇ મુકી ગયા હોત તો કનીઝા કાંઇ નહાની નહોતી કે દેખીતી લક્ષમી મુકીને ચાલી જાત. તે બીચારી, ખુદા તેનું નસીબ બુલંદ કરે; આબરૂ ઇજ્જતની સાથે ચાલી ગઇ."

"તોબા! તોબા! હું વળી આ નવી આફતમાં કયાં આવીને પડયો."

"તોબા ફરી કરજો, પહેલાં અમારો પગાર ચુકવી આપો."

"હું કયાંથી આપું?" મોહમ્મદ રહેમાન બેચેન બનીને બોલ્યો "મારી પાસે શું છે? પણ તમે સબુર કરો હું બહાર જઇ સરસામાનની પુરેપુરી તપાસ કરી પછી જવાબ આપીશ."

"સવાલ જવાબની અમને જરૂરત નથી" શુબરાતન બોલી "અમારો પગાર ફેંકી દો એટલે અમે અમારે રસ્તે પડીએ."

મોહમ્મદ રહેમાન ઉસ્તાની અને શુબરાતનની ઉત્તરાણીથી આજેઝ બની ગયો. છેવટે કનીઝાના લુગડાં તથા કેટલાંક વાસણો પગાર પેટે આપી બંનેને વિદાય કરી પોતે બલામાંથી છુટો થયો. માત્ર એક ઘર અને કેટલીક જુની પુરાણી શાલો સિવાય તેના હાથમાં ધુળ પણ ન આવી, અને આખી જીંદગી સુધી કુરબાન અલીનો તકાજો જારી રહ્યો તે નફામાં.

# કનીઝા કાનપુરમાં.

કનીઝા મહાબીરની સાથે રસ્તાના અનેક સંકટો ઉઠાવતી ત્રીજે દીવસે કાનપુર પહોંચી જ્યારે કાનપુર શહેરમાં મહાબીર દાખલ થયો ત્યારે તેણે કનીઝાને પુછ્યું.

"તમે ક્યાં ઉતરશો ?"

કનીઝા આ સવાલ સાંભળી ચોંકીને મનમાં વિચારવા લાગી કે "શો જવાબ આપું;" આખર ગદગદીત કંઠે બોલી.

"અહીં હું કોઇને ઓળખતી નથી માટે શું બતાવું કે ક્યાં ઉતરીશ."

"તો ફરી આવા અજાણ્યા શહેરમાં તમે શા માટે આવ્યાં"

"મારૂં આ વિશાળ જગતમાં કોઇ સગું વ્હાલું નથી તેથી અહીં ન આવું તો ક્યાં જાઉં ?"

"પણ બીબી ! હું આપની સાથે અહીં વધુ રહી શકતો નથી કેમકે વાવણીનું કામ શરૂ થઇ ચુકયું છે તેથી મારે જલદીથી ઘેર પહોંચવું જોઇએ."

"નહીં તમે તમારે સિધાવો હું મારૂં ઠેકાણું કરી લઇશ આ તમારો કાંઇ નહાનો સુનો આભાર નથી કે વધારે તકલીફ આપું, કોણ જાણે તમે મારી સાથે ન હોત તો મારૂં શું થાત ?"

મહાબીર, કનીઝાને કાનપુરમાં પહોંચાડી પોતાને ગામ વિદાય થયો. હવે કાનપુર જેવા વિશાળ શહેરમાં ગરીબ બીચારી કનીઝા

એકલી રહી ગઇ. જ્યારે તેણીને પોતે એકલી હોવાનું ભાન આવ્યું ત્યારે ઘણીજ ગભરાઇ અને મનમાં વિચાર કરવા લાગી અને તે વિચારોના પરિણામે ચોધાર આંસુએ રડવું શરૂ કર્યું. પણ ત્યાં કોઇ તેને દિલાસો આપી આશ્વાસન આપનાર નહોતું તેથી પોતાની મેળેજ દીલને સખત બનાવી ચુપ થઇ ગઇ. સાંજના ચાર વાગ્યાના અરસામાં તેણી કાનપુરમાં દાખલ થઇ હતી અને અત્યારે ભટકતાં ભટકતાં આઠ વાગી ગયા હતા. ભુખ પણ કકડીને લાગી હતી. વળી રસ્તાના થાકને લીધે તે ચાલવામાં પણ અશકત બની હતી. ઓઢવા પાથરવાનું તો કાંઇ સાથે હતુંજ નહીં અને તેની સાથે સુઇ રહેવાની જગ્યા પણ નહોતી જડતી. પૈસા ટકાના બદલામાં માત્ર હાથની બે ચાર ચાંદીની ચુડીઓ હતી. જ્યારે તેણી તદન અશકત બની ગઇ ત્યારે એક મરજીદમાં ખાનએ ખુદા સમજી રાતની રાત પડી રહેવાનો વિચાર કરીને ગઇ પણ ત્યાં એક બુઢા ફકીરને જોઇ બીકથી પાછી ફરતીજ હતી કે ફકીરે તેણીને બોલાવતાં કહ્યું.

દીકરી તું કોણ છે અને શા માટે આવીને પાછી જાય છે?

ફકીરની મમતા ભરી વાણી સાંભળી કનીઝાને લગાર હીંમત આવી તેથી ઉભી રહીને બોલી.

"હું કોણ છું તે શું બતાવું? પણ ટુંકમાં એટલું કે એક નિરાધાર, લાચાર અને બેકસ બાળા છું. ત્રણ દીવસની મુસાફરીથી થાકીને લોથ થઇ ગએલી હોવાથી રાતની રાત પડી રહેવા માટે અહીં આવી હતી પણ હવે તમે અહીં રહો છો એમ જાણવાથી પાછી જાઉં છું."

"બેટા હું ઘરડો છું, તેથી રાત્રે સુઇ રહેવા માટે તારે બીહવું ન જોઇએ." ફકીર બોલ્યો "તારી માઇ ભીખ માગવા ગઇ છે તે થોડી વારમાં આવતી હશે માટે આવ મારી પાસે બેસ.

ફકીરની આ વાત સાંભળી કનીઝાને લગાર નિરાંત વળી જેથી તેણી ફકીરની પાસે જઇને બેઠી થોડીજ વારમાં ફકીરની જોરૂ ભીખ માગીને આવી અને જે કાંઇ ભીખમાં મળ્યું હતું તે પોતાના ખાવીંદની આગળ મુકી પોતે પણ બેસી ગઇ અને કનીઝાને પણ બહુજ આગ્રહ કરી પોતાની સાથે ખાણું ખવાડયું. કનીઝાએ ખાણું ખાઇ પોતાના હાથની એક ચાંદીની ચુડી ફકીરનીને આપી, જે લઇ તેણીએ કનીઝાને અનેક દુઆઓ આપી કનીઝાએ તે રાત ગમે તેમ કરી મસ્જીદમાં ગુજારી સવાર થતાંજ ફરી તેજ વિચાર આવ્યોકે "હવે કયાં જાઉં અને શું કરૂં?" ફકીર તથા તેની જોરૂએ કનીઝાને પોતાની સાથે રહેવા માટે બહુ બહુ કહ્યું અને પોતે પોતાની સગી દીકરી કરતાં વધારે મોહોબ્બતથી રાખવા આગ્રહ કર્યો પણ હજુ સુધી કનીઝાના મગજમાંથી અમીરી જાહોજલાલીનો પવન નીકળેલો ન હોવાથી તેણીએ ત્યાં રહેવા માટે સાફ ઇનકાર કર્યો. અને મસ્જીદમાંથી નીકળી શહેરના મહોલાઓમાં ભટકવા લાગી. તેણીએ ભવિષ્ય માટે અનેક વિચારો કરી એક વિચાર કર્યો કે જો હું અહીંના મોહટા મોહટા આગેવાન ઇસ્લામીઓની પાસે જઇ પોતાની લાચારી, નાદારી અને નિરાધારીનું વર્ણન કરી ભણવાની મદદ માગું અને તેઓ પોતાની ઇસ્લામી હમદર્દીના સબબે મને સ્કોલરશીપ આપવાનું કબુલ કરે તો હું મારા અભ્યાસને આગળ લંબાવી નમુનેદાર જીંદગી બનાવું. અને તેથી આગળ ઉપર મારી

બહેનોની અજ્ઞાનતા દુર કરવાની કોશીશોમાં રહી કાંઇક કોમી ખીદમત કરૂં તો તેથી દીન અને દુન્યા બંને સુધરી શકે છે. આવો વિચાર કરી તેણે કાનપુર શહેરના આગેવાન ઇસ્લામીઓના નામ અને ઠેકાણું મેળવ્યાં. કનીઝા પોતાનાં મેલાં અને ફાટેલાં તુટેલાં લુગડાંમાંજ તે આગેવાન ઇસ્લામીઓની સેવામાં ગઇ અને પોતાની હાજત બયાન કરી. પણ બધી જગ્યાએથી જુદાજુદા નાઉમેદીના જવાબો મલ્યા. (અત્રે તે બધા આગેવાનોની મુલાકાતનું વર્ણન આપતાં લંબાણ થઇ જવાની બીક રહે છે તેથી માત્ર બે આગેવાનોની મુલાકાત લખવામાં આવે છે. )

કાનપુર શહેરમાં મોલવી ઇબદુલ્લા સાહેબ નામના એક આગેવાન ઇસ્લામી હતા. પોતે લાખો રૂપીઆના વ્યાપારી હોવા ઉપરાંત ઓનરેરી મેજીસ્ટ્રેટ મ્યુનીસીપાલ કાઉન્સીલર અને નામદાર ગવર્નર સાહેબની ધારા સભામાં મેમ્બર બની ઓનરેબલ થવાના ઉમેદવાર પણ હતા. ઘેર ઉપર દસ પંદર નોકરો પણ હતા, ગાડી, ઘોડા, વાડી વજીફા અને પુત્ર પુત્રાદિમાં પણ પુરેપુરા નસીબદાર હતા. કોમી ખીદમતગાર અથવા ખાદિમે કોમના ખીતાબથી પોતાને ઓળખાવી કોમી હમદર્દીનું ભારે ગુમાન ધરાવતા હતા, કનીઝા મોલવી સાહેબ મજકુરની કોમી હમદર્દીની તારીફ સાંભળી સૌથી પહેલાં એમના આલીશાન મકાન ઉપર ગઇ. અને ત્યાં ડેલી ઉપર બેઠેલા નોકરને પોતાના આવવાની ખબર અંદર આપવા માટે કહ્યું જે સાંભળી નોકર બોલ્યો.

" અમારા મોલવી સાહેબને ત્યાં રંડી ભડવાનું કામ નથી માટે તું તારે રસ્તે ચાલી જા. "

"હું રંડી કે તવાયફ નથી." કનીઝા ગદગદિત કંઠે બોલી. "ભાઇ હું એક દુઃખની મારી નિરાધાર શરીફઝાદી છું. માત્ર મોલવી સાહેબથી મુલાકાત લેવી છે માટે ખબર આપો તો સારૂં."

નોકરને કનીઝાના ઉપર દયા આવી જવાથી અંદર જઇને ખબર આપી એટલે મોલવી સાહેબે બોલાવવાનો હુકમ આપ્યો. કનીઝા મોલવી સાહેબના દીવાનખાનામાં દાખલ થઇ અને જોયું તો મોલવી સાહેબ એક ઇઝીચેર ઉપર બેસી કીતાબ વાંચી રહ્યા હતા. કનીઝાને આવેલી જોઇ કીતાબને બાજુએ મુકી આવવાનું કારણ પુછ્યું ત્યારે કનીઝાએ બહુજ ગરીબીથી કહ્યું.

"હું એક બદનસીબ, મોહતાજ, નિરાધાર, લાચાર અને ગરીબ બાળા છું પણ ઝમાનાના હેરફેર અને બલીહારીના સબબે અત્યારે હું આ દશાએ પહોંચેલી છું, નહીંતો આગળ મારી સ્થીતી સારી હતી. હું એક આલી ખાનદાનમાં અવતરેલી છું પણ અત્યારે તો તદન બેકસ અને ઝલીલ થએલી છું. મને અત્યારે માત્ર આપની પાસે આવવાનું મુખ્ય કારણ એ છે કે હું મારો અભ્યાસ આગળ લંબાવવા ચાહું છું તેમાં આપ થોડી ઘણી મદદ કરો તો હું આપના હકમાં દોઆ કરીશ."

"ઓ હો!" મોલવી સાહેબ રમુજની હાંસી સાથે બોલ્યા—"આટલો બધો ભણવાનો શોખ, જાણ્યામાં કાંઇ દાળમાં કાળું છે."

"મોલવી સાહેબ" કનીઝા બોલી "આપ એક વિદ્વાન અને મોહોટા દરજ્જાના માણસ છો તેથી આપે મારા ઉપર એકદમ વગર તપાસ કરે શંકા લઇ જવી નહીં જોઇએ. હું ખાનબહાદુર ખ્વાજા

બકાઉલ્લાખાનની પુત્રી કનીઝે ફાતમા છું. મારા પીતા એક નામચીન અને પ્રખ્યાત પુરૂષ હતા. અત્યારે મારે તેમનું નામ લઇ તેમના નામને હલકું પાડવું ન જોઇએ, પરંતુ ખુદાના ફઝલો કરમથી મારી ચાલ ચલણ અને રીતભાત એવી છે કે હું વગર અચકાયે પોતાને એક મોઅઝઝિઝ બાપની બેટી તરીકે ઓળખાવતાં લગારે અચકાતી નથી. મેં અહીં આવીને આપની નામના સાંભળી તેથી આપની પાસે માત્ર ભણવામાં મદદ માગું છું જો કદાચ અહીં કોઇ ઇસ્લામી બોર્ડીંગ હાઉસ કે સ્કુલ હોત તો હું આપને તસ્દી આપવા ન આવત પણ મારા જેવી બાળાઓની કમનસીબીથી અહીંઆં એવી કોઇ સંસ્થા હસ્તી ધરાવતી નથી."

"તમે એક મોહટા પુરૂષની પુત્રી હોવા છતાં આવી દશાએ કેમ આવી પહોંચ્યાં ?" મોલવી સાહેબ બોલ્યા.

કનીઝાએ આ સાંભળી પોતાના દુઃખની કહાણી ટુંકમાં કહી સંભળાવી, જે સાંભળી મોલવી સાહેબ બોલ્યા.

"હાલ તરત બીજી મદદનું તો કાંઇ બની શકતું નથી પણ જો તમે મારા એક ગુલામની સાથે લગ્ન કરવા ઇચ્છતાં હો, તો હું આજને આજ તમારાં લગ્ન કરી આપું. લગ્ન થવા પછી તમોને ખાવા પીવાની કે બીજી વાતની લગારે તસ્દી નહીં પડે. એ વાતની હું પોતે તજવીજ રાખીશ અને જ્યાં પાંચ સાત લોંડીઓનું પોષણ થાય છે ત્યાં તમારૂં પણ પોષણ થતું રહેશે. વળી તમે ભણવા માટે જે મદદ માગો છો તે જોકે મારા જાહેરી વિચારોનો ટેકો આપનાર વાત છે પણ દર અસલ બાતેનમાં હું સ્ત્રી કેળવણીનો

કટ્ટરો શત્રુ છું. ઉપરી અંગ્રેજ અમલદારોની મહેરબાની પ્રાપ્ત કરવા માટે કોઇ કોઇ વખતે સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવાનો હું હીમાયતી બનું છું પણ અંદરખાનેથી મારા વિચારો તેવા નથી માટે ભણવાની મદદ હું આપી શકતો નથી. લોંડી તરીકે રહેવું હોય તો હું આજને આજ નીકાહ કરાવી રાખી લઉં,"

કનીઝા મોલવી સાહેબની આ બેહુદી વાતનો જવાબ કાંઇ ન આપતાં ચોધાર આંસુએ રડતી વીદાય થઇ ગઇ.

કનીઝાએ સહુથી છેલ્લી મુલાકાત કાનપુરના આગેવાન નવ્વાબ મહેમુદ હસનખાનની લીધી. નવાબ મેહમુદ હસનખાન આશરે પચીસ વરસના નવજવાન ગબરૂ હતા. બાપ નહાનપણમાંજ ગુજરી ગએલા હોવાથી અત્યારે તેઓ પોતાની મોહટી જાગીરના એકલા માલેક હતા. તેમની મા જીવતાં હોવાથી જાગીરનો બધો વહીવટ તેઓ કરતા હતા. કનીઝાએ જ્યારે નવ્વાબ સાહેબની ડેલી ઉપર પહોંચતી દરવાનને પોતાના આવવાની ખબર નવ્વાબ સાહેબને આપવા માટે કહ્યું ત્યારે દરવાન કનીઝાના ચહેરાને ટીકતો મનમાંને મનમાં ખુશી થતો થતો અંદર ગયો અને નવ્વાબ સાહેબને વરદી પહોચાડતાં કહ્યું.

હુઝુર ! ઇનામ આપવાનું ફરમાવો તો એક એવો માણુસ હાજર કરૂં કે જે લાખમાં એક નીકળે."

"તે કોણુ છે ?" ખુશી થતાં નવ્વાબે પુછ્યું."

"સરકાર ! બસ ન પુછો !" દરવાન બોલ્યો. " જાણે આસમાન ઉપરથી પરી ન આવી હોય ! પણ...

ગોકે સામાન ખાક સારી હૈ



પર સબ આસાર શેહર યારી હૈં."

"તું દર વખતે એવાજ ગપાટા મારે છે. પણ જો આજે જુઠો પડ્યો તો હંટરથી તારી ખબરજ લઇ નાંખીશ."

"અને જો સારી નીકળે તો ઇનામ કેટલું?"

"એક અસરફી"

દરવાન આ સાંભળી તરતજ બહાર આવ્યો અને કનીઝાને સાથે લઇ મહેલમાં નવાબ સાહેબની રૂમમાં લઇ ગયો. કનીઝાએ મહેલનો ઠાઠ માઠ, નોકરોના લીબાસ, ફરનીચરની સજાવટ, અને સફાઇ જોઇ મનમાં અંદાઝો કરી લીધો કે આ મહેલનો માલેક ભારે શોકીન હોવો જોઇએ અને જ્યારે અંદર જઇને મહેલના માલેકને જોયો તો તે એક પચીસ વરસની વયનો નવજુવાન માણુસ જણાયો. કનીઝાએ રૂમમાં દાખલ થઇ આજીજીથી કહ્યું.

"હુઝુર હું એક મોહતાજ અને લાવારસ બાળા છું મારી મદદ કરશો તો ખુદા આપની મદદ કરશે."

"અરે આ શું બોલો છો?" નવાબ કનીઝાના રૂપથી અંજાઇને બોલ્યો "આપ મોહતાજ હોવ તે માનવા જેવી વાત નથી!"

"હું સાચું કહું છું કે અત્યારે હું મોહતાજ અને લાવારસ છું. જો કે આજથી પાંચ છ દીવસ પેહલાં હું માલમીલકત અને પૈસા ટકા ધરાવનાર હતી પણ અત્યારે તો ખરેખર લાચાર નિરાધાર અને મોહતાજ છું"

"વાહ અજબ જેવી વાત!" ખુરસી ઉપર બેસવાનો આગ્રહ કરતાં નવાબ બોલ્યો "બેસો, અને પોતાના દુઃખની કહાણી સંભળાવો"

"અમારા દુઃખની કહાણી બહુ લાંબી છે, અને આજે સવારથી ઘણા ઠેકાણે સંભળાવતાં થાકી ગએલી હોવાથી માત્ર એટલું જ કહું છું કે હું એક ખાનદાની અમીરઝાદી છું પણ હાલ દુખ્યારી અને લાચાર થઇ ગઇ છું અને આપની મદદની મોહતાજ છું."

"આપ શા માટે મોહતાજ બની રહ્યા છો? જે માણસની પાસે ખુબસુરતીની અતી સુંદર દોલત હોય તે માણસ મોહતાજ શાનું?"

"અગર આપ મને કોઇ સ્કુલમાં દાખલ કરાવી મારો ભણવાનો બંદોબસ્ત કરી શકતા હોવ તો મોહટી મેહેરબાની" કનીઝાએ નવાબની વાતથી અંજાણ બનીને કહ્યું "નહીં તો મને રજા આપો"

"સ્કુલમાં ભણવાથી આપને શો લાભ?" નવાબે કહ્યું "આપ મારા જાન અને માલની માલેક કેમ નથી બનતાં? હજુસુધી મારા લગ્ન થયાં નથી માટે તમે હા કહી દો તો આજને આજ બધી મુસીબત દુર થઈ શકે છે"

"નવાબ સાહેબ!" કનીઝા બોલી "મારા જેવી નિરાધાર બાળાઓ સાથે આવી રીતે વાતચીત ન કરવી જોઇએ. હું અત્યારે મોહતાજ, બેકસ અને લાચાર છું તેથી જે મરજીમાં આવે તે કહો—કેમકે આપ સારા માણસોની સંગતમાં ફર્યા હોવ તેવું દેખાતું નથી. તો પણ ગરીબ માણસની સાથે હસી મશ્કરી ન કરવી જોઇએ. લ્યો હું જાઉં છું—અને આપની પાસે મદદ માંગવા આવી તે માટે પસ્તાવું છું."

"ખુદાના વાસ્તે ગુસ્સે ન થાવ" નવાબ ગદગદિત કંઠે બોલ્યો. "મેં જયારથી તમને જોયાં ત્યારથી મારા દિલની અજબ કફીયત

થઇ રહી છે. હું તમારા ચંદ્રસમાન ચહેરાને જોઇ દીવાનો બન્યો છું. માટે મારા ઉપર રહેમ કરો અને મારા દિલમાં શું થઇ રહ્યું છે તે જુઓ.”

“મને તમારા દિલની હાલત જોવી નથી, મારે તમારી પાસેથી મદદ લેવી નથી.”

“જરા ઉભાં રહો”

દિલ મેરા હર્ફે તમન્નાહી સહી
શગન તોહે ચલો બજાહી સહી
ગો ગલહી મુઝે કહેતે હો ભલાબુરા
ઝિક્ર તો હે મેરા શિકવાહી સહી
વ અદએ વસ્લતો કરના સીખો
અયે ન સચહો અજી ઝુટાહી સહી
દમ નિકલતા હે ઝરા અજાવ
કુચ્છ નહીં ઓર તમાશાહી સહી

“બસ આપ વધારે ન બોલો કનીઝા બોલી. મેં અહીના આગેવાન ઇસલામીઓની ઇસલામી હમદર્દી જોઇ લાધી અને તે ઉપરથી હું કહીશ કે આ દેશમાં ઇસલામી હમદર્દીનો વજુદ વટીક પણ નથી. તો પણ હું ખુદાનો આભાર માનું છું કે મોલવી ઇબા-દુલ્લાહ સાહેબની પેઠે આપે ગુલામના માટે મને પસંદ ન કરતાં પોતે પોતાના માટે પસંદ કરીછે. પરંતુ નવાબ સાહેબ હું ગરીબ છું. બેકસ છું, લાચાર નિરાધાર અને અનાથ છું તથાપી કોઇ કામ એવું કરી શકતી નથી કે જે મારા માટે લાયક અથવા મુનાસબ ન ગણાય.”

ધી અમરસીંહજી પ્રેસ.
અમદાવાદ.




હું તમારા ચંદ્ર સમાન ચહેરાને જોઈ દીવાનો બન્યો છું. માટે મારા ઉપર રહેમ કરો.........



"શું હું તમારા લાયક નથી ?" નવાબ બોલ્યો. "ખાનદાને વિઝારતનો નબીરો હોવા ઉપરાંત સારી આવકનો માલેક છું. બી. એ. ની ડીગ્રી મેળવી છે. સરકાર દરબારમાં ખુરસી ધરાવું છું અને હજુ સુધી કુંવારો છું."

"પણ હું પોતે ગરીબ અને લાચાર છું–આપ કોઇ મોહટા અમીર જે આપની બરોબરીનો હોય તેને ત્યાં પયગામ મોકલો. મારા જેવી ભીખારણ સાથે આવી વાતો ન કરો."

"વાહ ખુબ."

અઝ હુરને ખુદ આગહી ન દારી
હાલે મન ખજીસ્તા દિલ ચે દાની

"શું તમે આવતાંની સાથે નથી કહ્યું કે હું એક ખાનદાની અ. મીરઝાદી છું ?" શું તમે અત્યારે જે સ્થીતીમાં છો તે સ્થીતીને લાયક છો ? તમારા ચંદ્રસમાન ચહેરાથી સાફ જણાય છે કે તમે કોઇ અમીરી વંશથી અવતરેલાં અમીરઝાદી છો ? શું કોઇ કંગાલની છોકરી તમારી પેઠે વિદયાનો શોખ ધરાવી શકે છે. શું કોઇ કમીન છોકરી મારી સાથે તમારી પેઠે દીલેરીથી વાત કરવાની તાકાત ધરાવે છે ?"

"આપ કહો છો તે ખરૂં છે. પણ આપે જાણ્યામાં મને બદ ચલણ સમજીને આવી વાત કરી જેથી હું ઘણીજ દીલગીર છું." કનીઝાનું દિલ ભરાઇ આવતાં આંસુંઓ પાડતાં બોલી "હાય અબ્બા ! તમે ચાલ્યા ગયા અને લોકો મારા માટે કેવા કેવા વિચારો ધરાવે છે."

"નહીં કદી નહીં" નવાબ ગભરાઇને બોલી ઉઠયો "ખુદાના વાસ્તે આવું ન સમઝો મેં કદી પણ મારા મનમાં તમારા માટે

ખરાબ વિચાર બાંધ્યો નથી. જો મેં તમોને પવિત્ર ન સમજ્યાં હોત તો હું પોતાને માટે તમોને કદીપણુ પસંદ કરીને પેગામ ન આપત માટે દીલગીર ના થાવ. ખુદાનાવાસ્તે રડવું બંધ કરો. તમોને રડતાં જોઇ મારા દિલમાં કંઇકંઇ થઇ જાય છે. "

"હુઝુર શું કહું ?" કનીઝા બોલી મારી હાલતની હકીકત ન પુછો

દિલ મેં એક દર્દ ઉઠા આંખો મેં આંસુ ભર આય
બયઠે બયઠે હમે કયા જાનિયે કયા યાદ આયા.

કહા હાલે દિલ ઓર નિકલ આય આંસુ
બિગાડી મુસીબતને આદત કુચ્છ અયસી"

"વાહ વાહ ?" નવાબ શેર સાંભળી બોલી ઉઠયો "આ શેર જરા ફરીથી બોલો"

"સાહેબ હું કોઇ શાયર નથી" કનીઝા બહાર જતાં બોલી "હવે હું જાઉં છું"

"એ બેરહેમ ! ખુદાની ખાતર મારા ઉપર જુલમ ન કરો હું તમને ખરા જીગરથી ચાહું છું માટે લિલ્લાહ રહેમ કરો" નવાબ હાથ જોડીને કનીઝાને કહેવા લાગ્યો "હું તમારી પાસે બીજી કોઇ માગણી કરતો નથી પણુ માત્ર તમારી મોહોબ્બત માગું છું અને તમારી સામે ઇકરાર કરૂંછું કે આજ પછી હું બીજી કોઇ પણુ સ્ત્રીને ચાહીશ નહી. તમે મને ચાહો કે ન ચાહો પણુ હું તો તમારા નામની માળા જપીશ. આખી જીંદગી તમારા મળવાની આશામાં ગુજારી દઇશ ફરી તમે ચાહે મળો કે ન મળો હું અત્યારેજ તમારી રૂબરૂ આપઘાત કરીને તમારા કદમો ઉપર જીવ કુરબાન કરી દેત પણુ

માત્ર તમારા મળવાની આશાએ તેમ કરતાં અચકાઉ છું.

તુમ લાખ ખફા હુવા કરોગે
હમ જી તુમપર દીયા કરીગે
મરને કી બાત દુસરી હે
જીતે દમતક મરા કરીંગે

" નવાબ સાહેબ ! " કનીઝા બોલી " લગાર ભાન ઠેકાણે રાખીને બોલો મારી વયજ શું છે તેતો જુઓ ? માત્ર બાર વરસની પણ નથી થઇ અને હમણાથીજ લગનનો સવાલ બેહુદો નહીં તો બીજું શું કહેવાશે ? જો આપને મારા પ્રત્યે પુરી મોહોબ્બત હોય તો મારો વિચાર દિલમાંથી કાઢી નાંખો. "

આટલું બોલી કનીઝા નીચે ઉતરી ગઇ. નવાબે કનીઝાને બહુએ સમજાવીને પચાસ રૂપીઆ આપવા માંડયાં પણ તેણીએ એક પણ રૂપીઓ લીધો નહીં. કનીઝા નવાબના ઘેરથી નીકળી ઇસલામી હમદર્દી ઉપર વિચાર કરતી બજાર તરફ ચાલી. તેણી વિચાર કરતી હતી કે " હાય ! દુન્યામાં માત્ર ઇસલામનુ નામજ બાકી રહી ગયું છે કોઇ પણ ઇસલામી એવો નથી કેજે પોતાના મનમાં પ્રત્યે શુદ્ધ લાગણી ધરાવી ઇસલામીઓની હમદર્દીમાં લીન રહેતો હોય, આવડા મોહટા શહેરમાં એકે ઇસ્લામી સ્કુલ કે બોર્ડીંગ હાઉસ નથી કે જ્યાં ઇસલામી બાળા-ઓને ભણવા અને રહેવાનો પુરેપુરો બંદોબસ્ત હોય " તે આવાજ વિચારોમાં જઇ રહી હતી કે રસ્તામાં એક ખ્રીસ્તી ઉભો રહીને પોતાના ધર્મનો ઉપદેશ કરી રહ્યો હતો અને જેને સાંભળવા માટે આસપાસ લોકોનો જમાવ થયો હતો. કનીઝા પણ તે લોકોની બી-

ડમાં ઉભી થઇને ઉપદેશ સાંભળવા લાગી. થોડીવાર પછી ઉપદેશ કરનાર ખ્રીસ્તીએ પોતાનો ઉપદેશ પુરો કરી ચાલવા માડયું. પણ જ્યારે કનીઝા ઉપર નજર પડી ત્યારે તે ઉભો રહીને પુંછવા લાગ્યો.

" બહેન તમે કોણ છો ? "

" હું એક ગરીબ બાળા છું. "

" તમે અહી કયાં રહો છો અને તમારાં કોઇ સગાં વહાલાં છે કે ? "

" અહીંતો શું પણ આખા જગતમાં મારૂં કોઇ નથી. "

" તો ફરી અહીં શા માટે આવ્યા છો ? "

એટલા માટે કે કોઇ અલ્લાહનો બંદો મદદ આપી મારૂં પોષણ કરે અને વિધાદાન અપાવી મારી અધુરી કેળવણી પુરી કરે. "

" તો શું તમે મારી સાથે અમારા મીસ સાહેબની પાસે ચાલશો ? " ખ્રીસ્તીએ મમતાથી કહ્યું " ત્યાં તમારા ભણવા ગણવા અને ખાવાપીવા તથા રહેવાનો બંદોબસ્ત થઇ જશે. "

" મોહટા ઉપકાર સાથે "

આવી વાતચીત થયા બાદ બેદારમસીહ ખ્રીસ્તી, કનીઝાને મીસ રીલનની પાસે લઇ ગયો.

મીસ રીલન ઓઓની મીશન સ્કુલની બાનુ પ્રીનસીપલ હતી. તેણી સ્વભાવે ઘણીજ માયાળુ, ભલી અને ખાનદાની બાનુ હતી. મી. બેદારમસીહ કનીઝાને સારો શીકાર સમજી ખુશી થતો મીસ રીલનની પાસે લઇ ગયો. મીસ રીલને કનીઝાને જોતાંજ પહેલી નજરે બહુજ

પસંદ કરી અને માયામમતાથી તેની સઘળી હકીકત સાંભળી દીલસોજી જાહેર કરી દીલાસો આપ્યો અને પોતાની મીશન સ્કુલમાં ભણવા માટે નામ લખી લઇ ખાવાપીવા અને લુંગડાંનો બંદોબસ્ત મીશનમાં કરી બોર્ડીંગ હાઉસમાં રહેવાને જગ્યા આપી. કનીઝાએ ભલી મીસ ફીલનનો આભાર માનતાં જણાવ્યું.

" પરંતુ મીસ સાહેબ ! મારો ધર્મ ઇસલામ સાચો અને દુનીયાના સઘળા ધર્મોથી સારો છે માટે હું અહી રહીને મારો ધર્મ નહી તજું."

" તમોને કોણ કહે છે કે તમે તમારો ધર્મ તજી ખ્રીસ્તી બની જાવ." ભલી મીસ ફીલન લગાર હસીને બોલી " અમારી સ્કુલમાં હીંદુ, મુસલમાન, ખ્રીસ્તી વીગેરે ધર્મ માનનારી બાળાઓ ભણે છે તથા બોર્ડીંગ હાઉસમાં રહે છે પણ અમે ધર્મ સબંધી કાંઇ ફરજ પાડતા નથી. જ્યારે તમોને આકાશી સ્હાય થાય ત્યારે મરજી પડે તે ધર્મ કબુલ કરજો."

" ખુદા મને એવી સ્હાય ન કરે કે હું મારો પ્યારો ઇસલામ તજીને બીજો ધર્મ કબુલ કરૂં."

" ઠીક કંઇ ચીંતા નહી "

મીસ ફીલને કનીઝાના માટે તેજ દીવસે પહેરવાનાં લુગડાંની ચાર જોડ તૈયાર કરાવી બોરડીંગ હાઉસમા એક સ્વચ્છ રૂમ રહેવાને આપ્યો.



# કનીઝા બોરડીંગ હાઉસમાં

કાનપુરની સ્ત્રીઓની મીશન સ્કુલ પરદેનશીન બાનુઓને કેળવણી લેવા માટે એક આશીર્વાદ સમાન હતી. તેમાં માત્ર આબરૂદાર ગ્રહસ્થોની છોકરીઓજ કેળવણી લેતી હતી, નીચ વર્ગમાંની કોઇ પણ છોકરી સ્કુલમાં તો શું પણ સ્કુલના કમ્પાઉંડમાં પણ દાખલ થઇ શકતી નહોતી અને એજ સબબથી કાનપુરના આસપાસ મુકામોથી સદગ્રહસ્થો પોતપોતાની છોકરીઓને મીશન સ્કુલમાં ભણવા માટે ઘણીજ ખુશીની સાથે મોકલતા હતા. વળી તે ઉપરાંત મીસ શીલન જેવી ભલી અને નેક બાનુની દેખરેખ હેઠળ બધી તાલીમ આપવામાં આવતી હોવાથી કેળવણી લેનાર બાળાઓ ઉપર બહુજ સારી અસર થતી હતી. સ્કુલની પાસેજ એક ઉંચા કીલ્લાની વચમાં બોરડીંગ હાઉસ બનાવેલું હતું. જ્યાં દરેક કોમની બાળાઓ માટે ઉમદા પડદાનો બંદોબસ્ત હતો અને એક એક છોકરી માટે એક એક એલાહેદા ઓરડો આપવામાં આવતો હતો. જેમાં દરેક વાતની પુરેપુરી સગવડ રાખેલી હતી. આપણી વાતોની મુખ્ય નાયકા કનીઝે ફાતમાને પણ મજકુર બોરડીંગ હાઉસનો એક ઓરડો આપવામાં આવ્યો અને ત્યાં તેણી ઘણીજ આનંદની સાથે રહેવા લાગી. મુસલમાન શરીફઝાદીઓના રહેવા માટે પરદાનો સખત બંદોબસ્ત રાખેલો હોવાથી મજકુર બોરડીંગ હાઉસમાં રાજા મુનવર અલીખાનની દીકરી, નવાબ મુકર્રરમુદવલાની નવાસી, નવ્વાબ હસનઅલીખાનની બેટી, ડીપ્ટી શવકત હુસેનખા-

નની પુત્રી વીગેરે કુળવંત બાળાઓ પણ રહેતી હતી. અને તેમના ઘરોમાં પરદાનો જેટલો બંદોબસ્ત હતો તે કરતાં પણ વધુ સગવડતાની સાથે અહીં પડદાનો બંદોબસ્ત રાખેલો હતો.

કનીઝા બોરડીંગ હાઉસમાં દાખલ થતાંજ બધી છોકરીઓમાંથી બે ચાર દીવસમાં એવી હળીમળી ગઇ કે, જાણે વરસોની મુલાકાત વાળી ન હોય ? બધી છોકરીઓ કરતાં રાજા મુનવ્વર અલીખાનની દીકરી સીકન્દર બાનુથી કનીઝાને બહુજ મહોબત થઇ ગઇ હતી. કનીઝાએ સ્કુલમાં દાખલ થતાંજ અંગ્રેજી અને મ્યુઝીકની કેળવણી લેવીશરૂ કરી. કેમકે જ્યારે તેણીને મીસ રીલને પ્રથમ ફારસી અને ભરવા ગુંથવાનું શિક્ષણ આપવું શરૂ કર્યું ત્યારે તેણીએ ફારસી અને ભરવા ગુંથવાના કામમાં પોતે પુરેપુરી કાબેલ છે એવી સાબેતી આપી ત્યારે મીસ રીલને બહુજ અજબ થવાની સાથે ફારસી તથા ભરવા ગુંથવાનું શિક્ષણ બંધ કરી અંગ્રેજી અને મ્યુઝિકનું શિક્ષણ આપવું શરૂ કર્યું. તેથી કનીઝાની સાથવાળી બધી છોકરીઓ ફારસી અને ભરવા ગુંથવાનું શિક્ષણ લેતી હતી અને માત્ર કનીઝા અંગ્રેજી તથા મ્યુઝિક શીખતી હતી.

કનીઝાએ સ્કુલમાં દાખલ થતાંજ પોતાની બધી સાહેલીઓને પાંચ વખતની નમાઝની પાબંદ બનાવી દીધી અને તેથી માત્ર થોડાજ દીવસની અંદર બધી છોકરીઓમાં દીની કામનું જોશ વધી ગયું. રમઝાન શરીફના મહીનામાં કનીઝાની સોબતથી બધી છોકરીઓએ સાથે મળીને રોઝાં રાખ્યાં અને નમાઝ તથા કુરાને મજીદની તીલાવત ઘણાજ ઉત્સાહની સાથે કરવામાં આવી. કનીઝાએ પોતાની દીનદારી, સાલેસાઇ, નમ્રતા, બલમનસાઇ અને નેકીના

સબબે જાહુજ થોડી મુદ્દતમાં સઘળી છોકરીઓને પોતાની મોહોબ્બ-તમાં ગુલામ બનાવી દીધી. જે કોઇ છોકરીને પાઠ બરાબર યાદ ન થયો હોય તો કનીઝા ઘણુાજ પ્યારથી તેણીને પાઠ યાદ કરાવી દેતી હતી. અને પોતાને જે કાંઇ આવડતું હતું તે વ્હાલથી અને મોહોબ્બતથી બધાને બતાવી વધુને વધુ પ્રીતી હાંસલ કરતી હતી. ફુરસદના વખતે બધી છોકરીઓ કનીઝાના ઓરડામાં આવીને બેસતી તો તે વખતે તેણી સારા સારા નીતીથી ભરપુર કીસ્સાઓ સંભ-ળાવી બધાને આનંદ પમાડતી હતી હતી.

કનીઝાએ બોર્ડીંગ હાઉસમાં બધી છોકરીઓનો પ્યાર કેટલે દરજ્જે હાંસલ કર્યો હતો તેનો તોલ કરવા માટે સીકન્દર બાનુએ પોતાના પીતાને લખેલો કાગળ સદાબરો નીચે ઉતારી લેવામાં આવે છે.

"મારા પ્યારા અબ્બાજાન !

લાંબી મુદ્દતથી આપનો તેમજ અમ્માજાનનો કાગળ આવ્યો નથી તેથી જીવ ઘણોજ ફીકરમંદ રહે છે. વળી ચાલુ મોસમમાં અંમાજાન બીમાર રહેતાં હોવાથી મને બીક લાગે છે કે, રખેને ચુપકીદીનું કારણ અંમાજાનની બીમારી ન હોય ? માટે અબ્બાજાન ! આપ વળતી ટપાલે અંમાજાનની ખેરીયત ખેરસલ્લાનો જવાબ લખો

હું જ્યારથી સ્કુલમાં આવી છું ત્યારથી ઘણાજ આનંદમાં છું અને સારી પેઠે મહેનતથી ભણું છું. અ.યાર સુધીમાં હું "મીરાતુલ ઉરૂસ" અને "તેહઝીબુન નીસવાં" ભણી ચુકી, અને કામદાની સારો પેઠે ભરી શકું છુ, અને તેના નમુના માટે લખું છું કે ગયા અઠવાડીઆમાં મેં જે ઓઢણી બેન સુરય્યા બાનુના માટે મોકલી

હતી તે મારા પોતાના હાથની ભરેલી હતી. મીસ શીલન સાહેબાં એવાં સરસ ઉસ્તાદ છે કે હું તેમની કાંઇ પણ તારીફ કરી શકતી નથી. તેઓ અમો ભણનારી બાળાઓને પોતાના પેટની અવલાદ કે નજીકની સગા કરતાં પણ વધારે હેત અને પ્યારથી ચાહે છે. વળી અબ્બા! અમારી બહુ મોહટી ખુશ નસીબીથી એક મહીનો થયાં કનીઝે ફાતમા નામની એક બાળા અમારી સ્કુલમાં દાખલ થઇ છે, અને તે કેવી ભલી અને નેક છે તે હું કાંઇ લખી શકતી નથી. ઉમર તો ઘણીજ નાહની છે પણ અબ્બા! ફારસી ઉર્દુમાં બહુજ કાબેલ છે. ખાણું તો એવું સરસ રાંધે છે કે આપણી ઘરડી અબ્બાસીખાનમ પણ રાંધી નહીં શકે. ભરત ગુંથવાના દરેક કામમાં પૂરી પ્રવીણ અને હુશીયાર છે. તેથી હવે તેણી અંગ્રેજી અને અંગ્રેજી સંગીતનું શિક્ષણ લે છે. આખી સ્કુલમાં કનીઝે ફાતમા સાથે મારે ઘાડી દોસ્તી થઇ ગઇ છે અને તેથી અબ્બા! આપ ગુસ્સે ન થાવ તો હું રજાના દીવસોમાં આપણે ત્યાં તેણીને લઇ આવું.

અબ્બા! આ વરસે અમો બધી છોકરીઓએ આખા રમઝાન મહીનાના રોઝા રાખ્યા અને કનીઝે ફાતમાએ અમોને ખુદાતાલાની ખફગીથી એટલા બધા ડરાવ્યા કે અમોએ પાંચે વખતની નમાઝ અને એક પણ રોઝો કઝા કર્યો નથી. કનીઝે ફાતમા એવી તો ભલી છે કે હું તેની કાંઇ તારીફ કરી શકતી નથી. પણ અબ્બા! જ્યારે આપ મને તેણીને લઇને ઘેર આવવાનું લખશો અને હું તેણીને સાથે લઇને આવીશ ત્યારે આપની ખાત્રી થઇ જશે.

હવે આપ વલતા ટપાલે અંમાજાનની ખેરીયતની ખબર લખો,

અને મારી વ્હાલી સુરઇયા બેગમને બહુ બહુ સલામ.

લી.
આપને ચાહનારી
દીકરી.
"સીકંદર બાનુ"

બોરડીંગ હાઉસની બીજી જાણવાજોગ હકીકત તો ઘણી છે, પણ માત્ર એટલુંજ લખવામાં આવે છે કે મીસફીલન જેવી બાહોશ બાનુની તાલીમની અસરથી અને કનીઝે ફાતમાના જાતી ઉત્સાહ તથા રાત દીવસની મહેનતથી માત્ર ત્રણ વરસની મુદતમાં કનીઝે ફાતમાએ પુર ફતેહમંદીની સાથે ઇનટરન્સની પરિક્ષા પાસ કરી અને જાણ્યામાં આખી યુનીવરસીટીમાંથી માત્ર આ એકજ મુસલમાન બાળા હતી, જેણી પહેલે નંબરે પાસ થઇ હતી. જો કે તેણી અંગ્રેજી શિક્ષણ ઇનટરન્સ સુધી લેવા પામી હતી પણ લીટરેચરમાં બી. એ. થી ઉતરે તેવી નહોતી. પીયાના વાજાં ઉપર તેણીએ એવો સરસ કાબુ મેળવ્યો હતો કે, સ્ટેશન ઉપરની બધી યુરોપીયન અને યુરેઝીયન લેડીઓ તેણીનો મુકાબલો કરી શકતી નહોતી. વળી તેણીની રીતભાત ચાલચલણ અને રહેણી કરણીથી આખા શહેરમાં તેની તારીફ થઇ રહી હતી, અને લોકો બહુજ અજાયબીની સાથે તેની હકીકત સાંભળી વીચારમાં પડતા હતા. એક યતીમ અને નિરાધાર બાળા જે મીશનની મદદથી કેળવણી લઇને પોતાના મઝહબ ઉપર કેવી રીતે પાબંદ રહી શકે છે? એ બહુ અજાયબીમાં નાંખનાર બનાવ હતો અને માત્ર કનીઝાની મઝહબી પાબંદીની શોહરત સાંભળી જે લોકો પોતાની છોકરીઓને મીશનમાં મોકલતાં

અચકાતા હતા તેઓ વગર અચકાયે મોકલવા લાગ્યા અને તેના પરિણામે છોકરીઓની એટલી બધી ભરતી થઇ ગઇ કે જગ્યાની તંગીના સબબે મીસ ફીલનને વધુ છોકરીઓને દાખલ કરવા માટે સાફ મનાઇ હુકમ કાઢવો પડયો.

કનીઝે ફાતમાની વિદ્યાર્થી જીંદગીમાં જો કે ઘણા બનાવો એવા છે કે તેના જાણવાથી આનંદ થાય છે, પણ સઉથી વધુ આનંદનો બનાવ લેફટેનન્ટ ગવરનર બહાદુરની લેડી, લેડી ટામસન સાહેબાએ પોતાના હાથે ઇનામ વહેંચ્યાં હતાં તે હતો. એમના દર વરસે ઇનામના મેળાવડાઓમાં કનીઝે ફાતમા પહેલા નંબરે ઇનામ લેતી હતી પણ આ વરસે આખી યુનીવરસીટીમાં પહેલે નંબરે પાસ થનારને ગવર્નમેન્ટ તરફથી પાંચસો રૂપીઆ ઇનામ મળનાર હતું.

આ વરસે આખી યુનીવરસીટીમાં કનીઝે ફાતમા પહેલા નંબરે પાસ થએલી હોવાથી પાંચસો રૂપીઆનું ઇનામ તેણીને મળનાર હતું. ઇનામના માટે ફેબ્રુઆરી મહીનાની છવીસમી તારીખ મુકરર થઇ હતી અને તે દીવસે લેડી ટામસન સાહેબાએ પોતાની હાજરીમાં પોતાના હાથે ઇનામ આપવાનું કબુલેલું હતું. તેથી સ્કુલમાં ભણતી બધી છોકરીઓએ પોત પોતાના માબાપોને લખી સારાં સારાં લુગડાં મંગાવ્યાં હતાં પરંતુ કનીઝે ફાતમા પોતાના ગરીબી લીબાસમાંજ આનંદ માનતી હતી. મીસ ફીલનની મહેરબાનીથી મીશનની તરફથી જે સાદાં લુગડાં મળતાં હતાં તેજ કનીઝે ફાતમાનો ઉંચો પોશાક હતો. કનીઝે ફાતમાને પોતાની નિરાધારીનો કુદરતી રીતે રંજ હતો તોપણ પોતાની વાતચીત કે રીતભાતથી કોઇપણ દીવસે એવું જાહેર કર્યું નહોતું. ઇનામના જલસાને પાંચ દીવસ બાકી

હતા અને કનીઝે ફાતમા પોતાના ઓરડામાં બેસી મરહુમ મહારાણી વીકટોરીયાનું જીવન ચરિત્ર વાંચી રહી હતી. એટલામાં એક ઘરડી ડોસી તેના ઓરડામાં દાખલ થઇ. જેને જોતાંજ કનીઝે ફાતમા પોકારી ઉઠી.

અરે શુબરાતન! તું અહીં ક્યાંથી?"

"બીબી! જે દીવસે તમે સરીપુરથી ગયાં છો, તેજ દીવસથી હું તમારી શોધમાં ફરૂં છું. કાનપુરમાં શોધ કરતાં ભોગજોગે નવાબ મેહમુદ હસનખાનથી ખબર મળી કે તમે આ મદરેસામાં મીસ સાહેબાની પાસે ભણો છો અને અહીંજ રહો છો તેથી તમને જોઇ મારી આંખોને ટાઢક આપવા માટે આવી છું, હાય! હાય! બીબી! તમોને જોવા માટે હું કેટલી બધી બેચેન હતી."

"મામા સુબરાતન! તું આવી તો ભલે આવી, પણ" કનીઝા લગાર વીચાર કરતાં બોલી "પહેલાંની પેઠે કોઇ બેહુદા વાત તો કરીશ નહીં?"

"નહીં બીબી, ખુદા તે દીવસના માટે મને જીવતી ન રાખે સુબરાતન બોલી "તમારા જવા પછી શીસપુરમાં તો બધો મામલો બગડી ગયો, વાણીઆએ બવા રૂપીયા પચાવી પાડયા. ઝહુરોખાનમ ઉસ્તાનીએ બધાં ઘરેણાગાંઠાં ચોરી લીધાં તેથી મોહમ્મદ રહેમાનના હાથમાં તો માત્ર રહેવાનુ મકાનજ આવ્યું."

"ઓ ખુદા! હું તારો કેટલો બધો આભાર માનું" કનીઝાએ આસમાન તરફ હાથ ઉઠાવતાં કહ્યું "ખરેખર તેં મારો પુરેપુરો બદલો લીધો."

"પણ બીબી ! તમારા લુગડાં મારી પાસે છે તે લઇને તમારી પાસે આવી છું" આટલું કહી શુબરાતને કનીઝાના જુનાં લુગડાંની ગાંસડી તેના પગો આગળ મુકી દીધી જે જોઇ કનીઝાએ કહ્યું.

"શુબરાતન ! તારી મોહબ્બતથી મને બહુજ ખુશી થઇ પણ હવે આ સારાં લુગડાં મારા કામના નથી. કેમકે હવે હું પહેલાં કરતાં મોહટી થઇ ગઇ છું તેથી તારા ધ્યાનમાં આવે તેવી રીતે આ લુગડાંનો ઉપયોગ કર."

"પણ બીબી ! મેં તમોને નહાનપણુમાં પાળીપોષીને મોહટાં કર્યાં છે અને તમો મારી ગોદમાંજ ઉછરેલાં છો, માટે હવે મને પોતાની પાસેથી જુદી ન કરો."

"પણ શુબરાતન ! હું પોતેજ અહી મીસ સાહેબાની મોહતાજ બનીને રહેલી છું તો ફરી તને તો ક્યાંથી રાખી શકું ? અને વળી મારી પાસે એટલી પુંજી નથી કે તને પગાર આપીને રાખું પણ હું થોડા દીવસમાં અહિંથી જનાર છું, તે વખતે તને જરૂર મારી પાસે રાખી લઇશ."

આટલું કહી કનીઝાએ પોતાની જુની નોકર શુબરાતનને ખાણું ખવરાવ્યું અને એક ચાંદીની ચુડી ઇનામમાં આપી રૂખસ્ત કરી પણ તેણી થોડીજ દુર ગઇ કે ફરી કનીઝાએ તેને બોલાવીને પુછ્યું,

"તેં આવતાંની સાથે કોનું નામ લીધું હતું ? અને તને કોણે મારૂં ઠેકાણું બતાવ્યું ?"

"પેલા નવાબ મેહમુદ હસને જેમની મોહટી હવેલી છે અને જેમને ત્યાં મારો છોકરો નોકર છે, તેમણે તમારૂં ઠેકાણું બતાવ્યું, અને બીબી! તેઓ તો બીચારા તમારી પાછળ દીવાના જેવા બની ગયા છે પણ હું કાંઇએ કહી શકતી નથી."

"ઠીક, જા" લગાર હસીને કનીઝા બોલી "તારા ન બોલવામાંજ નવ ગુણ છે.

શુબરાતન વીદાય થઇ તે બાદથી કનીઝા વાંચવામાં ગુંથાઇ અને છેક સાંજે જ્યારે મીસ ફીલન બોરડીંગ હાઉસમાં આવી ત્યારે તેણીના બોલાવવાથી ચોપડી હાથમાંથી મુકી મીસ ફીલનની પાસે ગઇ. એટલે મીસ ફીલને હસતા ચેહરે શેકહેન્ડ કરી પોતાની પાસેની ખુરસી ઉપર બેસાડતાં કહ્યું.

"કનીઝા, હું તમોને મુબારકબાદ આપું છું કે, આખા યુનીવરસીટીમાં તમે એકલાં પહેલાં નંબરે પાસ થએલા હોવાથા નામદાર ગવર્નમેન્ટ તરફનું ઇનામ તમને મળશે. અને તે ઉપરાંત આજે આ શહેરના આગેવાન નવાબ મેહમુદ હસનખાન મારી પાસે આવ્યા હતા. જેઓ એક સોનાનાં કડાંની જોડ તમોને ઇનામ તરીકે આપવા માટે મને આપી ગયા છે."

"નહીં, મીસ સાહેબ" કનીઝા ધડકતી છાતીએ બોલી "હું નવાબ સાહેબનું ઇનામ નહીં લઉં."

"નહીં તમોને લેવું પડશે" મીસ ફીલને કહ્યું "અને જરૂર લેવું પડશે. કેમકે તેઓએ આ ઇનામ કાંઇ તમોને ખાસ કરીને આપ્યું નથી, પણ જેબી કોઇ યુનીવરસીટીમાં પહેલે નંબરે

પાસ થાય તેને આપવા માટે આપેલું છે વળી તે સ્કુલને આપેલું હોવાથી તમોને લીધા વીના છુટકો નથી. નવાબ સાહેબ પોતે ઘણા ખાનદાની, ભલા અને કેળવાયેલા નવજવાન છે. તેથી તેમના તરફથી આ ઇનામ નીકળેલું હોવાથી હું ઘણીજ ખુશી થઇ છું."

આ સાંભળી કનીઝાની આંખો નીચી નમી ગઇ અને ત્રણ વરસ પેહલાં નવાબ સાહેબની સાથે જે બનાવ બન્યો હતો તે બનાવ નજરે આગળ ભમવા લાગ્યો. અને ખરી વાત પણ આ છે કે નવાબ મેહમુદ હસનખાનની સાચી મોહબ્બત અસર વિનાની ન નીકળી કેમકે કનીઝાના દીલમાં પણ નવાબ સાહેબની મોહોબતે જગ્યા કરી લીધી હતી.

છેવટે મોહટા ઇન્તેઝારની વચ્ચે ફેબ્રુઆરીની છવીસમી તારીખ આવી પોંહચી. સવારથી સ્કુલના મકાનને લાલ પીળા વાવટા તોરણોથી શણગારવા માંડ્યું. અને સાંજના ચાર વાગ્યા પેહલાં તો તે મકાન એક દુલહનની પેઠે બની ગયું. આજનો જલસો માત્ર બાનુઓના માટે હોવાથી પરદાના પુરા બંદોબસ્તની સાથે આગેવાન ઇસ્લામી બાનુઓએ હાજરી આપી અને સ્ટેશન ઉપરની સઘળી લેડીઓ પણ પધારી પીયાના ઉપર કનીઝે ફાતમા પોતે બેઠી હતી અને તેણી આજે પોતાનો પીયાના ઉપરનો કાબુ આખા જલસાને બતાવનાર હતી. મેળાવડાના બરાબર ટાઇમ ઉપર લેડી ટામસન પધાર્યાં, અને તે બાદ તેઓએ કનીઝે ફાતમાને પાનસો રૂપીઆની નોટ અને સોનાનાં કડાની એક જોડ ઇનામ તરીકે આપી. લેડી ટામસને મજકુર બંને વસ્તુઓ આપતી વખતે કનીઝાને સંબોધા નીચલું ભાષણ આપ્યું.

"મીસ કનીઝે ફાતમા! મારી જીંદગી દરમ્યાન આજના જેવો ખુશાલી ભર્યો બીજો દીવસ ભાગ્યેજ આવ્યો હશે, મેં પોતે જો કે હીંદુસ્તાનમાં સ્ત્રી કેળવણી માટે બહુ બહુ કોશીશો કરી છે અને આવાં ઇનામો વ્હેંચવાના મેળાવડાઓમાં જવાનો ઘણી વખતે પ્રસંગ મળ્યો છે પણ આજે તમોને જોઇ મને જે ખુશાલી થઇ છે તેવી ખુશાલી કોઇપણ વખતે થઇ હોય એવું મારી જાણમાં નથી. તમે એક આલીખાનદાનનાં કેળવાયલાં બાનુ છો અને અત્યારે તેમોએ પોતાનો પીયાના ઉપરનો જે સરસ કાબુ બતાવ્યો છે તે સાંભળી મને યાદ નથી પડતું કે, મેં મારી જીંદગી દરમ્યાન એવી સરસ રીતે કોઇપણ બાનુને વગાડતી સાંભળી હોય. આ માટે ખરેખર હું તમોને તથા તમારી ઉસ્તાદ મીસ ફીલનને અંતઃકરણથી મુબારક બાદ આપતાં ખુદાની દરગાહમાં દોઆ ગુજારૂં છું કે તમારી બીજી બેહનો તમારી નકલ કરી કેળવણીના મીઠાં ફળોથી ફાયદો ઉઠાવે.

નામદાર સરકાર તરફથી પુરૂષવર્ગને કેળવવા પાછળ બહુ મોહટું ખર્ચ કરવામાં આવેલું છે. પણ સ્ત્રીઓના કેળવવા તરફ પુરતું ધ્યાન આપવામાં આવેલું નથી. એ જોઇ મારે દીલગીરી ઉપજે છે. કેમકે જેટલો હક પુરૂષોનો છે તેટલોજ હક સ્ત્રીઓનો પણ છે, તો ફરી સ્ત્રીઓના વાસ્તે કેમ ગફલત કરવામાં આવી છે? તે કાંઇ સમજાતું નથી. અત્યારે મને આ સાંભળી ઘણીજ દીલગીરી થઇ કે તમે બહુજ થોડા વખતમાં આ સ્કુલને છોડનાર છો અને વધુ દીલગીરી એટલા માટે થઇ કે તમારી પૈસા સંબંધી સ્થીતી બહુજ નબળી છે. તોપણ મીસ કનીઝા! હું તમોને કહ્યા વગર રહી શકતી નથી કે, તમોએ મીસ ફીલન જેવી બાહોશ ઉસ્તાની પાસેથી જે દોલત પ્રાપ્ત

કરી છે તેને સલામતીની સાથે ખર્ચ કરજો અને નીતી તથા સચ્ચાઇ કે જેમાં તમે પુરેપુરી નામના મેળવી છે, તેને પોતાના હાથમાંથી કદીએ જવા દેશો નહીં, વળી મને પોતાને તમો તમારી એક મીત્ર દાખલ સમજી જરૂરરના સમયે યાદ કરશો તો હું મારાથી બનતી કોશીશે તમને મદદ આપ્યા વિના નહીં રહું. હવે હું મારૂં બોલવું પુરૂં કરવા પહેલાં તમોને બીજી વખતે મુબારકબાદ આપી નવાબ મેહમુદ હસનખાન બહાદુરનો પણ આભાર માનું છું કે, જેઓએ માત્ર હમદર્દીના સબબે કીંમતી ઇનામ આપવાની ઉદારતા બતાવી છે અને જે ખુશનસીબીથી તમોને મલ્યું છે.”

લેડી ટોમસને પોતાનું ભાષણ પુરૂં કરી પોતાના હાથે કનીઝાને સોનાનાં કડાં પહેરાવ્યાં અને તે બાદ લગભગ અર્ધો કલાક સુધી ખાનગી હકીકત પુછતાં રહ્યાં. ઇનામનો જલસો પુર ફતેહમંદીની સાથે પુરો થયો અને આવેલા પરોણા રીફ્રેશમેન્ટ લઇને વીદાય થયા. એટલે સ્કુલની બધી છોકરીઓએ કનીઝે ખાતમાને મોહટા ઉત્સાહની સાથે મુબારકબાદી આપી જેનો કનીઝાએ ઘટતા શબ્દોમાં ઉપકાર માન્યો.

જલસાના બીજે દીવસે સહવારમાં કનીઝા મીસ ફીલનના બંગલામાં ગઇ અને ત્યાં મીસ ફીલનની સાથે નીચલી વાતચીત થઇ.

“મીસ સાહેબ! હું અત્યારે આપની પાસે એક વસ્તુ લેવા આવી છું. પણ” કનીઝાએ કહ્યું “આપ પાકો વાયદો કરો તો કહું.”

“પ્યારી કનીઝા!” મીસ ફીલને જવાબ આપ્યો “મારી વસ્તુઓ તમારીજ છે અને તેના આપવામાં લગારે આનાકાની નહીં થાય માટે ખુશીની સાથે માગો.”

"મને પાંચસો રૂપીઆની જે નોટ ઇનામમાં મળી છે તે હું ગરીબ બાળાઓને સ્કોલરશીપ આપવા માટે આપને વચન આપવા માગું છું."

"ઓહ કનીઝા!" મીસ શીલન હર્ષાવેશમાં પોકારી ઉઠી "તમે કેટલાં બધાં ઉદાર છો? તમારી કયા શબ્દોમાં તારીફ કરૂં? ખરેખર તમે ઉચ્ચાં કુળવંત બાનુ છો, પણ હું કોઇબી રીતે આ નોટ કબુલી શકતી નથી. કેમકે તમે માત્ર બે મહીનામાંજ સ્કુલ છોડનાર છો તે વખતે તમને રૂપીઆની ઘણી જરૂર પડશે માટે રહેવા દો. માત્ર તમારી આ ઉદારતાજ સાબેત કરી આપે છે કે તમે તમારી બેહ-નોના માટે બહુ કાળજી રાખો છો."

"નહીં મીસ સાહેબ! આપ વાયદો કરીને ફરી ગયા" કનીઝા આંખમાં આસુઓ લાવી બોલી "શું હું ગરીબ છું તેથી આપ આપના વાયદાથી ફરો છો? પણ આપને એમ કરવું ન જોઇએ. હું ખરેખર ગરીબ છું પણ મારૂં દીલ ઉદાર છે તેથી આપને આ નોટ લેવીજ પડશે."

કનીઝા અને મીસ શીલનમાં ઘણીવાર રકઝક થવા બાદ ઘણીજ લાચારીએ મીસ શીલને પાંચસો રૂપીઆની નોટનો સ્વીકાર કરી આભાર માન્યો અને તેના બીજેજ દીવસે શહેરના તેમજ બહારના બધાં વર્તમાન પત્રોમાં કનીઝાની મજકુર ઉદારતાના લાંબા લાંબા આર્ટીકલો પ્રગટ થયા અને તેમાં કનીઝા જેવી નિરાધાર બાળાની ઉદારતાનું વર્ણન કરી પેસાદાર કંજુસોને સારી પેઠે શરમાવ્યા હતા.

સ્કુલ છોડવાના સમયમાં કનીઝાને થીએટર એટલે નાટકનો

બહુજ શોખ લાગ્યો હતો, તેથી તેણીએ શેકસપીયર અને બીજા મહાન નાટક કર્તાઓના અંગ્રેજી નાટકો વાંચવા માંડયાં જેના પરિણામે તેણી નાટકના શોખમાં બહુજ લીન બની ગઇ. શેકસપીયર કવીના કુલ નાટકો તેણીના મોહડે થઇ ગયાં હતાં. જો કે તેણીને કોઇ વખતે એકટર કરવાનો મોકો મળ્યો નહોતો, પણ એક એક્ટ્રેસમા જેજે ઉમંગો અને જોશની જરૂરત હોય છે તે બધો ઉમંગ અને જોશ કનીઝામાં કુદરતી રીતે મોજુદ હતો. :કનીઝાને થીએટરના શોખ તરફ ફેરવવામાં મીસીસ ચીમેનને બહુ મોહટો હાથ હતો. મીસીસ ચીમેન એક નાટક કંપનીની મેનેજર હતી અને જેણી મીસ ફીલનના બંગલાની પાસે રહેતી હોવાથી કનીઝાની દરરોજ મુલાકાત લેતી હતી. મીસ ફીલન નાટકના શોખને વખોડી કાઢતી હોવાથી કનીઝાને દર વખતે નાટકના શોખથી દુર રહેવા માટે શીખામણ આપતી હતી, પણ કનીઝાને નાટકનો પુરેપુરો લભ લાગી ગએલો હોવાથી મીસ ફીલનની રૂબરૂ યસ યસ કરતી પણ અંદર ખાનેથી નાટકની દીલદાદી બની ચુકી હતી. કનીઝા સ્કુલ છોડતી વખતે પંદર વરસની પુરી સમજદાર બાળા હતી અને તેણીની સાથે કેટલીક ભણતી છોકરીઓ પણ સ્કુલને છોડનાર હતી. સીકંદર બાનુએ તો કનીઝાની સાથેજ સ્કુલ છોડવાનો પાકો વીચાર કરી લીધો હતો.

મીસ ફીલનને કનીઝાની જુદાઇ બહુજ દુઃખદાયક લાગતી અને તેટલાજ માટે મીસ ફીલને ઘણી વખતે કનીઝાને સ્કુલમાં સારા પગારે નોકર રાખી લેવા માટે કહ્યું હતું, પરંતુ કનીઝાએ મોહટા આભારની સાથે સ્કુલની નોકરી ન કરવા માટે જવાબ આપ્યો હતો. આ ઉપરથી એક દીવસે મીસ ફીલને પુછ્યું.



"કનીઝા ! તમે તો કહો છો કે જગતમાં મારૂં કોઇ સગું વ્હાલું નથી તો ફરી સ્કુલ છોડીને કયાં જશો ?"

"જ્યાં ખુદા લઇ જાય" કનીઝા દીલગીર થતાં બોલી "કેમકે મારા પીતાની કેટલી મીલકત છે તે પણ મને ખબર નથી અને વળી સગા સંબંધીઓમાં પણ કોઇ નથી. તેથી હાલ તરત તો સીકંદર બાનુની સાથે તેમના ઘેર જાઉં છું અને ફરી ત્યાંથી કયાં જઇશ તેની ખબર આપને આપતી રહીશ."

છેવટે કનીઝે ફાતમાનો સ્કુલ છોડવાનો દીવસ આવી પહોંચ્યો કનીઝાની સાથે સીકન્દરબાનુ મુખલીસા બેગમ અને અખતરૂન્નીસાએ પણ સ્કુલ છોડી અને મોહટી રડાપીટ વચ્ચે ચારે બાળાઓએ મીસ ફીલન અને સ્કુલ તથા સ્કુલની બીજી બાળાઓને છેલ્લી સલામ કરી. અખતરૂન્નીસા ફીરોઝપુર ગઇ જ્યાં તેના પીતા ડીપ્ટી શોકતહુસેન સાહેબ ડીપોટી કલેકટર હતા. અને મુખલીસા બેગમ નવાબ મુકરરિમુદ્દવલા ને ત્યાં ગઇ. કનીઝે ફાતમા તથા સીકન્દરબાનું રાજા મુનવરઅલી સાહેબને ત્યાં આવી.

અમે આ લખતાં તો ભુલીજ ગયા કે મીસ ફીલને કનીઝાને વિદાય થતી વખતે એક સોનાની ઘડીઆળ સોનાની ઝીણી સાંકળી સાથે યાદગીરી માટે આપી, જે કનીઝાએ પોતાની આખી જીંદગી સુધી પોતાની પાસે રાખી.



# નવાબ મેહમુદ હસનની બેચેની.

નવાબ મેહમુદ હસનખાન કાનપુરના આગેવાન નવાબી ખાનદાનના નબીરા હતા, એ વાત અમારા વાંચકો અગાઉ જાણી ચુકયા છે. તેઓના પીતા આશરે પંદર હજાર રૂપીઆની વાર્ષિક આવકની જાગીર મુકી મર્ણ પામ્યા હતા અને તે મીલકતનો વહીવટ તેમની મા શમસુન્નીસા બેગમના હાથમાં હતો. શમસુન્નીસા બેગમ લગભગ સાઠ વરસની ઉમરના અને છેક પુરાણા વિચારનાં હતાં. સ્ત્રી કેળવણીનાં તેઓ કટા શતરૂ અને છોકરાઓ અંગ્રેજી લીબાસ પેહરે તેના સખત વિરોધી હતાં. વળી તેઓ કમ દરજ્જાના માણસોની સાથે વ્યવહાર રાખવામાં પણ સખત નારાજ અને તઅસ્સુબ ધરાવતા હતા. અને તેટલાજ કારણથી મેહમુદ હસનખાનની એટલી મજાલ નહોતી કે તેઓ પોતાના કોઇ ભાઇબંધ દોસ્તદારને ઘેર ઉપર બોલાવી શકે.

એમાં લગારે શક નથી કે મેહમુદહસનખાન આડોસપાડોસના બે ચાર છોકરાઓની સોબતમાં પડી નાચ મજરાના શોકીન બની ગયા હતા. પણ તે સીવાય બીજી કોઇ બદચલનીમાં પડયા નહોતા. જો કે પૈસા ટકા સંબંધી કોઇ વખતે પણ તસ્દી ઉઠાવવાનો વખત આવ્યો નહોતો. તેમજ લુગડાં લત્તા પણ સારામાં સારાં અને ઉંચાં મળતાં હતાં. તથા ગાડી ઘોડા વીગેરે બધી વાતનું સુખ હતું પણ મેહમુદ હસનખાન સ્વભાવિક રીતે કુચાલને ધીક્કારનાર હતા. અને તેથી ઘણીજ નાહાની વયમાં બી. એ. સુધી અભ્યાસ કરી શકયા હતા.

ચામસુન્નીસા બેગમે પોતાના દીકરાનાં લગ્ન માટે અત્યાર સુધી કાંઇ પણ બંદોબસ્ત કર્યો નહોતો કારણ કે આખી દુન્યામાં તેમને કોઇ પણ છોકરી પોતાના દીકરાને લાયકની જણાઇ નહીં. મોહટી મોહટી અમીરઝાદીઓ અને નવાબની દીકરીઓ તેમના મનથી ફુવડ અને બદસુરત જણાતી હતી. તેજ સબબે નવાબ મેહમુદ હસનખાન હજુ સુધી કુંવારા રહેવા પામ્યા હતા. અને તેથી તેઓ કનીઝે ફાતમાને જોતાં તરતજ ફરેફ્તા થઇ ગયા. જ્યારે કનીઝા નવાબ સાહેબની પાસેથી વીદાય થઇ ત્યારે તેઓએ પોતાના પાસબાનોની સાથે નીચલી વાતચીત કરી.

" વલ્લાહ ! આવી પરીઝાદ મારા જોવામાં આવી નથી. "

" બેશક હુઝુર " બન્નુસાહેબ નામના ચાપલુસીએ કહ્યું " જાણે વીજલી ન ચમકી હોય ? શું તેની ઝડપ, જોતજોતામાં સ્વપ્નાની પેઠે આવી અને ચાલી ગઇ. "

" ખરેખર એમજ થયું " બીજા ચાપલુસી મીરઝા કલ્લને ટેકો આપતાં કહ્યું.

" તુર્ફા ગુલ ઇસ ચંમન મેં ફુલા થા
કોઇ પરદેશી રાહ ભુલા થા "

" જો અમ્માજાન પણ જોઇ લેત તો જરૂર પસંદ કર્યા વિના રહેત નહીં " નવ્વાબ સાહેબ બોલ્યા.

" અરે ! અમ્માજાન તો શું જે કોઇ જોઇ લેત તે પસંદ કર્યા વિના રહેત નહી " મીરઝા કલ્લને ટેકો આપ્યો.

" ત્યારે ફરી શું કરવું ? " નવ્વાબે કહ્યું " હું તો તેને જો-

તાંજ એકદમ આશક થઇ ગયો છું. તેના વિના મારી જીંદગી ધુળ છે."

"હજુર!" બન્નુસાહેબ લગાર હસીને બોલ્યો "આપના જેવા સમજદાર આવી રીતે કહે તે મુનાસબ નથી, કોણ જાણે તે કયા ભીખારીની છોકરી હતી, તેના હસબ નસબની પણ ખબર નથી. તેનાં લુગડાં લતાંથી જણાતું હતું કે, તે કોઇ રખડતી ભટકતી છોકરી હતી તો ફરી એવી ઉઠાઉ ચુલાથી મોહોબ્બત અને આશકી કેવી! એક શાયરે બહુજ ખરૂં કહ્યું છે.

"મુસાફર સે કરતા હે કોઇ ભી પીત
મસલ હે કે જોગી હુવે કિસ્કે મીત."

તેના હસબ નસબ માટે તો કાંઇ શક રહ્યોજ નથી કેમકે તેના ચેહરા ઉપરથી જણાતું કે તે કોઈ આલી ખાનદાની અમીરની છોકરી છે. ખાનદાની સીવાય બીજીની એટલી હીમતજ ન હોય કે તે આવી દીલેરીથી વાત કરી ભણવા તરફ પ્રીતી દેખાડે, માટે મને તો યકીન છે કે તેણી કોઇ મોહટા કુળવંતની દીકરી હતી. અને તેથી હું આજે મારા દીલમાં પાકો વિચાર કરી લઉં છું કે, પરણું તો તેનેજ. નહીં તો આખી જીંદગી કુંવારા રહીને ગુજારી દઉં. કહેવત છે કે "જોયંદા યા બંદા" તેવી રીતે હું પણ મારાથી બનતી કોશીશ કરી તેણીનો પતો મેળવીશ."

"અરરર, હુઝુર, આ શું! આટલું બધું?" મીરઝા કલ્લન બોલ્યો. "આપના જેવા ખાનદાની આવી વાતો કરે તે છાજે? કયાં આપની શાન અને કયાં તે ભીખની માગનારી! એક વખતે ચાંદનો કટકો પણ આકાશમાંથી ઉતરીને આવે અને તે આપની

શાનને લાયક ન હોય તો આપે તો તેને આંખ ઉઠાવીને પણ જોવું ન જોઇએ.

" નહીં તેની શાનમાં એવું ન બોલ " નવ્વાબ સાહેબ ઇશ્કના નીશામાં બોલ્યા.

" ગરચે બદનામીસ્ત નિઝદે આકેલાં
મા નમી ખ્વાહેમ નંગો નામરા."

જાવ, ખુદાના! વાસ્તે જાવ અને તે મારા મનના માલેકની ખબર કાઢો. હાય! તે વખતે મને એટલી પણ શુદ્ધ ન રહી કે તેનું નામ ઠેકાણું પુછી લઉં. "

" હુઝુર અમે તો આપના ગુલામ છીએ. પણ " બન્નુ અને કદ્દુને કહ્યું " બેગમ સાહેબને ખબર પડશે તો અમારા બાર વાગ્યા વિના નહી રહે. "

" શું તમે એમ કહો છો કે અમ્માજાનની બીકથી હું આ વીચારને તજી દઇશ? નહીં એમ કદીએ નહી બને, હું તેણીને જરૂર મારા મનની માલેક બનાવીશ. અને અમ્માજાન શા માટે નારાઝ થશે! શું તેણી કોઇ હુમદારી કે નીચની છોકરી છે? નહીં તેણી તો કોઇ ખરા ખાનદાનમાં અવતરેલી હોય તેમ જણાય છે. "

" બાલાએ સરશ ઝે હોંશ મન્દી
મી તાફ્ત સિતારએ બુલન્દી "

" હુઝુર અમે તો તાબેદાર છીએ અને હુઝુરની જાંનીસારી નો દમ ભરીએ છીએ. પણ ફરી પાછળથી એમ ન થાય કે બધા

બદનામી અમારા માથે આવી પડે, અને અમે બેગમ સાહેબની રૂબરૂ બેઆબરૂ ન બનીએ."

"નહીં એ વાતનો હું જુમ્મેદાર છું."

આ વાતચીત થવા બાદ મીરઝાકલ્લન અને બન્નુ બંને જણા કનીઝાની શોધમાં નીકળ્યા. કાનપુર જેવા મોહટા શહેરમાં કોઇ પણ માણુસને શોધી કાઢવાનું કામ બહુજ મુશ્કેલ હતું તો પણ તે બંને જણાઓએ કાનપુરની ગલીએ ગલી શોધી નાંખી પણ કનીઝાનો ક્યાંએ પતો લાગ્યો નહીં. કનીઝાની શોધમાં જેમ જેમ દીવસો વીતવા લાગ્યા. તેમ તેમ નવાબ મેહમુદ હસનની બેકરારી વધવા માંડી. દરરોજ તેઓ કનીઝાની યાદમાં બેચેન બનીને આંમ તેમ ભટકવા લાગ્યા. પણ પતો ન લાગતો હોવાથી વધુને વધુ બેકરાર બની તેણીના ઇશ્કમાં દ્રઢ થયા હતા. જ્યારે કલ્લન અને બન્નુએ કનીઝાનો પતો ન લાગવાની ખબર આપી અને બન્નુએ તેઃ પોતાના ખીસામાંથી નવો બુટટો ઉઠાવી કહ્યું કે મેં સ્ટેશન ઉપર ખબર કાઢી તો જણાયું કે કનીઝાના જેવીજ એક બાળા આગ્રાની ટીકીટ લઇને રેલવેમાં સવાર થઇ છે. ત્યારે :આ સાંભળતાંજ નવ્વાબ સાહેબ આગ્રા જવાને તૈયાર થઇ ગયા. પણ ફરી કલ્લન અને બન્નુના સમજાનવાથી જવાનો ઇરાદો માંડી વાળ્યો. મીરઝાકલ્લને આગ્રા ન જવા માટે સમજાવતાં કહ્યું હતું કે "સરકાર! જો આપના ઇશ્કમાં સચ્ચાઇ અને અસર હશે તો કનીઝા સાત સમુદ્ર પાર હશે તો પણ ખેંચાઇને અહીં આવ્યા વીના નહીં રહે." મેહમુદ હસનને આ વાતથી લગાર આશા બંધાઇ પણ તેમની બેકરારીમાં લગારે ફેર પડયો નહીં.

એક દીવસે નવાબ મેહમુદ હસનખાન કાનપુરના કલેકટર સાહેબની પાસે ગયા ત્યાં વાત ઉપરથી વાત નીકળતાં કલેકટર સાહેબે કહ્યું.

'વેલ નવાબ સાહેબ! ટુમ સુના? મીસન સ્કુલમેં એક બોટ ઉમડા હોશીયાર લડકી આયા હે, અયસા કલ રાટકો મીસ ફીલન સાબ બડા ટારીફકે સાઠ બોલા ઓર બોલા કે વો બડા ખાનદાનકા લરકી હય."

"અને સાહેબ તે શી નાતે છે?" મેહમુદ હસને બહુજ આતુરતાથી સવાલ કર્યો.

"ઓ કીસી નવાબ કા લરકી હય ઓર મુસલમાન હય." કલેકટર સાહેબે પોતાની સુધીયાની ઉરદુમાં કહ્યું" ઓર નવાબ સાબ! બોટ અચ્છા લરકી હય, જીસકા મીસ સાબ બોટ ટારીફ બોલા."

આ સાંભળી મેહમુદ હસનને તરતજ કનીઝાનો વિચાર આવ્યો તેથી બોલ્યો.

"સાંહેબ હવે હું રજા લઉં છું."

"નહીં બેથો, અભી હમારા હાઝરીકો બડા ડેર હે."

"નહીં અત્યારે તો રજા લઉં છું પણ ફરી બીજી વખતે હાજર થઇશ."

"અચ્છા ગુડ મોરનીંગ."

જો કે કલેકટર સાહેબને મોહમુદહસનની જવા માટેની જલદી લગાર નાપસંદ આવી, પણ નવાબ મેહમુદહસન તે વખતે પોતાની

શુદ્ધીમાં નહોતા, તે વખતે તો તેઓ કનીઝાના વિચારોમાં લીન બની ગયા હતા, અને તેણીને મળવાની ખુશીમાં સમાતા નહોતા. તેઓ કલેકટરને ત્યાંથી સીધા મીસ ફીલનને બંગલે ગયા અને પોતાનું કાર્ડ નોકરને આપી મીસ ફીલનને મોકલ્યો, જે ઉપરથી મીસ ફીલને અંદર બોલાવ્યા, જ્યારે મેહમુદ હસન મીસ ફીલનના રૂમમાં દાખલ થયા ત્યારે મીસ ફીલને આવકાર આપતાં કહ્યું.

"પધારો નવાબ સાહેબ! આપ ઘણા દીવસ પછી મળ્યા જાણ્યામાં મી. જોન્સનવાળી ગાર્ડન પાર્ટી પછી આજેજ મેલાપ થયો

જી હા, મને ફુરસદ બહુજ ઓછી મળતી હતી.

"હું અત્યારે આપે બી. એ. ની પરીક્ષાં પાસ કરી તથા હાઇ કોર્ટમાં વકીલાત કરવાની સનદ મેળવી તે માટે મુબારકબાદી આપું છું."

"થેંક્સ" નવાબ સાહેબ ધીરજ ખોઇ દેતાં બોલ્યા. "અત્યારે કલેકટર સાહેબ કહેતા હતા કે આપની સ્કુલમાં એક નવી છોકરી આવી છે તે શું ખરી વાત છે?"

"હા, કનીઝે ફાતમા."

"હા એજ નામ!" મેહમુદહસન અધીર પણાથી પોકારી ઉઠ્યા "કેવું પ્યારૂં અને સુંદર નામ છે! હા હાં, એજ કનીઝે ફાતમા! કનીઝે ફાતમા!"

"શું આપ કનીઝાને ઓળખો છો?" મીસ ફીલન અજબ થતાં બોલ્યાં.

"નહીં, પણ તેની તારીફ સાંભળી છે"



"તેણી બહુ મોહટી ખાનદાની છે, અને આઉધના મોહટા રઇસ નવાબ બકાઉલ્લાખાન બેહાદુરની દીકરી છે, પણ આજકાલ બહુજ તંગ હાલતમાં આવી પડી છે."

"તો ફરી તેણી આપની સ્કુલમાં કેવી રીતે રહી શકશે?"

"તેનું બધું ખરચ મીશન તરફથી મળશે."

"શું હું તેણીને મળી શકું છું?"

"નહીં. જો કે મીસ કનીઝાને પરદાનો વધારે ખ્યાલ નથી તો પણ મારી સ્કુલમાં કાયદો છે કે જવાન લેડી કોઇ પણ જેન્ટલમેનથી મળી શકતી નથી. તેથી લાચાર છું."

"ઠીક" નિશ્વાસ નાંખતાં મેહમુદહસન બોલ્યા.

"નવાબ સાહેબ! હું જોઇ રહી છું કે આપ આ વાતમાં બહુજ ઇનટ્રેસ્ટ લઇ રહ્યા છો" મીસ ફીલને અજબ થઇને કહ્યું. "જાણવામાં આપ કનીઝાને ઓળખો છો."

"નહીં હું તેણીને બીલકુલ જાણતો નથી" મેહમુદહસન વિચાર કરીને બોલ્યા "પણ મારી એક દરખાસ્ત છે તેને મહેરબાનીની રાહે કબુલ કરી મને આભારી બનાવો."

"તે શું છે?"

"હું ઇચ્છું છું કે કનીઝે ફાતમા જ્યાંસુધી આપની સ્કુલમાં કેળવણી પામે ત્યાં સુધીનો તેનો બધો ખરચ હું મારા માથે ઉપાડી લઉં, પરંતુ હું સારી પેઠે જાણું છું કે કનીઝે ફાતમાને મારા નામની ખબર પડી જશે તો તેણી કોઇ કાળે પણ અહીં રહેવું પસંદ કરશે

નહીં માટે આ વાતની આપણા બંને સીવાય ત્રીજાને ખબર પડે નહીં."

"ઓ નવ્વાબ સાહેબ" ખુશીના આવેશમાં મીસ ફ્રીલન બોલી 'કેટલી બધી મહેરબાની ! પણ હું ખાસ કનીઝે ફાતમાના નામથી જે રકમ આપશો તે લઇશ નહીં, હા એમ મીશનને જેટલી મદદ આપશો તે બહુ મોહટા આભારની સાથે સ્વીકારીશ."

આ વાતચીત થવા પછી નવાબ સાહેબ ખુશી ખુશી થતા ઘેર વિદાય થયા. અને તે બાદ દર મહીને મીસ ફ્રીલનને અમુક રકમ મોકલી આપતા હતા. કનીઝે ફાતમા જ્યાં સુધી મીશનમાં રહી ત્યાં સુધી બીજે ત્રીજે મીસ ફ્રીલનને કાગળ લખી મેહમુદહસન તેની ખબર પુછાવતા હતા. મીસ ફ્રીલને પણ આ વાતની કોઇને ખબર પડવા દીધી નહીં, અને માત્ર સોનાના કડાનાં ઇનામ સિવાય કોઇ પણ દીવસે કનીઝાની આગળ નવાબ સાહેબનું નામ લીધું નહીં.

કનીઝાની હુશીઆરી, ચાલાકી, અને બાહોશીનું બયાન સાંભળી નવાબ મેહમુદહુસેન વધુને વધુ કનીઝાને ચાહવા લાગ્યા. અને ખરી વાત તો આ છે કે મેહમુદહુસેને પોતાનો તમામ કારોબાર કનીઝાની યાદમાં બંધ કરી દીધો હતો. મીસ ફ્રીલનને પણ મેહમુદહુસેન કનીઝા ઉપર આશક થયો છે એવો શક પેદા થયો હતો પણ તેઓ કનીઝાની સાથે પરણુશે એ વાત માનવામાં આવતી નહોતી કેમકે મેહમુદહસનની માના વિચારો અને બદમીઝાજી આખા શહેરમાં મશહુર હોવાથી મીસ ફ્રીલને કોઇ પણ દીવસે કનીઝા સાથે આ વાત સંબંધી વાતચીત કરી નહોતી.

# સિકંદર બાનુનું મકાન.

સિકન્દર બાનુ અને કનીઝે રાતમા બંને સ્કુલથી વિદાય થઇ મનુગંજમાં આવ્યા. મનુગંજ કાનપુરની પાસે નાહનો સરખો કસ્બો હતો જેના માલેક સિકન્દર બાનુના બાપ રાજા મુનવ્વર અલીખાન હતા. કનીઝા સિકન્દર બાનુને ત્યાં મેહમાન થઇ તેથી તેના બધા ઘરવાળાઓને બહુજ ખુશાલી ઉપજી, કેમકે કનીઝાના અદબ આદાબ, વાતચીત અને મીઠી મીઠી વાતોથી બધા લોકો તેને જીગરથી ચાહવા લાગ્યા. અને જાણે વરસોની મુલાકાતવાળી ન હોય તેવી રીતે દરેક વાતની ખાતર બરદાસ થવા માંડી. કનીઝાએ સિકન્દર બાનુને ત્યાં આવતાંજ સિકન્દર બાનુની નાહની બેહેન સુરયાબાનુને ભણાવવું શરૂ કર્યું. નાંહની ગુડીઓ બનાવી તથા તેઓના લુગડાં સીવી આપી સુરયાબાનુને તથા મેહેલની બાંજી છોકરીઓને પોતાની ગુલામ બનાવી લીધી. સિકન્દર બાનુના માબાપ પણ તેને પોતાની સગી દીકરી પેઠે સમજવા લાગ્યાં. એમ કરતાં એકાદ મહીનો ગુજર્યો એટલે એક દીવસ રાજા મુનવ્વર અલીખાને સિકન્દર બાનુને કહ્યું.

“બેટા! તારી સાહેલી કનીઝાની પાસે એક દીવસ પીઆનો તો સંભળાવ.”

“અબ્બા! કનીઝા બેહેન આપથી શરમાય છે તેથી કદાચ ના કહેશે.”

" એમાં શરમ શાની? તારી પેઠે તે પણ મારી એક દીકરી છે, માટે આજે હું બાહેરથી પીઆનો ઘરમાં મોકલીશ. "

આ સાંભળી સિકન્દર બાનુ કનીઝાની પાસે દોડી અને જતાં વેતજ તેના ગળામાં હાથ નાંખી મમતાથી કહ્યું.

" કનીઝા બેહેન! હમણાં પીઆનો આવે છે માટે તમને બજાવવું પડશે. કેમકે અમ્બાજાને બહુજ તાકીદ કરી છે. "

" હાય, હાય! હું એમની સામે તો નહીં બજાવી શકું. "

" હવે એમાં તે શું! " સિકન્દર બાનુ વધુને વધુ મમતા બતાવતાં બોલી " તમને મારા સમ, ફકત એકજ વખત, તમે મારૂં લોહી પીઓ, મને રડો. "

" અરે બહેન! તમે આવાં હઠીલાં કયારથી થઇ ગયાં? " કનીઝા બોલી " આવી રીતે જક કરવાથી શો ફાયદો? "

" ફાયદો કાયદો હું નથી જાણતી, બસ હું તો એજ જાણું છું કે તમને બજાવવું પડશે. "

" ઠીક ત્યારે તમારા કહ્યાથી બજાવીશ. "

" હાશ. હવે કબુલ કર્યું " સિકન્દર બાનુ કનીઝાનું ચુંબન લઇ પાસેની ખુરસીપર બેઠક લીધા બાદ બોલી " બ્હેન! આજે અંમાજાન કહી રહ્યાં હતાં કે કનીઝા સ્કુલમાં જે લુગડાં પહેરતાં હતાં તે જાડાં અને હલકાં હોવાથી સારાં લાગતાં નથી. માટે આજે તારાં લુગડાંની સાથેજ તેમનાં લુગડાં પણ બનાવીશ માટે બહેન! હવે આ સ્કુલનાં લુગડાંને ઉતારી નાંખજો. અહીં આવાં લુગડાં ઉપર

ઉપર બધા લોકો હસે છે, કેમકે અહીં તો અતલસ અને રેશમી લુગડાં પહેરવાનો રીવાજ છે."

"બહેન! તેવાં ઉંચા અને ઉમદા લુગડાં તમને મુબારક રહે. મને તો મારાં જાડાં લુગડાંમાંજ રહેવા દો."

"નહીં નહીં એમ નહીં બને, આવાં લુગડાં તો કોઇ પહેરતાં હશે?"

"સીકન્દર બાનુ! લગાર વિચારીને વાતો કરો" કનીઝા નિશ્વાસ નાખતાં બોલી "તમે મારી હાલતથી સારી પેઠે જાણીતા હોવા છતાં આવી હઠ શા માટે કરો છો?"

"તમે તમારી આવી હાલત પોતાના હાથેજ કરી છે. પેલા પાંચસો રૂપીઆ મીસ ફીલનને આપવાની શી જરૂર હતી? હમણાં તે હોત તો બધાં સારાં લુગડાં બની જાત?"

કનીઝાએ આ વાતનો કાંઇ જવાબ ન આપ્યો અને બીજી વાતો કરી આ વાતને ઉડાવી દીધી. પરંતુ આ વાતચીતથી કનીઝાના મનમાં વિચાર પેદા થઇ ગયો કે હવે આ ઘરમાં વધુ મુદત રહેવું મુનાસબ નથી. કેમકે મેહમાનદારી એક અડવાડીઉં કે બે અઠવાડીઆં હોય અને તેથી વધુ તો ફરી બેગેરતી થઇ જાય છે. માટે અહીંથી જવાની તજવીજ કરવી જોઇએ.

સિકંદર બાનુના પિતા રાજા મુનવ્વર અલીખાનને તેજ રાતે પીઆનો અંદર મોકલી દીધો અને કનીઝાએ પીઆના ઉપરનો પોતાનો પુરેપુરો કાબુ બતાવ્યો. જે સાંભળી ઘરના બધા લોકો દંગ

થઇ ગયાં. તે બાદ દરરોજ રાતનાં ખાણું પછી કનીઝા પીઆનો વગાડતી અને બધા સાંભળતા હતા.

કનીઝા જો કે હસી ખુશીથી સિકન્દર બાનુને ત્યાં રહેતી હતી તો પણ પોતાની ગરીબી અને મુશ્કેલીનો કાંટો હર વખતે તેના દીલમાં ખુંચી રહ્યો હતો. અને પોતાના ભવિષ્ય માટે કલાકો સુધી વિચાર કરતી હતી, પણ પરિણામ કાંઇએ નીકળતું નહીં. કોઇ કોઇ વખત નવ્વાબ મેહમુદહુસેનનો વિચાર પણ આવતો હતો પરંતુ ફરી તે હસવામાં વિસારી દેતી હતી.

સિકન્દર બાનુની માએ કનીઝાના માટે ઉચાં લુગડાંની બે જોડ બનાવવાની ઇચ્છા કરી, પરંતુ કનીઝાએ તે વાત કબુલ કરી નહીં. કનીઝાની પાસે રોકડમાં એક ફુટી બદામ પણ નહોતી. અને જે કાંઇ પુંજી હતી તે માત્ર મીસ ફીલનનો આપેલી સોનાની ઘડીઆળ અને અછોડો, બે સોનાનાં કડાં જે ઇનામમાં મળ્યાં હતાં અને તે સિવાય કનીઝાની ફઇયાઝીમાંથી બચેલી ચાંદીની ચાર ચુડીઓ હતી. એ સિવાય તેની પાસે કાંઇએ નહોતું. સિકન્દરબાનુના ઘરના બધા નાહાના અતલસ તથા રેસમી કીનારી ઠપ્પાવાળાં લુગડાં પહેરતાં હતાં તેથી કનીઝા પોતાનાં સાદાં છીંટ અને ગવનના લુગડાં પેહરી બધાની સાથે દસ્તરખ્વાન ઉપર ખાવાને બેસતાં શરમાતી નહીં. પણ સોનાના કડાં વેચીને સારા લુગડા બનાવવાં એ તેણીને સારૂં લાગતું નહોતું.

સિકંદર બાનુ સ્કુલમાંથી ભણી ગણીને આવી તેની ખુશહાલીમાં સિકન્દરબાનુની મા રાણી સાહેબે ખુદાઇ રાત કરી જેમાં આસપાસના સઘળાં ઓળખાણુ પીછાણુવાળાં બેરાંઓને નોતરવામાં આવ્યાં હતાં. નોતરવામાં આવેલાં બૈરાંઓમાં મોલવી મોહમ્મદબક્ષ વકીલની પત્નિ જમીઅ-

તુન્નીસા પણ આવ્યાં હતાં. બધાં બૈરાંઓમાં સુધરેલી કનીઝા એક રમકડાં મીસાલ થઇ પડી હતી. જે કોઇ આવતું તે પ્રથમ કનીઝાથી મળી તેની વાતચીત સાંભળી તેનીજ પાસે બેસી રહેતું હતું. આવી રીતે વાતોમાં જમીઅતુન્નીસાએ કનીઝાને પુછ્યું.

"અને તમારા પિતાનું શું નામ?"

"ખ્વાજા બકાઉલ્લાખાન બહાદુર" આંખોમાંથી મોતી મીસાલ આંસુઓની ધારા પાડતી કનીઝા બોલી "મારા અબ્બાના સ્વર્ગવાસ ઉપર હું બહુજ નાહની હતી."

"કયા બકાઉલ્લાખાન? ફઇઝાબાદવાળા!" અજબ થતાં જમીઅતુન્નીસા પોકારી ઉઠી.

'જી હા! ત્યાંજ રહેતા હતા અને હાલ કબર પણ ત્યાંજ છે" આ સાંભળતાંજ જમીઅતુન્નીસા કનીઝાને ગળે વળગી પડતાં બોલી "અરે શું તું તેમની દીકરી? ત્યારે તો તું મારી બ્હેન અસમતુન્નીસાની દીકરી!!"

"હા, મારી માનું નામ એજ હતું, પણ" કનીઝાએ જમીઅતુન્નીસાની બાથમાં જતાં કહ્યું. "તમારી સાથે મારી માનો શો સબંધ હતો?"

"દીકરી! હું તારી સગી માસી થાઉં છું" જમીઅતુન્નીસાએ પોતાનો સબંધ જણાવતાં કહ્યું" નવાબ કલન્દરબક્ષ તારા નાનાનું નામ હતું. તેમની અમે બે દીકરીઓ હતી. તારી મા અસમતુન્નીસા મારાથી વયમાં મોહટાં હતાં. તેમનું લગ્ન લખનઊમાં તારા પિતા ખાનબહાદુર ખ્વાજા બકાઉલ્લાખાનની સાથે થયું અને મારૂં લગ્ન

કાનપુરમાં થયું. લગ્ન થવા બાદ સમયનો એવો ફેરફાર થયો કે હું મારી બહેન તથા બનેવીની સાથે આજ દીવસ સુધી મળી શકી નહીં. એક દીવસ હમીદાના અબ્બાએ તારી માનાં મર્ણની ખબર સંભળાવી અને તે બાદ તારા પીતાના સ્વર્ગવાસની પણ ખબર મળી હતી. પરંતુ મારી બહેનની નીશાની તરીકે તું હસ્તી ધરાવે છે એની ખબર નહોતી, પણ ખુદાનો લાખ લાખ શુકર ! ! કે આજે તારો મેલાપ થયો. હું મારા અલ્લામીયાંના કુરબાન જાઉં કે તેણે મારી હમીદાની જોડી મોકલી દીધી. આજ સુધી મારી હમીદા એકજ દીકરી હતી પણ હવે હમીદા અને કનીઝા બે દીકરીઓ થઇ ગઇ" જમીઅતુન્નીસાએ આટલું કહી પોતાની દીકરી હમીદાને બોલાવી. કનીઝાથી મુલાકાત કરાવી કનીઝાને અત્યારે ભોગજોગે પોતાની માસી અને મસીઆઇ બહેનની મુલાકાતથી બહુજ ખુશી ઉપજી, અને તેજ ખુશીના આવેશમાં બોલી.

"હું મને પોતાને અત્યાર સુધી દુન્યામાં નિરાધાર તેમજ સગાંસંબંધીઓ વિનાની સમજતી હતી. પરંતુ પાકપરવરદિગારના ફઝલો કરમથી આજે તમારો મેલાપ થઇ ગયો અને તેથી હું મને પોતાને બહુજ બુલંદ નસીબાની સમજું છું."

"અને હું પણ ખુદાના એહસાન માનું છું કે તેણે મને તારા જેવી બાહોશ બેટી ઇનાયત કરી" જમીઅતુન્નીસા કનીઝાની પીઠપર હાથ ફેરવતાં બોલી "પણ દીકરી ! તું અહી કયાં સુધી રહીશ ?

"હું હવે થોડા દીવસમાં અહીંથી જવાનો ઇરાદો રાખું છું."

"કયાં ?"

અત્યારે કાંઈ કહી શકતી નથી, પણ કોઇ જગ્યાએ ભણાવવાની નોકરી કરી લઇશ."

"નહીં, ખુદા ન કરે, હું જીવતી છું તો તારે નોકરી કરવાની કાંઈ જરૂર નથી, તું તારે આપણે ઘેર ચાલ, અને ત્યાં સુખેથી રહે, તારા ખાલુ અબ્બા તને જોઇને બહુજ ખુશી થશે. તેઓ એક દીવસ કેહતા હતા કે છોકરીઓની સ્કુલમાં એક છોકરીએ બહુજ સારી નામના પેદા કરી છે અને લાટસાહેબની મડમે પોતાના હાથે તેને ઇનામ આપ્યું છે, તે વખતે મને શી ખબર કે તે મારી ભાણેજજ હશે! પણ હવે સારૂં થયું કે તું મને મળી ગઇ, તારા રહેવાથી મારી હમીદા પણ થોડું ઘણું ભણી લેશે."

"પણ હું સિકન્દર બાનુ અને રાણી સાહેબની રજા વિના આવી શકતી નથી." કનીઝા બોલી.

"હું પોતે તેમનાથી રજા લઇશ, ફરી તને કાંઇ વાંધો છે?"

"નહીં."

આ વાતચીત થવા પછી કનીઝા અને તેની માસી ખુદાઇ રાતના જલસામાં શામેલ થયાં. આખી રાત મીરાસનો અને બીજી સ્રીઓએ ગાણું ગાયું. અને જોત જોતામાં ખુદાઇ રાત ખતમ થઇ ગઇ. સિકન્દરબાનુના બહુજ સમજાવવાથી કનીઝે ફાતમાએ થોડીવાર પીયાનો પણ બજાવ્યો અને જેની સાથે કેટલાક અંગ્રેજી ગાયનો ગાયાં જેથી સ્રીઓમાં સારી પેઠે હસી મશ્કરી ચાલી.

ખુદાઇ રાતના બીજે દીવસે રાણી સાહેબ અને સિકન્દર બાનુની ખાસ રજાથી જમીઅતુન્નીસા કનીઝાને પોતાના ઘેર લાવી. સિક-

ન્દર બાનુ રાજા સાહેબ અને રાણી સાહેબે કનીઝાને બહુજ સમ-જાવીને રોકવા માટે કહ્યું પણ કનીઝાએ પોતાની માસીના ઘેરને તેમના ઘેરથી ઉત્તમ સમજી જવાની મરજી બતાવવાથી લાચા-રીએ રજા આપી. વિદાય થતી વખતે કનીઝા અને સીકન્દર બાનુએ ગળે વળગીને બહુજ રૂદન કર્યું. તે વખતે કનીઝાએ સિકન્દર બાનુના લગનમાં આવવાનો પાકો વાયદો કર્યો.

---

# માશીનું મકાન.

વાંચકો જાણતા હશે કે આજ સુધી કનીઝાનું કોઇ પણ સગું વહાલું નહોતું, અને વાંચકો તો શું? પોતે કનીઝે ફાતમા પણ આ ભેદથી વાકેફ નહોતી. તેણી તો પોતાને આજ સુધી દુન્યામાં એકલી અને નિરાધાર સમજતી હતી પણ સિકન્દર બાનુની ખુદાઇ રાતના પ્રતાપે તેણી પોતાની એકની એક સગી માશીને મેળવવા પામી અને અમે આગળ લખી ગયા તેમ કનીઝે ફાતમા પોતાની સાથે તેમના મકાન ઉપર આવી રહેવા લાગી.

કનીઝાના માસા (જેમને તેણી ખાલુ અબ્બાના નામથી બોલાવતી હતી) મોલવી મોહમ્મદ બક્ષ અસલ લખનઉના રહેવાશી હતા પણ લાંબી મુદતથી કાનપુરમાં વકીલાતનો ધંધો કરતા હોવાથી કાનપુરના રહેવાશી બની ગયા હતા, તેઓ પોતે એક વકીલ હતા પણ વકીલાતના ધંધામાં આજ સુધી તેઓએ કોઇ પણ દીવસે બાહોશી બતાવી ખાસ નામના હાંસલ કરવાની કોશીશ કરી નહોતી, પરંતુ તેઓ એક ઉંચા ખાનદાની અને વગવાળા કુટુંબના હોવાથી તથા પોતે ઘણાજ સીધા સાદા અને નરમ સ્વભાવના હોવાથી મહીને દહાડે સારી કમાઇ કરી લેતા હતા. તેમની ધણીઆણી (કનીઝાની માશી) બહુજ જુના વિચારો ધરાવનારી સ્ત્રી હતી. અને તેણી પોતાની દીકરી હમીદાને હદથી વધારે ચાહતી હતી. હમીદાની વય લગભગ સોલ વરસની હતી. પરંતુ તેની માએ અત્યાર

સુધી ભણાવવાની જરૂરત જોઇ નહોતી તેમજ ઉમર લાયક થવા છતાં હજુ સુધી તેણી પોતાની આયાની સાથેજ સુઇ રહેતી હતી તથા આયાના હાથથીજ ખાતીપીતી હતી. કનીઝે ફાતમાને હમીદાની નાલાયકી તથા બાળક બુદ્ધી ઉપર બહુજં અફસોસ થયો તેથી તેણીએ હમીદાને ભણાવી ગણાવી બાળકોની ટેવ છોડાવવાનો ઇરાદો કરી લીધો.

કનીઝાની માશીએ કનીઝાને ઘેર લાવતાંજ પોતાના પતી મોલવી મોહમ્મદ બક્ષથી મેળવી. મોલવી સાહેબે કનીઝાની મુલાકાતથી પોતાને બેહદ ખુશાલી ઉપજેલી જાહેર કરી અને ઘણીવાર સુધી તેની હકીકત સાંભળતા રહ્યા અને તે બાદ તેની દુઃખથી ભરેલી કહાણી સાંભળી અફસોસ જાહેર કર્યો અને તેણીને ખરા જીગરથી દીલાસો આપી મમતાથી પોતાને ત્યાં રહેવાને જણાવ્યું. કનીઝે ફાતમા પોતાની માશી અને માસાનો એહસાન માની એમને ત્યાં રહેવા લાગી. જો કે કનીઝાને પોતાની માશીના મકાનની ગેરવ્યવસ્થા અને તેમની જાહાલત તથા જુના રીત રીવાજો લગારે પસંદ નહોતા. તો પણ પારકના ઘેરના ઉમદા પકવાનો કરતાં આપણા તનના માણુસને ત્યાંની દાલ રોટલીને વધારે પસંદ કરી ખુશીથી દીવસો ગુજારવા લાગી. તેણીએ માશીને ત્યાંજ રહેવાનો પાકો ઇરાદો કરી લીધેલો હોવાથી તે મતલબનો એક કાગળ મીસ શીલનને લખ્યો જેના જવાબમાં મીસ શીલને પણ પોતાની પસંદગી બતાવી પારકાના ઘર" કરતાં માશીના મકાનમાં રહેવું ઉત્તમ જણાવ્યું હતું.

હમીદા જો કે બહુ રૂપાળી નહોતી : તો પણ એની બદસુરતે

નહોતી કે જેને જોઇ લોકો અભાવ જાહેર કરે. કનીઝાના આવતાંજ હમીદા કનીઝાની સાહેલી બની ગઇ. પણ કનીઝા હર વખતે કીતાબો વાંચવામાં પોતાનો વખત ગાળતી હોવાથી હમીદાને આ વાત પસંદ પડતી નહોતી, તેથી એક દીવસે કનીઝાને વાંચતાં જોઇ કહ્યું.

"કનીઝા બહેન? આખો દીવસ વાંચ વાંચ કરવાથી ગભરામણ થતી નથી?"

"વાંચવાથી તે કાંઇ જીવ ગભરાતો હશે?" કનીઝાએ જવાબ આપ્યો, "તમે ભણ્યા હોત તો આવો સવાલ કદીએ કરત નહીં."

"અરે જાયને ચુલ્હામાં, મારે ભણીને શું કરવું છે?" કનીઝાની કીતાબને બાજુએ મુકતાં હમીદા બોલી "ચાલો આવો કાંઇ વાતો કરીએ."

"કેવી વાતો?"

"હું પુછું તેનો જવાબ આપો?"

"બોલો."

"તમે તો ઘણા પુરૂષોને જોયા હશે તેથી કહો જોઇએ તમને કયો પસંદ પડયો.?"

"મને આજ સુધી પુરૂષો જોવાની તક મળીજ નથી, તેમજ મને આજ સુધી આવી ઇચ્છા થઇ નથી" વાતને પતાવી દેતાં કનીઝાએ કહ્યું.

"તો શું તમે મારા મંગેતરને પણ નથી જોયા ?"

"એટલે ?"

"જેમની સાથે મારૂં લગ્ન થનાર છે તેમને નથી જોયા ?"

"ના !"

"અરે જે કાલે આવીને અબ્બાની સાથે વાતો કરતા હતા અને તમે પણ એકાદ વાત કરી હતી, તેમની સાથે મારી માંગણી થઇ છે. તેઓ પૈસે ટકે તો ઠીક છે, પણ મીડલ સુધી ભણેલા છે એવી વાતો થાય છે. પછી તો કોણ જાણે ! પણ બહેન જરા તરેહદાર અને શોભીતા છે. હું તો તેમનાથી હજુ સુધી પરદો કરતી નથી. પણ અમ્મા આ વાતથી બહુજ ચીડાય છે. તેઓ તેમનાથી તો શું પણ તેમના ઘેરની ભંગણ અને બીજી દાસીઓથી પણ પરદો કરવાનું કહે છે, પણ હું તો એ વાતને તદ્દન બેવકુફી ભરેલી ગણું છું; કેમકે જેની સાથે આખી જીંદગી ગાળવાની હોય તેનાથીજ સંતાતા ફરવું અને તેને ન જોવો એ કાંઇ ઠીક લાગતું જ નથી."

"બેશક" કનીઝા લગાર હસતાં બોલી "બસ એક આ વાત મને તમારી બહુજ પસંદ પડી, ખરેખર આ રીવાજ તદ્દન જહાલત અને બેવકુફીથી ભરેલો છે."

"બ્હેન ! ખરેખરૂં કહેજો તમારી પણ કોઇ જગ્યાએથી માંગણી થઈ છે ?" હમીદાએ પુછ્યું.

"મારૂં કોણ છેકે જે મારા માટે વરની તજવીજ કરે !" કનીઝા બોલી "પણ હું તો આવી રીતે લગ્ન નહી કરૂં."

"તો ફરી કેવી રીતે કરશો ?"

"જ્યારે ખુદાતાલા મને મારી પસંદગીનો માણસ આપશે અને તેની પાસે માલ મીલકત પણ સારી હશે ત્યારે તેની સાથે લગ્ન કરી લઇશ." કનીઝાએ કહ્યું. "બ્હેન ! લગ્ન કરવું કાંઇ ન્હાનીસુની વાત નથી ! લગ્ન તો આખી જીંદગીનો સાથ છે તેથી મુફલીસ માણસથી લગ્ન કરવું આખી જીંદગી ખરાબ કરવા સમાન છે, વળી માત્ર પેસાદારથી પણ પરણવામાં લાભ નથી. પૈસાની સાથેજ ઇલમની પુંજી પણ હોવી જોઇએ."

"વાત તો સાચી છે પણ અહીં પૈસાદાર વર મળવો મુશ્કેલ છે." હમીદા થોભીને બોલી "ઘણું કરીને બેચાર દીવસમાંજ અમ્મા જાન તમારૂં લગ્ન પણ કોઇ માથું બોડાવેલા તાલેબે ઇલમ સાથે કરી આપશે."

"હાય હાય !" કનીઝા ગભરાઇને બોલી "ગજબ થઇ જશે ! હું અહીં કાંઇ લગ્ન માટે આવી નથી તેમ હાલ મારો લગ્નનો ઇરાદો પણ નથી !"

કનીઝા અને હમીદાની ઉપલી વાતચીતના ત્રીજે દીવસે હમીદાનો મંગેતર મોહમ્મદ એહમદ હમીદાને ત્યાં આવ્યો અને જ્યારે તેણે કનીઝાને જોઇ તો હમીદા કરતાં હજાર દરજા વધારે ખુબસુરત જણાઇ; તેથી તે હમીદાથી માગણી કરવા માટે પસતાવા લાગ્યો. કનીઝાએ પણ મોહમ્મદ એહમદને જોયો તો જણાયું કે તે એક ખુબસુરત પણ ઇલમની દોલતથી કમનસીબ નવજવાન હતો.

મોલવી મોહમ્મદ બક્ષ અને મોહમ્મદ એહમદ વચ્ચે નજીકની

સગાઇનો સંબંધ હતો તેથી બૈરાઓમાં કોઇ પણ તેનાથી પરદો કરતા નહોતાં, તે કારણુસર મોહમ્મદ એહમદ કનીઝાને પણ મળવા પામ્યો. કનીઝા અને મોહમ્મદ એહમદમાં થોડા દીવસ સુધી વાતચીતનો પ્રસંગ પડતા બંનેમાં પાક દોસ્તીનો સંબંધ જોડાયો. કોઇ દીવસે ભુલે ચુકે મોહમ્મદ એહમદને આવવામાં વાર થતી તો કનીઝે ફાતમાને સારૂં લાગતું નહીં, પણ વાંચકોએ ખાત્રી રાખવી જોઇએ કે કનીઝે ફાતમા મોહમ્મદ એહમદને એક સગા ભાઇની પેઠેજ ચાહતી હતી. એક દીવસે કનીઝે ફાતમા ચોપડી વાંચી રહી હતી એટલામાં હમીદા આવીને કેહવા લાગી.

"ફરી તેજ ચોપડી લઇને બેઠાં ? બ્હેન શું તમારાથી અમસ્થુ બેસાતું નથી કે ?"

"કહો કાંઇ કામ છે ?"

"કામ શું હોય ? માત્ર બેસીને વાતો કરો, કહો તમોએ તેમને જોયા ?"

"હા મોહમ્મદ એહમદને જોયા. " કનીઝાએ કહ્યું " માણસ સારા છે અને તમારી જોડીના છે. "

"સારા શાના ?" હમીદા હાથનો લટકો કરી બોલી "પોલીઆ પાસે નથી ને !"

"પોલીઆ નથી તો શું થયું !" કનીઝાએ જવાબમાં કહ્યું "શરીરનો બાંધો સારો છે તેથી પોલીસમાં નોકર થઇ જશે, કેળવણી સારી લીધેલી જણાતી નથી."

"તમારા જેવી કેળવણી તો કોને નસીબ થાય!" હમીદા બોલી. "સાંભળ્યું છે કે તમે ઘણા રૂપીઆનું ઇનામ પણ મેળવ્યું છે."

"હા ખરી વાત છે, પાંચસો રૂપીઆ રોકડા અને આ સોનાના કડાં ઇનામમાં મળ્યાં હતાં જેમાંથી પાંચસો રૂપીઆ ખેરાત ખાતામાં આપી દીધા."

"વાહ બહુ સારી ખેરાત" હમીદા ઠણુકો કરી બોલી "પોતાને પાઇ પાઇના સાંસાં અને પાંચસો રૂપીઆ ખેરાત ખાતામાં આપી દીધા. પણ આવી ખેરાતથી કાંઇ સવાબ થતો નથી તો ?"

"મેં કાંઇ સવાબની લાલચથી ખેરાત નથી કર્યાં" કનીઝાએ કહ્યું "મીસફીલને મારા ઉપર અનેક ઉપકારો કર્યાં હતા તેના અદના બદલા તરીકે આ રકમ આપી દીધી"

"અને આ ઘડીઆળનું ઇનામ કયાં મળ્યું ?" હમીદાએ કનીઝાની ઘડીઆળ તરફ આંગળી કરતાં પુછ્યું " બહુજ સારી છે "

" સ્કુલ મુકતી વખતે મીસફીલને યાદગીરી તરીકે આપી છે."

" વ્હાલી બ્હેન ! આ ઘડીઆળ મને આપો દો. "

" હમીદા ! આ મારી સ્કૂલની યાદગીરી છે માટે એ હું કોઇ પણ રીતે આપી શકતી નથી "

"જેવી રીતે તમારી પાસે છે તેવી રીતે મારી પાસે રહેશે માટે બહેન નકામા બહાના ન બતાવો."

" બીજી કોઇ વસ્તુ હોત તો હું આપી દેવામાં આનાકાની કરતા નહિં પરંતુ ઘડીઆળ આપી શકતી નથી."

નહી તો આ સોનાનાં કડાં આપી દો એતો કોઇની યાદગાર નથી ને ! "

" બહેન તમારાથી કાંઇ પરદાની વાત નથી " કનીઝા નીચી નજર કરી બોલી " આ કડા એક એવા માણુસની તરફથી મળેલા છે કે જેનો હું પ્યાર કરૂં છું પરંતુ માત્ર એકજ વખત જોવાની ગુનેહગાર છું. "

" બસ બસ તમને અજમાવી લીધાં " હમીદા ચીડાઇને બોલી " આજથી તમારી મારી કટટી. બસ થઇ રહ્યું ! આપણી ભાઇ-બંધી ખતમ "

હમીદા આટલું બોલી તરતજ ચાલી ગઇ, કનીઝાને હમીદાની આવી વાતોથી બહુ મોહટો સદમો થયો પણ કાંઇ કહી શકતા ન હોવાથી લાચારીએ ચુપ થઇને બેઠી. થોડીવારમાં હમીદાનો મંગેતર મોહમ્મદ એહમદ આવ્યો જેની સાથે કેટલીક વાતો થવા બાદ મોહ-મ્મદ એહમદ ધ્રુજતા સાદે બોલ્યો.

" કનીઝા ! તમે જાણતાં હશો કે હું કાંઇ પૈસાદાર કે અમીરજાદો નથી પરંતુ સાચો વપરાદાર ગ્રહસ્થ માણુસ છું. "

" બેશક તમે તેવાજ છો અને તેથી હું તમારાથી બહુજ ખુશી છું."

" પરંતુ આમ ખાલી ખુલીની ખુશીથી કામ ચાલે તેમ નથી કેમકે મેં તમોને જે દીવસથી જોયાં છે તે દીવસથી હમીદાનો ચેહરો મને બીલકુલ ગમતો નથી અને દર વખતે તમારો મનહર ચેહરો નજરો આગળ ભમે છે, માટે જો તમારી મરજી હોય તો હું તમારા ખાલુ અબ્બા મોલવી સાહેબને સાફ શબ્દોમાં કહી દઉં કે મારે કનીઝા સિવાય બીજાની સાથે લગ્નની ઇચ્છા નથી. "

"તમારે મારી સાથે આવી વાતો કરવી ન જોઇએ" કનીઝા ખોખરા સાદે ધડકતી છાતીએ બોલી "હમીદા મારી નાહની બહેન અને મને બહુજ વ્હાલી છે. તે ઉપરાંત હું પોતે એવી ખુદગરઝ નથી કે હમીદાની સાથે થએલી માંગણીને તોડી તમારી સાથે પોતાની માંગણી કરૂં! માટે હવેથી આવી વાત કરતા નહી.

"કનીઝા! ગુસ્સે ન થાવ પણ" મોહમ્મદ એહમદ કરગરતાં બોલ્યો. "તમે કસમ ખાઇને એટલુંજ કહી દો કે તમારા દિલમાં મારી મોહોબ્બત નથી?"

"નહીં તમારી મોહબ્બત છે પણ તેની સાથેજ હું તમારી સાથે લગ્ન પણ કરી શકતી નથી."

"વાહ આ નવી વાત! મારૂં દિલ છીનવી લીધું અને ફરી ઇનકાર!"

"ઇનકારની વાત નથી પણ જો કદાચ હમીદાની સાથે તમારૂં લગ્ન ન ઠર્યું હોત તો હું કદીએ ઇનકાર કરત નહીં, કેમકે મને તમારી સાથે જેટલી મોહબ્બત થઇ છે તેટલી બીજા કોઇથી થઇ નથી, અને તે પણ એક બનવા કાળ હતુ કે તમે તેને જાણી ગયા. હવે ખુદા ખાતર તેને ભુલી જાવ કેમકે હું હમીદાની મોજુદગીમાં તમારાથી લગ્ન કરી શકતી નથી."

"નહીં હું આજેજ હમીદાની સાથે થએલી માગણી તોડી નાંખીશ કેમકે તેણી મને લગારે પસંદ નથી" મોહમ્મદ એહમદ બોલ્યો "હું તો તમોને મારૂં દિલ અર્પણ કરી ચુક્યો છું અને તમે ણ મને પસંદ કરી ચુક્યાં છો. ફરી હમીદાના લીધે ઇનકાર કેવો?"

આ વાતો કનીઝા અને મોહમ્મદ એહમદ ' વચ્ચે થઇ રહી હતી તે દુરથી હમીદાએ જોઇ અને જોતાં વેંતજ પોતાની મા પાસે જઇને કહેવા લાગી.

" મા, મા, જરા જુઓ તો ખરાં શું થઇ રહ્યું છે. "

" શું છે ? "

" જુઓ તો ખરાં કનીઝા બ્હેન કોની સાથે વાતો કરી રહ્યાં છે? હું તો આજે ચાર પાંચ દીવસથી દરરોજ આ વેષ જોઇ રહી છું. "

આ સાંભળતાંજ જમીઅતુન્નીસા, કનીઝા અને મોહમ્મદ એહમદ સાથે વાતો થઇ રહી હતી તે તરફ આવી અને થાંભલાની આડ માં ઉભી રહીને જોવા લાગી. હમીદાની મા અને કનીઝાની વચમાં થાંભલાની આડ આવી ગએલી હોવાથી કનીઝા તથા મોહમ્મદ એહમદ તેણીને જોઇ શકયા નહીં પણ તેણી આ બંનેને જોઇ રહી હતી જો કે લગાર છેટું હોવાથી વાતો પુરી રીતે સાંભળવામાં આવતી નહોતી તો પણ તેણી પોતાના કાન તે તરફ લગાવીને જોવા લાગી. જે વખતે તેણી આવીને ઉભી રહી તે વખતે નીચલી વાતચીત થઇ રહી હતી.

" કનીઝા ! " મોહમ્મદ એહમદ બોલ્યો " ખરેખર તમે મારી સાથે લગ્ન નહીં કરો ? "

" હા ખરેખર "

" જુઓ અગર તમે અત્યારે આ વાત માટે ઇનકાર કરશો તો કાલે સવારે કંઇનું કંઇ થઇ જશે અને ફરી કાંઇ પણ ઉપાય નહીં થાય. "

" એટલે શું કરશો ? " કનીઝાએ ગભરાઇને પુછ્યું.

" જે મનમાં આવશે તે. "

" ખુદાના વાસ્તે જીવપર વાત ન લાવજો. "

" ઠીક છે જોઇશ, અત્યારે તો જાઉં છું, જે કીસમતમાં લખ્યું હશે તે થશે. "

આટલું કહી મોહમ્મદ એહમદ બહાર ચાલ્યો ગયો જે જોઇ હમીદાએ પોતાના માને કહ્યું.

" જોયું ? "

" હા જોયું, દીકરી જોયું, ખુદા આવી બેગેરત, બેશરમ અને નફ્ટને મોત પણ આપતો નથી કે પીડાજ પતી જાય! નકામાં બેઠાં બેઠાં મને શું સુઝયું કે વગર માંગે આ બલા માથે હોરી લીધી ! એ રાંડને લગારે શરમ નથી આવતી ? નાહની શોકય બનતા મરી નથી જતી. "

જમીઅતુન્નીસા ફફડ તીઅબડતી પોતાના રૂમમાં આવીને પોતાના ખાવીંદ મોલવી મોહમ્મદ બક્ષને બોલાવ્યા અને પેહલાંથી છેલ્લે સુધી બધી હકીકત નહી સંભળાવી જે સાંભળી ઘણા વીચારો કર્યા બાદ મોલવી સાહેબ બોલ્યા.

" પણ આ વાત માનવામાં આવતી નથી. "

" અરે પણ ખુદા રસુલની કસમ મેં મારી આંખોમાંથી મોહમ્મદ એહમદને કનીઝાના સાથે વાત કરતાં જોયો ને ? "

" બસ થઇ ચુકયું. મને તમારી કસમ ઉપર ભરૂસો છે. "

મોલવી સાહેબ અફસોસ કરતાં બોલ્યા "જે છોકરી પાદરીઓ અને મડમોની સાથે રહેલી હોય તેની ચાલ ચલણ સારી હોવીજ જોઇએ નહીં, એવો મારો મત પહેલાંથીજ હતો પણ તમારા લીધે કાંઇ બોલી શક્યો નહીં. નહીતો હું એ છોકરીને ઘરમાં લાવવા માટે સખત નારાજ હતો, માત્ર તમારી બીકથી રજામંદ થઇ ગયો હતો."

"પણ હવે કરવું શું?" જમીઅતુન્નીસાએ કનીઝાને કાઢવાનો ઉપાય પુછયો.

"હમણા હાલતો જાણે કાંઇ જાણતાંજ નથી એમ બની જાઓ. આ બાબતમાં હાલ તરત કાંઇ પગલાં ભરવાં ઠીક નથી. ધીમે ધીમે કોઇ રસ્તો શોધી કાઢીશ પણ આ વાત કનીઝાના કાન ઉપર જવી જોઇએ નહીં."

મોલવી સાહેબ આટલું કહી બહાર ગયા અને કનીઝાને કેવી રીતે કાઢવી તેનો વિચાર કરવા લાગ્યા. કનીઝાને આખો દીવસ આ વાતની ખબર પડી નહીં પણ તે પોતે પોતાની મેળે અંદરને અંદર દિલગીર થવા માંડી. રાત્રે તેનાથી બરોબર ખાણું પણ ખવાયું નહીં અને સવારમાં વધુને વધુ દીલગીરીના સબબે બેચેન બની પડી રહી. સવારમાં દરરોજના નિયમ પ્રમાણે નમાઝ અદા કરી કુરઆને મજીદની તીલાવત કરવા બેઠી. તીલાવત પુરી કરી રહ્યા બાદ દરરોજ તેની માશી નાશતા માટે એક બીસકુટ તથા બે જલેબીઓ મોકલતી હતી પણ તે દીવસે તેની માશીએ નાશતો મોકલ્યો નહીં તેથી તેના દિલમાં અનેક શંકાઓ પેદા થઇ અને તેણી સમજી ગઇ કે જરૂર કાંઇને કાંઇ દાળમાં કાળું છે.

સવારના આઠ વાગે મોલવી મોહમ્મદબક્ષ ઘરમાં આવી પોતાની વહુને કહેવા લાગ્યા.

" કાંઇ સાંભળ્યું ? "

"ના."

"પેલા શુબરાતીની જોરૂને લઇને મોહમ્મદ એહમદ નહાસી ગયો!"

મોલવી સાહેબે આ વાકય કનીઝાને ખાસ સંભળાવવા માટે મોહટેથી કહેલું હોવાથી કનીઝાએ સાંભળ્યું અને તેથી જયાં આ વાતો થઇ રહી હતી ત્યાં આવી. એટલે જમીઅતુન્નીસાએ અજબ થઇને પોતાના ધણીને કહ્યું.

"શું નસીબન નહાસી ગઇ!"

"હા" મોલવી સાહેબ બોલ્યા. "હું સવારમાં બહાર ગયો ત્યારે ઘોડાવાળો શુબરાતી રડતો રડતો મારી પાસે આવીને કહેવા લાગ્યો કે કાલે રાતે દસ વાગે મોહમ્મદ એહમદ તેની વહુને લઇ બજાર તરફ ગયો. શુબરાતીએ આખી રાત શોધ ચલાવી પણ કાંઇ પતો લાગ્યો નહીં, તેથી તે સવારના પોહરમાં સ્ટેશન ઉપર ટ્રેન ઉપડી તેજ વખતે પહોંચ્યો તો તેણે તે ટ્રેનમાં મોહમ્મદ એહમદ અને પોતાની જોરૂને ટ્રેનમાં બેસેલી જોઇ પણ ટ્રેન ઉપડી ચુકેલી હોવાથી રડતો રડતો પાછો આવ્યો."

આ સાંભળી કનીઝાનું જીગર અનહદ દુ:ખી થયુ તેથી બોલી "ખાલુ અબ્બા ? આ વાત જુઠી હોય એમ જણાય છે."

"બેશક" જમીઅતુન્નીસા ફફડી ઉઠતાં બોલી "પગ નીચે રેલો આવતો હોય તો ખાલુને જુઠા બનાવતા વાર લાગતી નથી."

"ખાલાજાન!" કનીઝા અજબ થતી બોલી "આપ આવી વાતો કરો તે છાજે નહીં."

"ના કેમ છાજે?" જમીઅતુન્નીસા પોકારી ઉઠી "તમે મોહમ્મદ એહમદથી ઇશ્કબાઝી કરી હમીદાની તરફથી તેનું દીલ ફેરવી નાંખ્યું એ તમને છાજે કેમ? અગર તમારામાં લગાર પણ લાજ હોય તો ચલ્લુ પાણીમાં ડુબી મરો તમને નાહની બેહેનનો લગાર પણ ખ્યાલ ન આવ્યો?"

"લો હવે રેહવા દો, આવી વાતોથી ફાયદો?" મોલવી સાહેબે વહુને ચુપ કરતાં કહ્યું.

"ફાયદો કેમ નહીં" જમીઅતુન્નીસા ધાંટા પાડતી બોલી "તમોને તમારા મોહઢા ઉપર જુઠો કહે એ ખુદાનો ગઝબ નહી તો બીજું શું? નાહની બેહેનની શોકય બનવા તૈયાર થવું એ નિર્લજતા નહીં તો બીજું શું? આવી વાતો થાય તો ફરી હું કેમ ચુપ રહું!"

"ખાલાજાન! હવે હું આપની આવી વાતોનો શો જવાબ આપું?" કનીઝા ગદગદિત કંઠે અજબ થતી બોલી "મેં હમીદાના હકમાં કેટલી બુરાઇ અને અચ્છાઇ કરી છે તે મારૂંજ દિલ જાણે છે, મોહમ્મદ એહમદે પોતે મારી સાથે આવી વાતો કરી :પણ મેં દર વખતે એજ જવાબ આપ્યો કે હમીદાની સાથે વાત નકી થએલી હોવાથી તમોને મારી સાથે આવી વાતો કરવી જોઇએ નહી. "આંખથી આંસુઓ પુછતાં ફરી કનીઝાએ કહ્યું " મને શી ખબર કે મોહમ્મદ એહમદ બદચાલ, દગાખોર અને ખરાબ માણસ છે. મેં તો મારી જીંદગીમાં સ્વપ્ને પણ ખરાબ વાતો જોઇ નથી તેમજ

કોઇ બીજાની પરણેતરને નસાડી લઇ જતો હશે એ વાત પણ જાણી નહોતી.”

“આ કલજુગમાં જે ન થાય તે થોડું” મોલવી સાહેબ બોલ્યા “ખુદાતાલાએ મારી હમીદાને તે બદમાશના પંજામાંથી બચાવી લીધી.”

આ વાતચીત પછી કનીઝા ધડકતી છાતીએ પોતાની રૂમમાં આવીને પલંગ ઉપર પડી, આ વખતે કનીઝાની કેવી હાલત હતી તે કલમ અદા કરી શકતી નથી માત્ર થોડીજ મીનીટોમાં તેના ચેહરા મોહરામાં ભારે ફેરફાર થઇ ગયો અને જાણે તેણી મહીનાઓની બીમાર ન હોય તેવી દેખાવા લાગી. તેણી પલંગ ઉપર પડી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી કેમકે તે વખતે તેણીની સામે પોતાની લાચારી ગરીબી અને નિરાધારી આવીને ઉભી રહી.

લગભગ બે કલાક સુધી કનીઝા પલંગ ઉપર પડી રહ્યા બાદ એક લાંબો નિશ્વાસ નાંખી ઉઠી, અને ફરી કાંઇક વિચાર કરી પોતાની માશી પાસે જઇને બોલી.

“આપે મને એક સગી માસીની મમતા માયાથી પોતાને ત્યાં દસ પંદર દીવસ રાખી જે આભાર કર્યો છે તે ભુલાય તેવો નથી, અને હું તમારા જેવી ભલી માશીને મુકી કદી પણ આ ઘરમાંથી જાત નહીં પણ કેટલાક એવા સંજોગો આવી પડયા છે કે હવે હું આપની રજા લઇ આ ઘર મુકવા માગું છું. આશા છે કે આપ આજે મને રજા આપી હંસી ખુશીથી વિદાય કરશો.”

આ સાંભળી કનીઝાની માશી થોડીવાર સુધી ચુપ રહી અને ફરી બોલી.

"કનીઝા! જો તું જવા ચાહે છે તો હું તને રોકી શકતી નથી, પણ કોઇ કોઇ વખતે પત્ર લખતી રહેજે અને જે કામોથી મારી તથા તારી બદનામી થતી હોય તેવા કામોની પાસે પણ જજે નહીં."

"કનીઝા આ સાંભળી નીચી નજરે બોલી "ઇનશાઅલ્લાહ એવું કદીએ નહીં થાય." ફરી પોતાની ચાંદીની ચાર ચુડીઓ કાઢીને "ખાલાજાન! હું મારી આ ચુડીઓ બહેન હમીદાને નીશાની દાખલ આપવા ચાહું છું અગર આપની રજા હોય તો આપું."

"નહીં બેટી, આની શી જરૂરત છે?"

"જરૂરત તો કાંઇ નથી પણ મારી એવીજ ઇચ્છા છે કે આ ચુડીઓ હમીદા પેહરે."

આ વાતચીત થઇ રહી હતી એટલામાં હમીદા આવી જેને જોઇ કનીઝાની માશીએ કહ્યું.

"હમીદા! અહીં આવ, જો તારી બહેન જાય છે અને તને નીશાની દાખલ પોતાની ચુડીઓ આપે છે."

"ના મારે તો આવી ચુડીઓ નીશાની દાખલ નથી જોઇતી. હમીદા મોહડું બગાડી બોલી "પોતાની ઘડીઆળ નીશાની દાખલ આપે તો એક વાત છે, આવી ચુડીઓ તે શા કામની!"

"લે હવે રહેવા દે" માશીજી હમીદાપર આંખો કાઢી બોલ્યા "રાંડ આવડી મોહટી થઇ અને બેવકુફજ રહી, લગન થઈ ગયું હોત તો એક બે બાળકની મા થાત!"

ટુંકમાં એટલુંજ કે હમીદાએ કનીઝાની ચાર ચુડીઓ લીધી અને કનીઝાની માશીએ કનીઝાના હાથ ઉપર ઇમામ ઝામીનનો એક

રૂપીઓ લુગડામાં વીંટી બાંધ્યો અને હસ્તા મુખે કનીઝાને પોતાના મકાનમાંથી વિદાય કરી.

કનીઝે ફાતમા પોતાના લુગડાની નાહની સરખી બેગ અને ચોપડીઓની પેટી સાથે એક ભાડાની ગાડીમાં સવાર થઇ, પોતાની માશીના મકાનને સલામ કરી. ગાડીવાળાએ કનીઝાને કયાં લઇ જવા માટે પુછ્યું તો કનીઝાએ લગાર વિચાર કરીને જવાબ આપ્યો " અહીંથી હંકાર આગળ જઇને કહું છું " થોડી વાર સુધી ગાડી ચાલ્યા બાદ અનેક વિચારો કરી કનીઝાએ મીશન કમ્પાઉન્ડમાં ગાડી લઇ જવાનો ગાડીવાળાને હુકમ કર્યો. પંદર મીનીટ પછી ગાડી મીશન કમ્પાઉન્ડમાં પોંહચી. એટલે કનીઝાએ પોતાના જુજ સામાનને મીસ ફીલનના બંગલામાં મુકી પોતે મીસ ફીલનની રૂમમાં ગઇ, જયાં કનીઝાને જોતાંજ મીસ ફીલને કહ્યું.

" ઓહો મીસ કનીઝે ફાતમા ! તમે આટલા દીવસ કયાં રહ્યાં ?"

અહીંથી ગયા બાદ થોડા દીવસ સિકન્દર બાનુને ત્યાં રહી ત્યાં મારાં એક માશી મળી જવાથી તેને ઘેર બે એક અઠવાડીઓ રહી. કનીઝા લગાર અચકાઇને બોલી " હવે આપની પાસે આવી છું અને થોડી ઘણી મદદની ઉમેદવાર છું કેમકે મારી જીંદગી કેવી રીતે ગુજરશે એ બહુ મોહટો સવાલ થઇ પડયો છે માટે મારા સારૂં કાંઇક બંદોબસ્ત કરી આપો. "

" હું તો એમજ સમજતી હતી કે તમારૂં લગન પણ થઇ ગયું હશે !" મીસફીલને જરા હસીને કહ્યું. ' કેમકે એમ સમજવાનાં મારી પાસે ઘણાજ સારાં કારણો મોજુદ છે. "

"બહુજ અજબ જેવી વાત!" કનીઝા અજબ થતી ગરીબી સાદે બોલી. "મારા જેવી ગરીબડી અને નિરાધારની ખબર લેનાર કોણ છે?"

"ડીયર કનીઝા! મને માફ કરો" મીસ શીલ્લને કહ્યું "હું અત્યાર સુધી એમ જાણતી હતી કે તમે નવાબ મેહમુદ હસનખાનથી અદરાયલાં છો, કેમકે માત્ર તમારાજ સબબથી નવાબ સાહેબે આજ સુધી મીશનને સેંકડો રૂપીઆની મદદ કરી છે. અને હું મોહટી ખુશીની સાથે કહું છું કે તમારી કેળવણી પાછળ આજ સુધી મીશન તરફથી જેટલા રૂપીઆ ખર્ચ થયા છે તેથી ઘણા વધારે રૂપીઆ નવાબ સાહેબે આપ્યા છે, તો શું હવે તેઓ તમારી સાથે લગન કરવા રાજી નથી?"

"મીસ સાહેબ! હું આ ભેદથી આજેજ જાણીતી થઇ છું." કનીઝા બોલી "બેશક મેં દીવસે નવાબ સાહેબને જોયા છે તે દીવસે તેઓએ મારી સાથે કેટલીક ન કરવા જોગ વાતો કરી હતી, અને જે મને લગારે પસંદ પડી નહી બલકે મેં તે વાતો સાંભળી પોતાને બહુ મોહટું અપમાન થએલું સમજયું હતું અને તે વખતે મારી માત્ર બાર વરસની વય હોવાથી લગનની લગારે પરવા નહોતી અને તેજ પ્રમાણે અત્યારે પણ નથી."

"ફરી તમને કેવા પ્રકારની મદદ જોઇએ છે, હું તમારી હરેક રીતે મદદ કરવા તૈયાર છું. જો તમે મીશનમાં ભણાવવાની નોકરી કરવા ચાહતાં હોવ તો વીસ રૂપીઆના મહીનાની નોકરી તૈયાર છે."

"વીસ રૂપીઆ!" કનીઝા બોલી "વીસ રૂપીઆની નોકરી

મારા માટે ઠીક છે પણ નાહની નાહની છોકરીઓ સાથે માથું કુટવું મને પસંદ નથી, તો પણ હું બે એક દીવસ પછી આ વાતનો જવાબ આપીશ."

"ભલે જેવી તમારી મરજી" મીસ ફીલને પુછ્યું. "પણ તમે ક્યાં ઉતર્યાં છો?'

"હાલમાં તો કોઇ જગ્યાએ નહીં પણ સામાન આપના બંગલામાં મુકયો છે.'

"તમે તમારી મરજી ચાહે ત્યાં સુધી મારે ઘેર રહી શકો છો, તમારા રહેવાથી મને કોઇપણ વાતની તકલીફ નહીં પરંતુ ખુશી થશે, માટે મરજી પડે ત્યાં સુધી રહેજો."

"બહુ બહુ આભાર અને ખુશીની સાથે રહીશ" કનીઝાએ આ વાકય પુરૂં કર્યું એટલે મીસફીલન બીજા રૂમમાં કાંઇ કામ માટે ગઇ. થોડી વારમાં રોયલ થીએટ્રીકલ કંપનીની મેનેજર મીસીસ ચીમેન મીસ ફીલનને મળવા આવી જે કનીઝાથી પણ મળી અને મળતાંની સાથેજ કનીઝાથી વાતચીત શરૂ કરી.

"ઓહો! મીસ કનીઝા તમે અહીં છો? મને તો તમારા ઘરનું ઠેકાણું યાદ નહોતું, તેમજ સરનામાની પણ ખબર નહોતી નહીં તો તમને જરૂર આવીને મળત અથવા કાગળ લખીને જવાબ મંગાવત."

"હું સ્કુલ મુકયા બાદ એક સાહેલીને ત્યાં ગઇ હતી અને હાલ અબઘડી અહીં આવી છું."

"ચાલો અત્યારે મારૂં આવવું પણ સારૂં થયું કે તમારી મુલાકાત થઇ ગઇ" મીસ ચીમેને કહ્યું "ખરેખર મીસ કનીઝા તમોને

મળવા સારૂ દીલ તલપી રહ્યું હતું, પણ હા વારૂ એતો કહો કે આજકાલ તમે શું કરો છો ? ”

“ હમણા તો બેકાર છું. ”

“ આગળ ઉપર શું ઇરાદો છે ? ”

“આગળ ઉપર ઇરાદા તો ઘણા છે અને કાંઇપણ નથી. પરંતુ મીસ શીલને મહેરબાનીની રાહે મને જુનીયર ટીચરની જગ્યા આપવા માટે કહ્યું છે પરંતુ મેં હજુ સુધી કાંઇ પાકો ઠરાવ કર્યો નથી. કેમકે છોકરીઓને ભણાવવાનું કામ મારાથી થઇ શકશે કે નહીં ! પણ ફરી બીજો કોઇ ધંધોએ જણાતો નથી.”

‘પણ મીસ કનીઝા ! હું તમોને એક ધંધો બતાવું ?”

“ફરમાવો.”

“તમે એકટ્રેસનો ધંધો કેમ નથી કરતાં ?” મીસીસ ચીમેને સલાહ આપી “તમારો ચેહરો મોહરો તેમજ સાદ પણ સુંદર છે વળી તમારી લયાકત, હુશીયારી અને પીઆના ઉપરનો સરસ કાબુ સોના ઉપર સોહાગા જેવું છે.”

“પણ આ કામ સ્ત્રીઓના માટે નથી” કનીઝાએ વાંધો દર્શાવ્યો.

“ત્યારે શું છોકરીઓને અલેફ બે ભણાવવી સ્ત્રીઓના માટે છે ?” મીસીસ ચીમેન બોલી “ કનીઝા ! તમે મારી વાતને ધ્યાન દઇને સાંભળો અને તેના ઉપર અમલ કરો. મેં તમોને જે દીવસથી જોયાં છે ત્યારથી મારા મનમાં ફેંસલો કરી લીધો છે કે થીએટરની એકટ્રેસમાં જેજે ખુબીઓની જરૂરત છે તે બધી તમારામાં મોજુદ

છે તેથી તમે જો આ ધંધામાં પડશો તો એક દીવસે એવાં બાનુ બની જશો કે હીંદુસ્તાનતો શું :પણ યુરોપમાએ તમારી જોડી નહીં મળે."

'પણ થીએટર (નાટક)માં તો નાચવું પડે છે તેમજ પુરૂષોની આગળ નાજ નખરા કરવા પડે છે તે મારાથી કેવી રીતે થશે !" કનીઝા નાટક તરફ અભાવ જાહેર કરતાં બોલી 'મીસીસ ચીમેન ! વળી હીંદુસ્તાનના રસમ અને રીવાજ તથા આચાર વિચાર એવાં નથી કે એક કુળવંત બાનુ પબલીકમાં નાચે તથા ગાય."

"ઓહ મીસ કનીઝા !" મીસીસ ચીમેને નિશ્વાસ નાંખતાં કહ્યું "તમોએ મને આજે તદન નિરાશ બનાવી દીધી. કેમકે હું તો અત્યાર સુધી એમજ સમજી રહી હતી કે જે વિચારોના પ્રતાપે હીંદીઓ અત્યાર સુધી અર્ધ જંગલી ગણાય છે તે વિચારો અંગ્રેજી કેળવણી લેવાથી નાશ પામ્યા હશે, પણ ખરેખર તેમાં મારી ભુલ થઇ છે."

"પણ જરા વિચાર તો કરો હું કોણ છું અને કોની દીકરી!" કનીઝાએ કહ્યું 'મારા અબ્બાની રૂહ મને સ્ટેજ ઉપર નાચતાં જોઇ કેટલી બધી દીલગીર થશે ?"

"અને છોકરીઓની સાથે અલેફ બેની માથાકુટ કરતાં રાજી થશે ?" મીસીસ ચીમેન જોશના આવેશમાં બોલવા લાગી "આખી જીંદગી સુધી નતો ખાવાનું સારૂં મળશે નતો પહેરવાનું, તો પણ જો તમારી મરજી નાહની છોકરીઓની સાથે માથાકુટ કરી વીશ પચીસ રૂપીઆમાં જીંદગી ગુજારી દેવી હોય તો ભલે, પણ મારી નસીહત તો

એજ છે કે નાટકમાં નોકરી કરી લો. કેમકે માણુસની ઇજ્જત તથા આબરૂ તેની ચાલ ચલણથી જાહેર થાય છે. કોઇ પણ ધંધા રોજગાર ઉપર ઇજ્જત આબરૂ લટકેલી નથી. જુઓ, મીસ મેરી હેન્ડરસન અને મીસ સુફીયા કલાર્ક એકટ્રેસો હતી પણ તેઓએ આ નાટકનાજ ધંધામાં કેટલી બધી આબરૂ પેદા કરી અને તે એટલે સુધી કે આપણી મરહુમ મહારાણીએ તે બંનેની પેશાનીઓના ચુંબનો લીધાં હતાં લોહારના ધંધામાં મી. રોજર્સે કાંઇ ઓછી ઇજ્જત પેદા કરી છે? દારૂ વેચનારાઓમાં મરે કંપની સાધારણ માન મરતબો ધરાવે છે? પ્યારી કનીઝા! એમ ન સમજવું જોઇએ કે માણુસ જે ધંધામાં પડે છે તેના જેવોજ બની જાય છે. માણુસ માણુસનાં કૃત્યો જુદાં જુદાં હોય છે અને તેજ પ્રમાણે તેમની ઇજ્જત અને મરતબો સમજવામાં આવે છે. ખરાબ માણુસોમાં ભલા અને ભલા માણુસોમાં ખરાબ અસલથી થતા આવ્યા છે. શું તમે કોઇ મોલવીના છોકરાને દારૂડીઓ નથી જોયો? કોઇ ખાનદાની સ્ત્રીને બદ ચાલની નથી જોઇ? કોઇ નીચ જાતના માણુસને આબરૂદાર અને નેક બની ગએલો નથી સાંભળ્યો? કીરદુદાસ પાલ એક ઘાંચીનો છોકરો હતો પણ શું તેણે પોતાની જાતી લાયકાત અને બાહોશીથી ઇજ્જત આબરૂ પેદા કરી નથી?"

"પણ તે એકટર નહોતો! કનીઝાએ પુછ્યું.

"તમે મારી વાત સમજ્યાં નહીં. મારૂં કહેવું એમ નથી કે આખી દુન્યાની ઇજ્જત આબરૂનો આધાર માત્ર એકટરના ધંધા ઉપરજ છે. નહીં, એમ નહીં, બલકે વાત એમ છે કે માણુસ ગમે તેવા ધંધામાં પડે પણ જો તે પોતાની ચાલ ચલણ અને આદત

સારી રાખે તો તે ઇજ્જતદાર અને માનવંતો થઇ શકે છે. દાખલા તરીકે તમે મનેજ જુઓ, શું હું બદચલણુ અને કમીની છું ? તમે મને નીચ સમજો છો ? હું પોતે પણ એક કરનલની દીકરી છું અને મારો ધણી ફોજમાં એક ઓફીસર હતો."

"હવે હું આનો તે શો જવાબ આપું!" કનીઝા ગુંચવણમાં પડીને બોલી "પણ ઠીક છે હું મીસફીલનની સલાહ લઇને ફરી બરાબર જવાબ આપીશ."

"જો મીસફીલનનીજ સલાહ ઉપર કારબંદ થવું હોય તો ફરી તેમની સલાહ પ્રમાણે આજેજ ખ્રીસ્તી ધર્મમાં કેમ દાખલ થઇ જતાં નથી ?"

મીસીસ ચીમેને આ વાકય લગાર મોહટેથી કહેલું હોવાથી પાસેના રૂમમાં મીસફીલને સાંભળ્યું જે સાભળતાંજ મીસફીલને કની-ઝાવાલી રૂમમાં આવીને કહ્યું.

"તમો બંનેમાં ઘણીવારથી શી વાતો થઇ રહી છે ? કાંઇ હરકત ન હોય તો મને પણ એ વાતોની હીસ્સેદાર બનાવો."

"કાંઇ નહીં" કનીઝા બોલી "એ તો મીસીસ ચીમેન મને નાટકના ધંધાની કાબેલ જણાવી નાટકમાં એકટ્રેસ તરીકે નોકરી કરવાની સલાહ આપે છે. તેમાં તમારી શી સલાહ છે ?"

"હું આવી વાહીયાત વાતની કદીએ સલાહ આપીશ નહી, આથી તમારી બહુજ બદનામી થશે."

"ફરી બીજો કયો ધંધો કરૂં ? છોકરીઓને ભણાવવાનું કામ તો મારાથી નહીં થાય."

"તમારી મરજી પડે તે ધંધો અખત્યાર કરો, મારી સલાહ લેવાની જરૂરત શી છે!" લગાર મોહડું ચઢાવી મીશરીલને જવાબ આપ્યો એટલે મીસીસ ચીમેને કહ્યું.

"મીસરીલન, ખુદાની ખાતર તમે બાહોશ કનીઝાના કીસમત ઉપર કુહાડીનો ઘા ન મારો હું તેણીને મારી સગી બેટી પ્રમાણે ચાહી બધું કામ શીખાડીશ માટે તેણીને મારી સાથે કરી દો."

ઉપલી વાતચીત થવા બાદ કનીઝે ફાતમા મીસીસ ચીમેનની સાથે જવા રાજી થઇ ગઇ તેથી મીસીસ ચીમેને કનીઝાને પચાસ રૂપીઆના માસીક પગારે ધી રોયલ થીએટ્રીકલ કંપનીમાં કામ શીખવા માટે નોકર રાખી લીધી.



# એકટ્રેસ કનીઝા

કનીઝે ફાતમાએ નાટકમાં નોકર થતાંજ ઘણીજ મહેનત તથા જાંફેશાની સાથે પોતાનું કામ શીખવું શરૂ કરી દીધું.

રોયલ થીએટ્રીકલ કંપની એક બહુજ આબરૂદાર નાટક કંપની હતી તેમાં એકટ કરનારી બધી યુરોપીયન મીસો હતી કોઇ પણ પુરૂષ એકટર નહોતો. માત્ર એક કનીઝે ફાતમા હીંદી એકટ્રેસ હતી. કનીઝે ફાતમા જે દીવસે નાટકમાં નોકર થઇ તેજ દીવસે તેણીએ શુબરાતન મામાને બોલાવી પોતાની પાસે નોકર રાખી લીધી.

નોકર રહ્યા પછી ત્રણ અઠવાડીઆ સુધી કનીઝા સ્ટેજ ઉપર ઉતરી નહીં પણ ખાનગી રીતે પોતાના પાર્ટ યાદ કરતી રહી. લગભગ તીસ દીવસ પછી એક દીવસે મીસીસ ચીમેને કનીઝાને મુબારકબાદી આપી જણાવ્યું.

"હવે તમને વધુ શીખાડવાની જરૂરત નથી."

"નહીં મેમસાહેબ મને બનાવો છો !"

"ખરૂં કહું છું કે તમને એક શબ્દ પણ બતાવવાની જરૂરત નથી અને ખરી વાત તો એ છે કે તમે જન્મથીજ એકટ્રેસ પેદા થએલાં છો. દરેક પાર્ટ એવી તો ખુબીથી અદા કરો છો કે જાણે કુદરતી ન હોય !"

"એતો આપની મહેરબાની છે."

"નહીં ખરી વાત છે" મીસીસ ચીમેન બોલી "આજે રાતે રોમીયો જુલીયટનો ખેલ છે તેમાં તમારે જુલીયટના પાર્ટ માટે ઉતરવું પડશે."

આ સાંભળી કનીઝા પ્રથમ તો લગાર ગભરાઇ પણ ફરી આજ વાતનો પગાર મળતો હોવાથી ચુપ થઇ ગઇ.

રાતના આઠ વાગે ખેલ શરૂ થતાં સઉથી પેહલાં સ્ટેજ ઉપર કનીઝે ફાતમા આવી, જેને જોતાંજ ઓડીઅન્સના બધા માણસોએ તાલીઓ વગાડીને માન આપ્યું. કનીઝાનો લીબાસ, સાદગી અને ભોળો ચેહરો અને તેને સુનીરો મીટો અવાજ એ બધી વાતો એવી હતી કે આખુ ઓડીઅન્સ તેને જોવા તથા તેનું ગાણું સાંભળવામાં લીન બની ગયું અને તેણીને પેહલી નજરે જોતાંજ શું યુરોપીયન અને શું હીંદી એકી અવાજે પોતાની ભાષામાં બોલી ઉઠયા.

હોશરૂબા સિતમગરા માહેલકા તુ કોન હે
સબ્રો કરાર લે લીયા સચતો બતા તુ કોન હે

દરેક માણુસની જીભ ઉપર વાહ, વાહ, હતું અને તેનો દરદ ભર્યો અવાજ સાંભળી બધાની આંખોમાંથી આંસુઓ જારી હતાં. તેની દરેક અદા અને નખરા ઉપર એક એક માણુસ કુરબાન થઇ રહ્યું હતું અને વગર અચકાએ બધાની જીભ ઉપર એક બીજાને જોઇ આ શેર જારી હતો.

દિલ સંભાલે રહો અય દિલ વાલો
ચોરિયાં દુઝદે હિના કરતે હેં

કનીઝાની પેહલીજ રાત ઘણીજ કામયાબી અને પુર ફતેહ-મંદીની સાથે પુરી થઇ. અને તમાશબીનોના આગ્રહથી મીસીસ ચીમેને એક અઠવાડીઆ સુધી રોમીઓ અને જુલીયટનાજ ખેલો થશે એવી જાહેર ખબર આપી દીધી. બીજા દીવસના ખેલમાં એ-ટલા બધા તમાશબીનો આવ્યા કે થીએટરમાં પગ મુકવાની જગ્યા પણ બાકી રહી નહીં. સીડીથી લઇને તે ગેલેરી સુધી માણસો ભરાઇ ગયા હતા અને ત્રીજા દીવસે તો તમાશબીનોની સખ્યા ઓછી ભેગી થાય તેટલા માટે મીસીસ ચીમેને ટીકીટનો ડબલ ભાવ કરી દીધો, તો પણ તમાશબીનોની ભીડમાં લગારે કમી થઇ નહીં.

મીસીસ ચીમેને ચાર પાંચ દીવસ સુધી તો જાહેર ખબરમાં મીસ કનીઝે ફાતમાનું નામ લખ્યું નહીં પણ માત્ર એટલુંજ લખ્યું હતું કે જુલીયટનો પાર્ટ એક નવી એકટ્રેસ ભજવી બતાવશે. જ્યારે કનીઝાએ જુલીયટનો પાર્ટ પુર ફતેહમંદીની સાથે ભજવી બતાવ્યો ત્યારે શહેરના બધા વર્તમાન પત્રોમાં નવી એકટ્રેસની તારીફવાળા આર્ટીકલો પ્રગટ થયા પણ તેઓ એકટ્રેસને એક હીંદી નહીં પણ અમેરીકન, ફ્રેન્ચ અથવા ઇટાલીયન તરીકે ઓળખાવતા હતા તેથી પાંચમી રાતે મીસીસ ચીમેને ખેલ શરૂ થવાની પેહલાં સ્ટેજ ઉપર આવી ઓડીઅન્સ આગળ જાહેર કર્યું કે જુલીયટનો પાર્ટ કરનાર એકટ્રેસ યુરોપીયન નહીં પણ મીસ કનીઝે ફાતમા નામની હીંદી મુસલમાન બાળા છે. જ્યારે ઓડીઅન્સના કાંનો ઉપર આ વાત પડી ત્યારે ઓડીઅન્સમાં એક અજબ જેવી લાગણી ફેલાઇ ગઇ. સર્વે કોઇ અજાયબીની સાથે ખુશાલીના પોકારો કરવા લાગી ગયા અને જ્યારે ખેલની શરૂઆતમાં કનીઝે ફાતમાએ સ્ટેજ ઉપર પગ મુકયો

ત્યારે તો લોકોએ મોહટી ઉલટની સાથે તાળીઓ વગાડી તથા ફુલોના હાર અને છડીઓ ફેંકી કનીઝાને વધાવી લીધી. લગભગ પા કલાક સુધી લોકોની આવીજ હાલત રહી, તે બાદ કનીઝાએ એક અદ્બાની સાથે ઓડીઅન્સ આગળ ગરદન નમાવી આભારની લાગણી જાહેર કરી.

કનીઝે ફાતમાવાળી ધી રોયલ થીએટ્રીકલ કંપની કાનપુરમાં લાંબા સમયથી મુકામ કરીને રહેલી હોવાથી હવે તે બીજા શહેરની મુસાફરીએ નીકળનાર હતી, એટલામાં ફીરોઝપુર વાળી ધી ઇમ્પીરીયલ થીએટ્રીકલ કંપનીએ કનીઝાની નેકનામી સાંભળી માસીક સો રૂપીઆના પગારે કનીઝાને પોતાને ત્યાં નોકર રાખવા માટે પેગામ મોકલ્યો જ્યારે કનીઝાને તે કાગળ મલ્યો ત્યારે તેણીએ તે કાગળ વાંચી મીસીસ ચીમેનને આપ્યો. મીસીસ ચીમને કાગળ વાંચીને કહ્યું.

"હું તમારી ખેરખ્વાહ છું બદખ્વાહ નથી તેથીજ જે તમારા લાભની વાત હશે તે કહ્યા વિના રેહનાર નથી. તમારી મોજુદગીથી મારી કંપનીને લાભ થવાની આશા છે પરંતુ તમારા લાભની વાત તો આમાંજ છેકે તમો ફીરોઝપુરની નોકરી કબુલ કરીને તેમાં શામીલ થઇ જાવ. મેં તમારા પ્રતાપે સારી કમાણી કરી લીધી છે અને તે માટે હું તમારી આભારી છું. માટે તમને ખુશીથી રજા આપું છું, કેમકે માણુસની કદર તેના શહેરમાં થતી નથી."

"કદ્ર ઇનસાન કી હોતી હે વતનસે બહાર"

"એ બધા તમારાજ પ્રતાપ છે" કનીઝાએ જવાબ આપ્યો "જો તમોએ મને આ ધંધાની સલાહ આપી ન હોત તો હું

છોકરીઓને ભણાવવામાં અત્યારે માથું કુટી રહી હોત, પણ તમારી નેક સલાહનું આ ફળ છે કે થોડીજ મુદ્દતમાં ફીરોઝપુરથી માગણી થઇ છે. તેથી હું તમારી ઇચ્છાને આધિન થઇ ફીરોજપુર જવાને રાજી છું અને મારો દીલી ઇરાદો છે કે આ હુન્નરને છેવટના દરજ્જા સુધી પહોંચાડું."

"તમે આ હુન્નરની કુનેહને જાણી ગયાં છો; પણ માત્ર એકાદ વરસના અનુભવની જરૂર છે જે તમે જાણી ગયા બાદ એવાં બનો જશો કે તમારી જોડી મળવી મુશ્કેલ છે."

આ વાતચીત થવા બાદ કનીઝાએ ફિરોઝપુરની તૈયારી કરી અને ફિરોઝપુર જવા પેહલાં એક વખત પોતાની માશીની મુલાકાત લેવાના વિચારથી માશીના મકાન ઉપર ગઇ અને બેધડક દરવાજો ઉઘાડી મકાનમાં પેઠી. જ્યારે તેણીની માશીએ કનીઝાને જોઇ ત્યારે કાંઇ પણ આદર સત્કાર ન કરતાં બોલી.

"કનીઝા! તેં તેજ કર્યું કે જેની મને આગળથી બીક હતી! તું મારી સગી બહેનની દીકરી થઇને આવી બદચાલની નીકળે એ ખુદાનો ગજબ નહીં તો શું?" પોતાની દીકરી હમીદાને કહ્યું "બેટા હમીદા! તું અંદર ચાલી જા, હવે કનીઝા પેહલાંના જેવી નથી માટે પરદો કરી લે."

"ખાલાજાન!" કનીઝાએ કહ્યું "મેં એવો તે કયો અપરાધ કર્યો છે કે જેથી તમે આવી વાતો સંભળાવો છો!"

"મેં સાંભળ્યું છે કે તું કસબણોની પેઠે નાચે છે, ગાય છે તથા કોણ જાણે બીજું શું શું કરે છે!" માશી કાનો ઉપર હાથ

મુકી બોલી. "તેથી ના બા હું મારી દીકરીને તારી આગળ નહીં આવવા દઉં, ક્યાંક તેને પણ તારી અસર લાગી જાય! અને જો તેના સાસરામાં ખબર પડે કે નાચનારી અમારી સગી છે તો ફરી લગનનું નક્કી થયું છે તે પણ તુટી જાય, માટે તું તારે ચાલી જા."

"તદન જુઠ, તમે જે સાંભળ્યું તે તોહમત છે" કનીઝા અપમાનને દાબી ખોંખારો કરતાં બોલી "હું કસબણોની પેઠે નાચતી ગાતી નથી, પણ હું તો થીએટરમાં એકટ કરૂં છું અને એકટરનો ધંધો કાંઇ નીચ નથી. વળી મારો મેલ મેલાપ તથા રહેણીકરણી એવા ગ્રહસ્થ લોકોની સાથે છે કે જે કોઇપણ રીતે ગ્રહસ્થાઇમા તમારાથી ઉતરતા નથી."

"બા! ગમે તે હોય પણ મારે નાચનારી સગીની જરૂરત નથી."

'ખેર! તો હું અહીં આવીને પુરેપુરી આવવાની શિક્ષા પામી ચુકી છું અને તેનો પસ્તાવો જીંદગી સુધી રહેશે."

કનીઝા અહીં સુધી કેહવા પામી હતી કે એટલામાં તેના માસા મોલવી સાહેબ આવ્યા જે કનીઝાને જોતાંજ પોકારવા મંડી પડ્યા.

"અરે નાચનારી કુલટા, અમારા ઘરમાં શામાટે આવી છે? બસ તેને અબઘડી અમારા પવિત્ર ઘરમાંથી કાઢો."

"માફ કરો, મારી ભુલ થઇ" કનીઝા ગદગદિત કંઠે બોલી. "હું અબઘડી જાઉં છું અને ઇનશાહ અલ્લાહ હવે આ ઘરમાં કદીએ પગ મુકીશ નહીં."

ખુદા ના કરે કે તું ફરી આવે" મોલવી સાહેબ પોકાર્યા.

"આમીન" માશીએ ટેકો આપ્યો.

"સુમ્માઆમીન" કોટડીમાંથી હમીદાએ ઉમેર્યું.

કનીઝા લાનત મલામત અને ઝિલ્લતો ખ્વારીની સાથે માશીના મકાનમાંથી તરતજ નીકળી ગઇ, તે વખતે તેણી નાટકના ધંધામાં પડવાથી ઘણીજ શરમાવા લાગી, અને પોતાના મનમાં સવાલ કરવા લાગી "શું ખરેખર હું એવીજ નીચ બની ગઇ છું? શું હવે હું કોઇ સારા માણસથી મળવા લાયક રહી નથી? શું મારામાં એવા દુર્ગુણો પેદા થઇ ગયા છે કે જેથી કોઇ આબરૂદાર બાનુ મારાથી મળવામાં પોતાની બદનામી સમજે!" કનીઝા આ સવાલોના કાંઇ જવાબો આપી શકતી નહોતી પણ ફરી પોતાની નબળાઇને દુર કરી કહેતી કે "અગર દુન્યા એવી જાહેર દેખાવ ઉપર જીવ આપનારી છે તો મારે તેનાથી કોઇ પણ વાતનો સંબંધ રાખવો ન જોઇએ. હવેથી એવીજ સોસાઇટીમાં મેલ મીલાપ અને સંબંધ રાખીશ કે જ્યાં મને બદનામી ઉઠાવવી ન પડે" કનીઝા આવાજ વિચારોમાં લીન હતી અને તેણી સિકન્દર બાનુથી મળવાની ઇચ્છા રાખતી હતી પણ પોતાની માશીનો વર્તાવ જોઇ તે ઇચ્છા નાશ પામી.

ફિરોઝપુર જવા પેહલાં કનીઝા નવાબ મેહમુદ હસનની મુલાકાતનો ઇરાદો રાખતી હતી પરંતુ માશીએ કરેલા અપમાનને યાદ કરી તે ઇરાદાને માંડી વાળ્યો.

મીસ કનીઝેફાતમા બધી તરફથી પોતાના જીવને વાળી કાનપુરથી રવાના થઇ. ફિરોઝપુરના સ્ટેશન ઉપર મીસ હેરીસન કનીઝાને લેવા માટે આવી હતી. જ્યારે ટ્રેન સ્ટેશન ઉપર જઇને ઉભી રહી ત્યારે મીસ હેરીસને પેહલા વર્ગના ડબ્બાની પાસે આવી કનીઝે ફાતમાનેજ પુછ્યું.

'મીસ કનીઝેફાતમા આપ પોતેજ છો કે ?"

"જીહા" કનીઝા ડબ્બામાંથી ઉતરતાં બોલી "અને જાણ્યામાં આપ મીસ હેરીસન છો !"

" હા " મીસ હેરીસને જવાબમાં કહ્યું " મારા કાકા મી. હેરીસને તમોને લેવા માટે મોકલી છે.

" હું આપથી મળીને બહુજ ખુશી થઇ છું " કનીઝાએ શેકહેન્ડ કરતાં કહ્યું.

" અને હું તો એક લાંબી મુદતથી તમોને મળવા માટે બેચેન હતી તે આજે મુલાકાત થઇ ગઇ. આ શહેર બહુ સારૂં છે અને આશા છે કે તમે અહી રહીને ઘણુંજ ખુશી થશો, "

"ખુદા ચાહશે તો આપણી વચ્ચે સ્નેહની ગાંઠ વધુ મજબુત થતી જશે" કનીઝાએ કહ્યું 'શું આપ પણ થીએટરમાંજ નોકર છો ?"

" હા, આજે લગભગ વીસ વરસથી હું આજ કંપનીમાં નોકર છુ. મારા કાકા મી. હેરીસન આ કંપનીના ઘણાજ પુરાણા મેનેજર છે તેઓ મને કંપનીમાંથો જવા દેતા નથી. "

આટલી વાતચીત પછી કનીઝા ઇમ્પીરીયલ થીએટરમાં બીજી એકટ્રેસો તથા મી. હેરીસનથી મળી. આખી કંપનીએ કનીઝે ફાતમાની પધરામણીપર પોતાની દીલી ખુશાલી જાહેર કરી. કનીઝાએ પોતાને મળેલા મકાન ઉપર પોતાનો સઘળો સરસામાન ગોઠવ્યા બાદ મી૦ હેરીસનની પાસે જઇને પુછ્યું.

" મારે આજે તો પાર્ટ કરવો નથી ને ? "

"નહીં! આજે તો તમારો પાર્ટ અગાઉથીજ નક્કી થઇ ચુકેલો છે." મી. હેરીસને કહ્યું "મીસીસ ચીમેનની કંપનીમાં ફેવરીટ થએલો પ્લે આજે મુકયો છે અને તેમાં તમારો પાર્ટ છે. વર્તમાન પત્રોમાં તમારા પાર્ટની પહેલાંથી ખબર આપી દીધેલી હોવાથી, આ શહેરના બધા શોકીનો, જે તમને જોવા માટે બેચેન બની રહ્યા છે તેઓએ રીઝવર્ડ કર્યા વિનાની એકે ખુરશી ખાલી મુકી નથી!"

કનીઝા આ સાંભળી તરતજ પોતાના રૂમમાં ગઇ. પોતાનો પાર્ટ યાદ તો હતોજ તો પણ એકવાર ફરી યાદ કરી લીધો. રાત્રે સ્ટેજ ઉપર જ્યારે તેણીએ પહેલી વખતે દેખાવ દીધો ત્યારે બધા ઓડીઅન્સે ખુશાલીના પોકાર અને ફુલોથી વધાવી લીધી. કનીઝાએ તે રાત પુરી ફત્તેહમંદીની સાથે પસાર કરી. જો કે મી. હેરીસનને એટલી બધી ફત્તેહ મળશે એવી આશા નહોતી પણ કનીઝાની પ્રખ્યાતી અગાઉથી થઇ ચુકેલી હોવાથી બીજે દીવસે શહેરના શોકીનોમાં કનીઝાનીજ ચર્ચા થવા લાગી, અને દરરોજ વધુને વધુ શોકીનો ખેલમાં શામીલ થવા લાગ્યા. કનીઝાએ ફિરોઝપુરમાં આવી અંગ્રેજી નાટકમાં ઉર્દુ નાટકો કરવાનો સુધારો કર્યો, અને તેથી અંગ્રેજી નહીં જાણનારાઓની સંખ્યા ઉર્દુ ખેલો જોઇ અજાયબીમાં ગરકાવ બની ગઇ. મસનવી ગુલઝારે નસીમ, મસનવી કલક અને તરાનએ ઇશ્ક વીગેરે કીસ્સાઓમાં જરૂરી ફેરફાર કરી નાટક ભજવી બતાવ્યું જેથી કંપનીને બહુજ લાભ થયો અને ઉર્દુ જાણનાર પબ્લીક ખુશી ખુશી થઇ ગઇ. જે દીવસે તરાનએ ઇશ્કના ખેલમાં કનીઝા યાસમનનો પાર્ટ લઇ સ્ટેજ ઉપર આવી તે દીવસે જોનારાઓ બેચેન બની ગયા! તેઓનાં દીલો બેતાબ થઇ ગયાં હતાં. કનીઝાની સાદગી તેઓના

અંતરમાં ચુટકીઓ લઇ રહી હતી, નિગાહો તીરની ગરજ સારી રહી હતી અને બધા તમાશબીનો આ શેર બોલતા હતા.

તિરછી નઝરોસે ન દેખો આશકે દીલગીર કો
કયસે તીર અંદાઝ હો સીધાતો કરલો તીર કો

કોઇ આશક મિઝાજ પોકારી ઉઠતો હતો

સુર્ખ રૂ હો ચાહનેવાલા લબે દિલદારકા
ઉસકા મુંહ કાલા બુરા ચીતે જો ઝુલ્ફેયારકા

જે વખતે પાર્ટમાં કનીઝાએ માયુસીથી આ શેર કહ્યા ત્યારે કોઇ પણ એવો નહોતો કે જેના જીગર ઉપર ચોટ લાગી નહીં હોય!

દિલ લખ્ત નહીં કે જો પલટ જાયે
રિશતા નહીં આરઝુ કે કટ જાયે
ઉમ્મીદ કલમ નહીં કે :ટુટે
ખ્વાહિશ ધબ્બા નહીં કે છુટે

આ ખેલ માત્ર એકજ દીવસ કરવાનો ઇરાદો હતો પણ શોકીનોના આગ્રહથી લગભગ એક અઠવાડીઆ સુધી દરરોજ આજ ખેલ કરવો પડયો.

ઇમ્પીરીઅલ નાટકમાં આવ્યા બાદ મીસ હેરીસન અને કનીઝામાં દોસ્તીનો સંબંધ જોડાયો. અને તેથી કનીઝાનું દિલ પણ મીસ હેરીસનથી મળી ગળી ગયું હતું. મીસ હેરીસન દરઅસલ મીસ નહોતી, પણ તેનું લગન થઇ ચુકયું હતુ અને ખુદાના ફઝલથી પચીસ વરસની વયનો એક દીકરો હતો જે રેલવેમાં ગાર્ડની જગા ઉપર નોકર હતો. પરંતુ મીસ હેરીસન પોતાના રંગરૂપના

પ્રતાપે પોતાને નાહની મીસ જેવીજ સમજી રહી હતી. કનીઝા ફુરસદના વખતે મીસ હેરીસનના રૂમમાં જઇને બેસતી તો કોઇ દીવસે મીસ હેરીસન કનીઝાના રૂમમાં બેસતી. એક દીવસે વાત ઉપર વાત નીકળતાં મીસ હેરીસને પુછયું.

"કેમ કનીઝા! તમે પણ પોતાના આશક બનાવ્યા કે!"

"નહીં" કનીઝાએ જવાબ આપ્યો "હું હજુ સુધી આ મઝાથી અજાણી છું."

"અરે પણ મારો તો મારા આશકોથી નર્કમાં દમ આવી ગયો છે" મીસ હેરીસન બોલી "જ્યારે પણ હું બહાર નીકળું છું તો મારા ઉપર ફુલોનો વરસાદ વરસવા માંડે છે. કોઇ ફુલનો હાર ફેંકે છે તો કોઇ ગુલાબની ગેંદ નાખે છે. કોઇ અંગુઠી લઇને આવે છે તો કોઇ રડી રડીને ઇશક જાહેર કરે છે. હવે તમેજ કહો કે હું બધાને તો કેવી રીતે પુગી શકું? હું એકલી અને આશક હજારો! એતો ભલા કેમ બને!"

"એમ કે?" કનીઝા લગાર હસીને બોલી.

"અરે હું કયાં સુધી કહું" મીસ હેરીસન વધુનેવધુ ખીલીને બોલી "અહીંના બધા લોકો તો બસ ગાંડાજ બની ગયા છે. જુઓ મારી વય ચાલીસ પીસતાળીસ વરસની છે પણ બધા પંદર સોળ વરસથી વધારે સમજતા નથી, અને હવે હું બીજું લગ્ન પણ કરનાર નથી."

"તો શું તમારૂં લગ્ન થઇ ચુકયું છે?"

"હા થઇ ચુકયુ છે, પણ મારો ધણી ઘણા વરસો થયાં મરી

ગયો છે." મીસ હેરીસન બોલી "મારૂં લગ્ન, લગ્ન નહોતું પણ તે બચપણની એવકુફી હતી, હું જ્યારે તેનો વિચાર કરૂં છું ત્યારે ઘણુંજ હસવું આવે છે.

"હું તો તમને અત્યાર સુધી કુંવારીજસમજતી હતી" કનીઝા લગાર હસીને બોલી.

"કનીઝા!" મીસ હેરીસને પુછ્યું "તમે બહાર ફરવાને કેમ જતાં નથી?"

"કીતાબોના વાંચવાથી ફુરસદજ મળતી નથી."

"ના, આજે તો જરૂર ચાલજો, બજ્યું ઘરમાં ગોંધાઇ રહેતાં ગભરામણ પણ છુટતી નથી?"

"ઠીક છે ચાલીશ" કનીઝા બોલી "પણ મારા સંબંધમાંતમારા કાકા કેવા વિચાર ધરાવે છે તેતો કહો."

"તેઓ તમારાથી ઘણાજ ખુશ છે અને જ્યારથી તમોએ ઉર્દુ ખેલોની શરૂઆત કરી છે ત્યારથી તેમની ખુશાલીનો પાર નથી કેમકે તમારા આવવા પેહલાં બહુજ મુશકેલથી અર્ધુ થીએટર ભરાતું હતું અને હવે તો પગ મુકવા જેટલી પણ જગ્યા રેહતી નથી."

ઉપલી વાતચીત પછી વાયદો આપ્યા પ્રમાણે કનીઝા મીસ હેરીસન સાથે બહાર ફરવા માટે ગઇ. હજુ તેઓ બાગની નજીક સુધી પોંહચ્યાજ હતાં કે પાછળથી "એ જાનેવાલી ચલો, બાજુ બાજુ હટ જાવ" નો સાદ સંભળાયો અને ફરી થોડીજ વારમાં એક બે ઘોડાની ગ્રુમ નીકળી પણ તે થોડીજ દુર જઇને એકદમ થોભી ગઇ. ગ્રુમની બંને બાજુએ ચકો પડેલી હતી. જ્યારે ગાડી

બોભી ત્યારે અંદરથી "અરે કનીઝા તમે અહીં ક્યાંથી!" નો સાદ સંભળાયો. જે સાંભળી કનીઝાએ તે સાદને તરતજ ઓળખી લીધો અને મનમાં કેહવા લાગી કે આ સાદ જરૂર અખતરૂન્નીસાનો છે પણ ગાડી સુધી જવાની હીંમત ન ચાલવાથી ત્યાંજ ઉભી રહી. એટલામાં ઘોડાવાળો દોડતો આવીને બોલ્યો.

'હુઝુર બીટીયા સાહબ બુલાવત હે"

"વો કોન હે?" મીસ હેરીસને પુછયું

"ડીપ્ટી શવકતહુસેન સાહબકી બીટીયા" ઘોડાવાળાએ જવાબ આપ્યો.

આ સાંભળી કનીઝા તરતજ દોડતી દોડતી ગાડીની પાસે પ-હોચી એટલે ગાડીનું બારણું ઉઘડી ગયું અને કનીઝા ગાડીની અંદર બેસી ગઇ. અંદર બેસતાંજ અખતરૂન્નીસા કનીઝાને ગળે વળગી પડીને બોલી.

"કનીઝા તમે અહીં ક્યાંથી!"

"અને તમે?"

"મારા અબ્બા અહીં ડેપ્યુટી કલેકટર છે અને અમે અહીં એક નાહના બંગલામાં રહીએ છીએ" અખતરૂન્નીસાએ કહ્યું "બ્હેન કનીઝા! થોડા દીવસમાં મારી સાલગ્રેહનો એક જલશો થનાર છે તેમાં તમે જરૂર આવજો."

"હું કેવી રીતે આવું!" કનીઝા બોલી "વગર બોલાવે તો ખુદાને ઘેર પણ નહી જાઉં."

"હું હમણાં હાલ ઘેર જઇને નોતરાનો કાર્ડ મોકલું છું" અખતરૂન્નીસા બોલી "અમ્માજાનની આગળ મેં તમારી બહુજ તારીપ્ર કરી છે તેથી તેઓ તમારાથી મળીને બહુજ ખુશી થશે."

"પણ જાણ્યામાં તમને ખબર નથી કે હું થીએટરમાં નોકર છું અને હું એક નાટકની એકટર છું, એ સાંભળી તમારી અમ્મા મને કદીએ નહીં બોલાવે."

"શું તમે નાટકમાં નોકર છો?" અખતરૂન્નીસા અજબ થતાં બોલી "બધા મરદોની આગળ નાચો છો?"

"હા" કનીઝાએ નિશ્વાસ નાંખતાં કહ્યું "તમે જાણો છો કે મારૂં સગુંવ્હાલું તેમજ આગળ પાછળ કોઇ નથી અને તેથી ગુજરાન ચલાવવા માટે આ ધંધો કરવો પડયો છે."

"કાંઇ પરવા નહીં" અખતરૂન્નીસા હીમ્મતથી બોલી "હું તો તમને તેજ વ્હાલી કનીઝા સમજું છું જે મીસ ફીલનની ફેશન સ્કુલમાં ભણુતી હતી અને તેથીજ કાલે નોતરાંનો કાર્ડ મોકલીશ માટે તમે જરૂર જરૂર આવજો."

"હા, જરૂર આવીશ પણ તમારા અબ્બા બોલાવશે તો આવીશ અને આવીને એમજ સમજીશ કે આપણે ફરી એકવાર ફીલનની સ્કુલમાં ભેગાં મળ્યાં છીએ."

"પણ હું એક વાત કહું છું તે તમને માનવી પડશે."

"જરૂર માનીશ."

"અબ્બાજાન અને અમ્માજાન બંને જણા બહુજ જુની રૂઢીના અને શરીઅતના પાબંદ છે તેથી તેમની આગળ નાટક તથા નાચ

ગાણાની વાત ન કરજે."

"શું તેઓ મને નાટકની સમજીને શરમાશે?"

"ના ના, તેઓ તો નહીં શરમાય પણ મને બોલાવીને શીખામણોના દફતર ખોલ્યાં દેશે અને હું તેમની શીખામણોથી બહુજ ગભરાઉ છું."

"ઠીક છે ત્યારે હું એ વાતને વચમાં લાવીશજ નહીં."

આ વાતચીત બાદ કનીઝા ગાડીમાંથી ઉતરી અને અખતરૂન્નીસાની ગાડી સપાટાબંધ ચાલી ગઇ. જ્યારે કનીઝા મીસ હેરીસનની પાસે આવી ત્યારે મીસ હેરીસને મોહડું બગાડીને કહ્યું.

"વાહ મારી સાથે ફરવા આવવું અને મારી વગર રજાએ બીજીની સાથે કલાકો સુધી વાતો કરવી!"

"માફ કરો, મીસ હેરીસન માફ કરો" કનીઝા બોલી તેણી મારી સ્કુલ ફેલો હતી અને મને પોતાની સાલગ્રેહના જલશામાં બોલાવવા માટે કહેતી હતી."

"ત્યારે જઇ આવજે, આજકાલ કામ પણ લગાર ઓછું છે તો કાકા ચાર પાંચ દીવસની રજા આપી દેશે."

તે દીવસે અખતરૂન્નીસાની સાથે વાતો કરવામાં વખત વધારે થઇ ગએલો હોવાથી કનીઝા અને મીસ હેરીસન ફરવા વગર ચાલ્યાં આવ્યાં. ત્રીજા દીવસે ડેપ્યુટી કલેકટર શવકતહુસેનનો પટાવાલો તેમની વહુની તરફથી નોતરાંનો કાર્ડ લઇને આવ્યો જે કનીઝાએ મોહટા આભારની લાગણી સાથે રાખતાં પોતાના મનમાં ખુશી થઇને કહેવા લાગી "દુન્યામાં બે ચાર માણસો પણ એવા છે કે જેઓ નાટકના

ધંધાને ધીક્કારતા નથી. " સાંજના ચાર વાગે કનીઝા લુગડાં બદલી ભાડાની ગાડીમાં ડીપ્યુટી સાહેબને ત્યાં ગઇ જ્યાં તેનો બહુ સારો આદર સત્કાર થયો. અખતરૂન્નીસાએ પોતાની સાહેલીને બંગલાના ખુણેખુણાથી વાકેફ કરીને કહ્યું.

" કાલે અહીં બહુ ગમ્મત થશે, મારા સાલગ્રેહની ખુશીમાં એક આમ જલશો થનાર હોવાથી ઘણા લોકો આવશે, તેથી બંગલાની બહારમાં બહુજ વધારો થઇ જશે. વળી અહીંથી ચાર પાંચ માઇલ દુર સીકન્દરપુર ગામમાં એક બહુજ સારો બંગલો અને બગીચો છે. "

" તે કોનો છે ? "

" શમસુન્નીસા બેગમનો " અખતરૂન્નીસા બોલી " જો કે ગામ અને બંગલો તથા બગીચો તેમના ધણીએ બનાવેલો છે છતાં હાલ તો તેના માલીક તેઓ પોતે છે. તેઓ કાનપુરના રહીશ છે આજકાલ અમોઅહીં હોવાથી કાલે આપણે ત્યાં તેઓ પણ આવશે.

" તેઓ સ્વભાવે કેવાં છે ? "

" બહુજ જુની ફેશનનાં પણ તેમના દીકરા બહુજ સારા અને સુધરેલા વિચારના છે. બધે ઠેકાણે તેમની બહુજ તારીફો થાય છે અને તેથીજ અમ્માજાન તેમનું લગ્ન મારી સાથે કરવાનો ઇરાદો રાખે છે. "

" મને શી ખબર ! " અખતરૂન્નીસાએ કહ્યું " ઘણું કરી કાલે નવ્વાબ સાહેબ પણ આવશે, અગર તેઓ અહીં આવે તો તમે પણ જોજો. "

બીજા દીવસે સાલગ્રેહ હતી તેથી ઘણીજ સ્ત્રીઓ અને છોકરીઓ ભેગી મળી તથા બહાર શહેરના જાણીતા શહેરીઓ પણ આવ્યા. આશરે ત્રણ વાગે શમસુન્નીસા બેગમ પોતાના સાહેબઝાદાની સાથે પધાર્યા. કનીઝા તથા અખતરૂન્નીસાએ બેગમ સાહેબને અદબની સાથે સલામ કરી. બેગમ સાહેબે આશીર્વાદ આપી કનીઝાને પુછ્યું.

" દીકરી! તમે કોનાં પુત્રી? "

" જી હું ખ્વાજા બકાઉલ્લાખાનની દીકરી છું. " કનીઝાએ નીચી નજરે જવાબ આપ્યો.

" તેઓ તો બહુ મોહટા ખાનદાની રઇસ હતા. આખા આઉધ પ્રાંતમાં તેમની નેકનામીની શોહરત હતી. " શમસુન્નીસા બેગમ કનીઝાનાં લુગડાં જોઇને બોલ્યા "બેટી તમોને લુગડાં પરહેવાની તરકીબ બહુજ સારી આવડે છે આજકાલની છોકરીઓ ઉંચા પેહરણ અને મોહટા મોહટા ઢીલા ઢાલા પાયજામા પેહરે છે એ જોઇ મને તો બહુજ ચીડ ચડે છે અને તેથી હું તેવી છોકરીઓને ધીક્કારની નજરથી જોઉં છું. તમારી પેઠે ચુડીદાર પાયજામો અને નીચો કુરતો મને બહુજ પસંદ છે અને તે સારો પણ લાગે છે. "

" જીહા, મને તો આવાંજ લુગડાં પસંદ છે. "

" અને તમારા દાગીના પણ મને બહુજ પસંદ પડ્યા છે, કેમકે છોકરીઓ ઘણા દાગીના પેહરે એ મને તદન નાપસંદ છે. જુઓ, તમારા હાથમાં આ સોનાનાં કડાં અને કાનમાં એરીંગ કેવાં સરસ શોભે છે! "

" એ આપની મહેરબાની છે. "

" અને દીકરી તમે અહીં ક્યાં ઉતર્યા છો ? "

" હું અહીં... કનીઝા લગાર અચકાઇને બોલી " મારી એક ઓળખીતી સાહેલીને ત્યાં ઉતરી છું. "

" હમણા બેચાર દીવસ રહેશોને ? "

" હા ઇરાદો તો છે. "

" તો ફરી એકાદ દીવસ મારે ત્યાં પણ ચાલો. હું અખતરૂન્નીસાની મા પાસેથી રજા લઇ તમને મારે ત્યાં લઇ જઇશ. "

શમશુન્નીસા બેગમ અહીં સુધી બોલ્યાં હતાં કે અખતરૂન્નીસાએ કનીઝાને કહ્યું.

" કનીઝા બહેન ? ચાલો બગીચામાં ફરીએ. "

" મને છોકરીઓ બાગમાં ફરવા જાય એ સારૂં લાગતું નથી' શમશુન્નીસા બેગમ ચીડાઇને બોલ્યાં ." કનીઝા તમે તો બહુ ફરતાં નથી ? "

" જી હું બહુ ફરતી નથી. "

" થોડું ફરવું પણ ખરાબ છે. "

" તો હવેથી નહી ફરૂં, "

કનીઝા આટલું કહી અખતરૂન્નીસાની સાથે બાગમાં ગઇ જ્યાં અખતરૂન્નીસાએ નવાબ મેહમુદહસનને ફરતા જોઇને કહ્યું.

" કનીઝા ! જુઓ નવાબ સાહેબ ઉભા છે ! "

"ક્યાં છે ?"

"પેલા રહ્યા !"

"તો હું જઇને બરોબર જોઇ આવું."

"હા."

કનીઝા મેહમુદહસનને જોવા આગળ વધીજ હતી કે નવાબ મેહમુદહસને તેણીને જોઇ લીધી. એક બીજાની નજરો એક થતાંજ બંનેના ચેહરાઓ અજાયબીથી પ્રકાશી ઉઠયા, છેવટે મેહમુદ હસને પુછયું.

"તમે અહીં કયાંથી ?"

"હું પણ અહીંજ છું."

"ચાલો ખુદાના આભાર કે મેં સાંભળેલી ખબર જુઠી નીકળી." મેહમુદ હસન કનીઝાની પાસે આવીને બોલ્યા "તમોએ સ્કુલ મુકી તે બાદ હું તમારી શોધમાં કયાં કયાં જઇ આવ્યો પણ કયાંએ પત્તો લાગ્યો નહીં. એક જણાએ તમારી ખબર આપતાં જણાવ્યું કે તમે નાટકમાં નોકર થઇ ગયાં છો. પણ આવી બેહુદી વાત માનવામાં ન આવી તેથીજ મેં થીએટર કંપનીઓમાં તપાસ કરી નહીં. એક વખતે તમારા માસા મલ્યા હતા જેઓએ પણ તમારો કાંઇ પત્તો આપ્યો નહીં."

"તો આપને બહુ તસ્દી પડી !"

"નહીં કાંઇ નહીં, કહો તમોએ મારાં અંમાજાનને જોયાં ?"

"જીહા, હું તેમનાથી પણ મળી."

ધી અમરસીંહજી પ્રેસ.
અમદાવાદ.




કનીઝા ! જે દીવસે તમારી સહુથી પહેલી મુલાકાત થઈ હતી તે દીવ-
સથી આજસુધી તમારો મનહર ચહેરો મારી નજર આગળથી ખસ્યો નથી...

"મને પુરેપુરૂં યકીન છે કે તેઓ તમારાથી મળીને બહુજ ખુશી થશે કેમકે તમારા જેવો લીબાસ તેમને બહુ પસંદ છે."

"પણ મારામાં ખોડખાંપો એટલી બધી છે કે તેઓ કોઇ કાળે પસંદ કરશે નહીં."

"ખુદાના વાસ્તે આમ ન બોલો અને મારી અમ્માને પણ એવાં ન સમજો. તેઓ તમારા પ્રત્યે જરૂર મોહબ્બત રાખશે."

"શાયદ રાખે."

"કનીઝા તમને યાદ છે? આજે કેટલા વરસો પછી મુલાકાત થઇ!

હમેં યાદ હે સબ ઝરા ઝરા તુમે યાદ હો કે ન યાદ હો."

"મને યાદ છે અને સારી પેઠે યાદ છે. આપ સાહેબે સ્કુલમાં મારા ઉપર કેટલી બધી મહેરબાનીઓ કરી છે તે બધી હકીકત સ્કુલ મુકતી વખતે મીસ ફ્રીલને કહી હતી, તો શું તે ભુલી જવાય તેમ છે? આ સોનાનાં કડાં પણ આપનાંજ ઇનાયત કરેલાં છે."

"તમે મને નાહક શરમીંદો ન કરો. કનીઝા! જે દીવસે તમારી સૌથી પહેલી મુલાકાત થઇ હતી તે દીવસથી આજ સુધી તમારો મનોહર ચેહરો મારી નજરો આગળથી ખસ્યો નથી અને દીલમાં હમેશાં તમારીજ યાદ રહે છે."

"શાયદ!"

એટલામાં અખતરૂન્નીસાએ પોકારીને કહ્યું.

"કનીઝા! શું આખો દીવસ ત્યાંજ રહેવું છે?"

"નહીં આ આવી" આટલું કહી કનીઝા અખતરૂન્નીસાની પાસે ગઇ એટલે તેણીએ પુછયું.

"તમે નવાબ સાહેબને ઓળખો છો?

"હા, મેં તેમને કાનપુરમાં જોયા હતા."

"બહુ મોહટા જાગીરદાર અને હજારો રૂપીઆની વરસાસન મેળવનારા નવાબ છે. અમ્માજાન તો બસ એજ ચાહે છે કે ગમે તેમ કરીને પણ મારૂં લગ્ન એમનાથી થઇ જાય તો સારૂં."

કનીઝાએ આ વાતનો જવાબ ન આપ્યો પણ મેહમુદ હસનનું હજુ લગ્ન થયું નથી તે સાંભળી બહુજ ખુશી થઇ. જો કે તેણી સમજતી હતી કે જયારે મેહમુદહસનને તેણીના નાટકમાં રહેવાની ખબર પડશે ત્યારે તે કનીઝાનો પીછો છોડી દેશે તો પણ મેહમુદહસનનાં લગ્ન થયાં નથી એ સાંભળી તેણીને કુદરતી રીતે ખુશાલી ઉપજી. અખતરૂન્નીસાની સાલગ્રેહનો દીવસ ખુશીખુશાલીમાં પસાર થઇ ગયો અને મેહમાનો રૂખસત થવા લાગ્યા. શમસુન્નીસા બેગમ વિદાય થતી વખતે કનીઝાને કેહવા લાગ્યાં.

"બેટી! મેં અખતરૂન્નીસાની અમ્માથી તમારા માટે રજા લીધી છે તેથી કાલે તમે મારે ત્યાં આવજો, હું ગાડી મોકલીશ."

"મને આવવામાં કાંઇ પણ હરકત નથી, ઘણીજ ખુશીની સાથે આવીશ."

શમસુન્નીસા બેગમે પોતાના ઘેર પોહચતાંજ ગાડીવાળાને હુકમ આપ્યો કે કાલે સાંજે ચાર વાગે ડીપ્ટીસાહેબને ત્યાં બે ઘોડાની બુમ લઇને જજે અને તેમાં ખ્વાજા સાહેબની દીકરીને

બેસાડી આપણે ત્યાં લાવજે. બીજા દીવસે ગાડીવાળાએ બેગમ સાહેબના હુકમનો અમલ કર્યો અને આપણી કનીઝા, બેગમ સાહેબની મેહમાન બનીને આવી. શમસુન્નીસા બેગમે પ્રથમથીજ કનીઝાને પસંદ કરી હતી કેમકે તેની સાદગી, ભોળપણુ અને અદબ આદાબ તથા લીબાસે બેગમ સાહેબનું દિલ જીતી લીધું હતું. બેગમસાહેબે પોતાની આખી જીંદગીમાં કનીઝાની પેઠે કોઇ પણ છોકરીને પસંદ કરી નહોતી અને તેથી અગર કોઇ પણ છોકરી તેમની વહુ થવાને લાયક હોય તો તે માત્ર એક કનીઝા હતી, એમ તેઓએ મનમાં પાકો ઠરાવ કરીને હસતાં, હસતાં મેહમુદ હસનને કહ્યુ. "મેહમુદ મેં તારા માટે એક વહુ શોધી છે" મેહમુદહસને આ સાંભળી કાંઇ જવાબ ન આપતાં ગરદન ઝુકાવી ત્યાંથી ચાલતી પકડી.

સાંજની વખતે કનીઝાને બેગમસાહેબે બાગમાં જઇને હોઝની સુંદર માછલીઓ જોવાની ફરમાશ કરી જે ઉપરથી કનીઝેકાતમા બાગમાં ગઇ. આ વાતની ખબર મેહમુદહસનને પડી જવાથી તેઓ પણ બહારના ઝાંપેથી બાગમાં પહોચ્યા અને લગભગ હોઝની પાસેજ કનીઝાની સામા જઇને ઉભા રહ્યા. કનીઝા અચાનક રીતે મેહમુદ હસનને આવેલા જોઇ લગાર પાછળ હઠી પણ ફરી જીવ સખત કરીને બોલી."

"નવાબ સાહેબ! આપનું આ મકાન કાનપુરવાળા મકાનથી બહુજ સારૂં છે."

"તમોને મારી એક ચીજતો પસંદ પડી એ જોઇ હું ઘણોજ ખુશી થયો."

"આ હોઝમાં બેગમસાહેબે બહુજ સુંદર માછલીઓ ભેગી કરી છે" કનીઝા હોઝની પાળ ઉપર બેસીને બોલી "આહા! જુઓ તો ખરા કેવી સરસ શોભે છે!"

આટલું કહી કનીઝા એક મોહટી માછલીને પકડવા ગઇ પણ સમતોલપણું ખોઇ દેવાથી હોઝમાં પડી ગઇ. તે હોઝ પાંચ વાર ઉંડો, પાંચવાર પોહળો હોવાથી કનીઝા પાણીમાં પડી ગોથાં ખાવા લાગી. આ જોઇ તરતજ મેહમુદહસન કનીઝાને બચાવવા અર્થે હોઝમાં કુદી પડયા. કનીઝા આ જોઇને પોકારી.

'હું તો ડુબુ છું પણ તમે શા માટે જોખમમાં પડોછો!'

"જયારે તમે નહીં હોવ તો ફરી હું જીવીને શું કરીશ!" મેહમુદહસને કનીઝાને પકડતાં કહ્યું. "ગભરાતાં નહીં હું અબઘડી બહાર કાઢું છુ."

મેહમુદહસન તરવાના કામમાં હુશીયાર હોવાથી થોડીજ કોશીશમાં કનીઝાને બહાર કાઢી લાવ્યા અને હોઝના ચબુતરા ઉપર સુવાડી. મહેલમાં ખબર પડતાંજ તાબડતોબ દવાદારૂ શરૂ કરી દીધી જેથી જે પાણી કનીઝા પી ગઇ હતી તે ઉલટીઓ કરવાથી બહાર નીકળી ગયું. તેણી હોશમાં આવી તે બાદ તેને મહેલમાં લાવીને પલંગપર સુવાડી. ચાર પાંચ કલાક બાદ લગાર હુશીયાર થઇ તો બેગમસાહેબે કહ્યું.

"બેટી! તમે આજે આરામજ કરજો કેમકે જાગવાથી તબીયત બગડી જશે." બેગ સાહેબે અબ્બાસીખાનમ દાસીને હુકમ કર્યો "અબ્બાસીખાનમ! તમે આજે અહીંજ રહેજો અને બરાબર ખબર રાખજો, રાતમાં એક બે વખત હું પણ જોવાને આવીશ."

ફરી બેગમસાહેબે કરીમન દાસીને કહ્યું “ કરીમન ! દારોગાને જઇને કહે કે આજે મારાં બંને લાલ બચી ગયાં તેથી અબધડી દસ રૂપીઆના પૈસા મંગાવી મોહતાજોને વેંહચી આપો.”

મેહમુદહસન થોડી થોડી વારમાં કનીઝાની ખબર લેવાને આવતા હતા અને તેઓએ તે રાત ઘણીજ બેકરારીમાં ગુજારી. ખુદાના ફઝલથી સવારમાં કનીઝા બીલકુલ તંદુરસ્ત થઇ ગઇ એટલે નવાબ સાહેબે આવીં તબીયત પુછતાં કનીઝાએ કહ્યું.

“ નવાબ સાહેબ, આપે મારો જીવ બચાવ્યો છે તેનો આભાર માનવા માટે મને શબ્દો જડતા નથી.’

મેં કાંઇપણ, કર્યું નથી માત્ર મારી ફરજ બજાવી છે. તેથા આભાર માનવા માટે તકલીફ લેવાની જરૂર નથી’

“ નહીં હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આપનો આભાર તો નહીંજ ભુલું.”

“ જો એમજ હોય તો હું તેના બદલામાં કાંઇક ઇનામ માગવા ચાહું છું.”

“ ઇનામ આપવા જેટલી તો મારી તાકાત નથી તો પણ ફરમાવો.”

“ બસ હું ઇનામમાં એટલુંજ માગું છું કે તમે મારા જાનમાલનાં માલેક બની મને પોતાને પોતાની ગુલામીમાં કબુલ કરો.” નવાબ સાહેબ હાથ જોડીને બોલ્યા ‘ પ્યારી કનીઝા ! તમારી જુદાઇમાં મારી બહુજ ખરાબ હાલત થઇ રહી છે. દીવાના અને ગાંડા કરતાં પણ વધુ નકામો થઇ ગયો છું.

જીસ્કા ચારા નહીં દુન્યામેં વો લાચાર હું મેં
જીસ્કા સેહતસે હો પરહેઝ વો બીમાર હું મેં
જીસ્કી ઉમ્મીદ ન નિકલે વો તલબગાર હું મેં
પાસ કોડી ન હો જીસ્કે વો ખરીદાર હું મેં

તેથી હવે તો માત્ર તમારી દયા ઉપર મારી બધી આશાઓનો આધાર રહેલો છે.

" ખુદા શહદ કીસીકી ઓર ઉલફ્ત હોતો કાફર હો
તુમીંપર જાન દેતા હું તુમીંપર દમ નિકલતાહે "

" નવાબ સાહેબ ! " કનીઝા શરમાઇને બોલી " તમારે મારી સાથે આવી વાતો ન કરવી જોઇએ ! "

" પ્યારી કનીઝા !

હમ કહે દેતે હેં ઓ ખાતિર શિકન
દિલ કીસીકા તોડના અચ્છા નહીં.

ખુદાના વાસ્તે મારી હાલત ઉપર દયા કરો અને પોતાના સાચા આશકને ન સતાવો.

હમસે યું તિરછી નઝર ઓ બુતે પુરફન કબતક
ઓર ફિર ઉસપે યે શર અયે મેરે દુશમન કબતક
રેહેમ અય ઝોકે હમે આગોશીએ ખુરશીદ લકા
આતશે શોકે તમન્નામેં જલે તન કબતક
ચશ્મસે પુછ તુ અય દિલ તુઝે મનઝુર હે કયા
અશ્ક ગુલગુંસે રહે તર મેરા દામન કબતક "

"નવાબ સાહેબ હું આજે આપની મેહમાન બનીને આવી છું તેથી મેહમાનથી આવી વાતો ન કરવી જોઇએ."

વ્હાલી કનીઝા!

બડા હમ પાસે ખાતિર ઓ સિતમ ઇજાદ કરતે હેં
યે નાલે વરના બઢકર તુઝસેબી બેદાદ કરતે હેં
ખ્યાલે રશ્ક કુછ હે ઓર કુછ હે ખોફે રૂસવાઇ
ઇસી ખાતિર તુમેં હમ અપને દિલમેં યાદ કરતે હેં
તહમ્મુલપર હમારી તાઅન હે ઓર તોહમતે ખામી
કહીં બી પુખ્ત મગઝાને જુનું ફરીયાદ કરતે હેં
વો માનેં યા ન માનેં ઝબ્તકી તાકાત નહીં હમમે
બયાને મુદ્દુઆ હમ હરચે બાદા બાદ કરતે હેં

કનીઝા! જો તમોએ મારાથી લગારપણ નારાઝી જાહેર કરી તો હું અબઘડી આ હોઝમાં પડીને જીવ આપી દઇશ.

ફેંક દેંગે અભી હમ ચીરકે પહેલુ અપના
તુમપે કાબુ નહીં દિલપરતો હે કાબુ અપના

"અરે નવાબ......"

"શું તમે નથી સમજતાં કે હું તમને માત્ર કનીઝાના નામથી બોલાવું છું!" નવાબ મેહમુદ હસને કનીઝાને વધુ બોલતાં અટકાવીને કહ્યું. "અને તમને નવાબ સિવાય બીજો શબ્દ જડતો નથી!"

"ઠીક ત્યારે હું આપને આજથી મેહમુદનાં નામથી બોલાવીશ" કનીઝા નરમ બનીને બોલી "વ્હાલા મેહમુદ! હું તમારા

અમારો તળે દબાઇ ચુકી છું તેથી ઘણીજ ખુશીની સાથે તમારી દાસી બનવા તૈયાર છું પણ તમારી અમ્મા આ વાતથી રજામંદ નહીં થાય!"

"કોણ જાણે તમે તેમના ઉપર જાદુ કરી દીધું છે કે શું? બસ! તેતો તમારા ઉપર ફીદા ફીદા થઇ રહ્યાં છે અને મને પોતાને પણ કહ્યું કે મેં તારા માટે વહુ શોધી છે, તો ફરી તેઓ રજામંદ શા માટે નહીં થાય!"

"પણ જયારે તેઓ જાણશે કે હું એક નાટકની એક્ટ્રેસ છું તો કોઇ કાળે પણ મને વહુ તરીકે પસંદ કરશે નહીં."

"તો શું આ વાત સાચી છે કે તમે નાટકમાં નોકર રહ્યા છો?"

મેહમુદહસન ગભરાઇને બોલી ઉઠયા "અરે કનીઝા તમે તો ગજબજ કર્યો. શું ડીપ્ટી શવકતહુસેન આ વાતને જાણે છે?"

"બેશક જાણે છે" કનીઝા બોલી "હું શા માટે સંતાડું."

"વારૂ કાંઇ પરવા નહીં, માત્ર તમે એટલું કહી દો કે હું તમારી સાથે લગ્ન કરીશ અને લગ્નની પછી નાટકની નોકરી મુકી દઇશ."

"હા જો તમારી અમ્મા આ વાત ઉપર રાજી થઇને આપણું લગ્ન કરી આપતાં હોય તો હું થીએટરની નોકરી મુકી દઇશ."

"ઠીક, ત્યારે તમે કોઇથી કહેતાં નહીં, હું પોતે પોતાની મેળે આ વાતનો નીકાલ કરી લઇશ."

"પરંતુ તમારી અમ્મા કદીએ રાજી નહીં થાય." કનીઝાએ

કહ્યું "મને તો તમારી ખુશી મંજુર છે પરંતુ આ વાત તો ન બનવા જોગ છે."

"કનીઝાં! તમે મારી સામું જુઓ અને કહો કે બધી વાતોનો બંદોબસ્ત થઇ જાય તો તમે મારી સાથે લગ્ન કરશો?"

"હા કરીશ, પણ એક શરત" કનીઝાએ કહ્યું "જ્યાં સુધી બેગમ સાહેબ રાજી ન થાય અથવા જ્યાં સુધી તમે પૈસાદાર ન થાવ ત્યાં સુધી હું થીએટરમાં નોકરી કરીશ અને તે બાદ લગ્ન કરી લઇશ."

"બેગમ સાહેબ રાજી નહીં થાય તો હું તમારા માટે તેમને તજી દઇશ અને માત્ર તમારી ખાતર પૈસા કમાવાને મજુરી કરીશ, મહેનત કરીશ." મેહમુદહસન છાતી પર હાથ મુકીને બોલ્યા "કહો હવે તો તમે રાજી છો અને કબુલત આપો છો?"

આ વાક્ય પુરૂં થતાંજ બેગમ સાહેબ આવ્યાં અને કનીઝાને પુછ્યું.

"દીકરી હવે તબીયત કેવી છે?"

"ખુદાના ફઝલથી, આપની દોઆથી હવે તદન તંદુરસ્ત છું." કનીઝાએ જવાબ આપ્યો. "હવે મારો જવાનો વખત આવી પહોંચ્યો છે માટે ગાડીવાળાને હુકમ આપો તો મહેરબાની."

"આજેજ ચાલ્યાં જશો?"

"જી હા! આજ સુધીની રજા લઇને આવી હતી."

"પણ ફરી બીજે ત્રીજે મળવા આવતાં રહેજો. હું તમારા

પીતાની હકીકતથી સારી પેઠે વાકેફ છું અને તેથીજ હું જાણું છું કે તમે મોહટા ખાનદાની છો."

બેગમ સાહેબે ગાડીનો હુકમ આપ્યો એટલે થોડી વારમાં ગાડી તૈયાર થઇને આવી અને કનીઝા તેમાં સવાર થઇ ડીપટી શવકતહુસેનને ત્યાં આવી પહોંચી. કનીઝાને જોઇ અખતરૂન્નીસાએ કહ્યું.

"ડોસી તમારા ઉપર બહુજ રીઝયાં છે?"

"હા મને પોતાને પણ અજાયબી થાય છે."

"તેમને તમારા જેવા બંદુકના ગીલાફની પેઠેના પાજામાં તથા સાદાઇ બહુજ પસંદ છે તેથી રીઝેલાં લાગે છે."

"હા એમજ હશે."

કનીઝાને પાછા આવે હજુ અર્ધો કલાક પણ નહીં વીત્યો હોય કે એટલામાં ગાડીની ગરબડ સંભળાઇ અને શમસુન્નીસા બેગમ પધારે છે એવી ખબર મળી એટલે તરતજ કનીઝા પોતાને આપેલા ઉતારાવાળી રૂમમાં ચાલી ગઇ. બેગમ સાહેબ ગાડીમાંથી ઉતરતાંજ ડીપટી સાહેબની વહુ કમરૂન્નીસાની રૂમમાં ગયાં અને ત્યાં અર્ધા કલાક સુધી એકાંતમાં વાતો ગઇ. આ જોઇ કનીઝા બહુજ અજબ થઇ હતી. ઘડીમાં તે વિચાર કરતી કે જાણપામાં લગનની મંજુરી મેળવવા આવ્યાં હશે અને ઘડીમાં પોતે નાટકમાં નોકર છે એની ખબર પડવાથી શીકાયત કરવા આવ્યાં હશે! એવા વિચારોમાં ગુંથાઇ હતીજ કે બેગમ સાહેબના પાછા જવાની ગરબડ સંભળાઇ. એટલે કનીઝા પોતાના રૂમમાંથી બહાર નીકળી. કનીઝા રૂમમાંથી બહાર નીકળીજ હતી કે અખતરૂન્નીસાની અમ્મા કમરૂન્નીસા સામી મળી અને કનીઝાને જોતાંજ બોલી.

"બી કનીઝે ફાતમા ? અહીં આવો. મારે તમને કાંઈ કહેવું છે !"

"હાજર થઇ" આટલું બોલી કનીઝા કમરૂન્નીસાની પાછળ દિવાનખાનામાં જઇને તેણીની પાસે ખુરશી ઉપર બેસી ગઇ. અખતરૂન્નીસા પણ સાથેજ હતી. કમરૂન્નીસાએ પોતાની બેઠક લેતાં કહ્યું.

"અત્યારે બેગમ સાહેબ પધાર્યા હતાં અને તમારા લીધે મારી સાથે લડાઇ કરીને ગયાં હવે કોણ જાણે આ લડાઇની સુલેહ પણ થાય છે કે નહીં !"

"આપની સાથે શા સબબથી લડાઇ થઇ હશે તે હું સમજી ગઇ. કનીઝા બોલી "પણ મને તેની પરવા નથી, તેમના દીકરાએ પોતાના લગનનો મને પેગામ આપ્યો જે મેં ખુશીની સાથે કબુલ કર્યો તેમાં મારો શો વાંક ! હવે બેગમ સાહેબ ભલેને રાજી થાય કે નારાજ."

"તમારી સાથે લગ્ન કરવાનો પેગામ ! ! " કમરૂન્નીસા અજાયબીથી બોલી " જુઠ, તદ્દન જુઠ, હું કદીએ માની શકતી નથી, વળી બેગમ સાહેબ આ સબંધમાં મારી સાથે લડયાં નથી પણ તેઓ તો તમારા પવિત્ર ધંધા માટે લડયાં છે."

"મારાથી એવી કઇ ખતા થઇ છે કે તમો મને જુઠી કહો છો ? " કનીઝા બોલી " આપે મારૂં અપમાન કરવું ન જોઇએ."

"તમારૂં જુઠ આ ઉપરથીજ જાહેર થાય છે કે તમે ફરેબ કરીને મારે ઘેર મેહમાન બન્યાં છો. ખુદાનો ગઝબ કે મારા ઘરમાં નાચનારીઓ મહેમાન બને."

"મેં ફરેબ કર્યો નથી. આપની સાહેબઝાદી મારી હકીકતથી જાણીતી છે તેમણે આપની સામે જુઠું કહ્યું હશે."

" બસ બસ, જરા જીભને કાબુમાં રાખો, મારી દીકરી જુઠ અને ફરેબથી તદન નાવાકેફ છે. તમારા જેવી નાટકની નાચનારીઓનો તો જુઠ અને ફરેબનો ધંધો છે પણ મારી દીકરી આવી કમીની આદતોના નામથી પણ વાકેફ નથી. "

"હું તે વખતે સમજી નહોતી; નહીં તો અમ્માજાનને જરૂર કહી દેત " અખતરૂન્નીસા બગલા ભગતની પેઠે બોલી.

" તદન જુઠ " કનીઝા ગુસ્સાથી બોલી " મેં તમને સાફ કહ્યું હતું કે તમે તમારી માને પુછીને મને બોલાવજો અને તમે વાયદો પણ કર્યો હતો. "

" ફરી તેજ મારી દીકરી ઉપર આરોપ ! આખર પણ નાચનારીજ છો ને ? "

" આપને કોઇ હક નથી કે મને આવી રીતે મલામત કરો " કનીઝાએ કહ્યું " હું પોતે પણ શરીફઝાદી છું કાંઇ ધંધો કરવાથી આબરૂ હલકી થતી નથી. તમને લાંચ્છન લાગતું હોય તો હું અબ ઘડી જાઉંછું "

કનીઝા તરતજ ભાડાની ગાડીમાં સવાર થઇ થીએટરમાં આવી. જ્યાં મીસ હેરીસને ઘણાજ હેતથી કનીઝાને માન આપ્યું. અને થોડીવાર પછી બોલી.

' કનીઝા ! તમારા ગયા પછી મારી પાછળ આશકોનાં ટોળે ટોળાં તુટી પડયાં છે અને તેથી હું બહાર પણ નીકળી શકતી નથી. જુઓ એક જણાએ ફુલોની છડી, બીજાએ હાર, ત્રીજાએ અંગુઠી........... "

" બસ તમને તો હર વખતે આજ વાતની ધુન રહે છે."

" હુ શું કરૂં!" મીસ હેરીસન બોલી " તેઓ મારો પીછો મુકતાજ નથી, ને મારી વયની સ્ત્રીને આટલા બધા આશકો ન જોઇએ પણ જ્યારે આટલા બધા ઉગી નીકળ્યા છે તો ના પણ કહેવાતી નથી.

કનીઝાએ આ વાતનો કાંઇ જવાબ ન આપ્યો તેથી ફરી મીસ હેરીસને પુછ્યું " કનીઝા! તમે કાંઇ સીક હોવ એમ જણાય છે."

" નહીં, હુંતો તંદુરસ્ત છું માત્ર કાલે રાત્રે ઉજાગરો થવાથી એમ જણાતું હશે."

થોડીવારમાં શુબરાતન એક વીઝીટીંગ કાર્ડ લઇને આવી જેમાં " નવાબ મેહમુદ હસનખાન" લખેલું હતું. કનીઝાએ આ કાર્ડ જોઇ શુબરાતનને અંદર બોલાવવા માટે કહ્યું એટલે શુબરાતન બહાર જઇને નવાબ સાહેબને અંદર બોલાવીલાવી. કનીઝાએ તેમને પોતાની રૂમમાં ખુરસી ઉપર બેસાડીને કહ્યું.

" આપની સઘળી હકીકતથી હું જાણીતી થઇ ચુકી છું. કમરૂન્નીસાની સાથે તમારી અમ્માજાન એકાંતમા અર્ધો કલાક સુધી વાતો કરતાં રહ્યાં અને તે ઉપરથી કમરૂન્નીસાએ મારૂં ભારે અપમાન કર્યું અને તેથી મને તરતજ ત્યાંથી આવવું પડ્યું."

" હું સમજું છું કે તમે બીજાના કસુરના બદલે મને સજા નહીં કરો" મેહમુદહસન બોલ્યા " હું મારી અમ્માનો જુમ્મેદાર નથી પરંતુ હું પોતે મારી જાતથી તમારી તાબેદારી કરવા તૈયાર છું અને જેવો પહેલાં તમારો આશકેઝાર હતો તેવોજ હાલ પણ

છું. બેશક, તેઓ તમારી હકીકત સાંભળી બહુજ નારાજ થયાં પણ હું તેવી ચુડેલોની લગારે પરવા કરતો નથી."

"મહેરબાની કરી મારી આગળ આવા શબ્દો ન બોલો" કનીઝાએ કહ્યું "હું થીએટરમાં નોકર રહેવાથી શરીફોની આદત ભુલી ગઇ છું એમ સમજતા નહીં. જુઓ મેહમુદ, તમે તમારી અમ્માથી લડાઇ ન કરો કેમકે તમો તેમના તાબામાં છો."

"નહીં, હું તમોને કોઇ કાળે પણ છોડવા ચાહતો નથી અગર તમે મને અહીંથી કાઢી મુકશો અને આ તરફ જોવા પણ નહી દો તોએ હું તો જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી તમારા ફીરકમાં જીંદગીના દીવસો ગુજારી દઇશ, અને આખી જીંદગી એજ ઉમેદથી કુંવારો રહીશ કે શાયદ તમારૂં મન પીગળે અને તમે મને કબુલ કરી લ્યો, હું તમોને મારા ખરા જીગરથી ચાહું છું તેથી તમારા સિવાય બીજીને મારી બેગમ નહીં બનાવું.

મરા અય માહ બાતુ ફીલકતે હસ્ત
તુ બામન મેહેરદારી યા ન દારી."

"વ્હાલા મેહમુદ !" કનીઝા બોલી "તમારે મારા માટે પોતાના અઝીઝોથી લડવું ન જોઇએ, જુઓ તમે પરેશાન તથા રંજીદા છો એ સાંભળીને મને કેટલો બધો સદમો થશે !"

"અગર તમે મારા ઉપર મહેરબાન છો તો હું કોઇ પણ દીવસે રંજીદા અને પરેશાન નહીં થાઉં.

અદાસે દેખલો જાતા રહે ગિલા દિલકા
બસ એક નિગાહપે ઠેરાહે ફેસલા દિલકા

કનીઝા ! તમે મને કાલે કહ્યું હતું કે હું પેસાદાર થઇ જાઉં તો તમે થીએટર મુકી દેશો અને મારાથી લગ્ન કરી લેશો એ વાત ઉપર શું તમે મજબુત છો ?

ઇનસાનકા જો કઝબપર શિઆર આતાહે
ખાતિર પે હરેક કે ગુબાર આતા હે
ફિર વાઅદએ યાર કુછ અજબહે નસીમ
ગર ઝુટ ભી હો તો એતેબાર આતા હે."

" તો શું તમે ખરેખર મારા માટે તમારી અંમ્માને મુકી દેશો ? " કનીઝાએ પુછયું.

" હા " મોહમુદહસને કહ્યું.

" દિલ આતશે ગમસે બે જલાએ ન રહું
સીને કો કબાબ બે બનાએ ન રહું
વો લઝઝતે ઇશ્ક મેંને ચખ્ખી હે નસીમ
સો દિલ હો તો યાર બેલગાએ ન રહું

કનીઝા શું તમે મને જુઠો જાણો છો ? મારી વાતનું યકીન થતું નથી ?

મેરે દિલકે ધડકને કા ઉન્હેં કયોંકર યકીં આયે
ઠેહેર જાતાહે દિલ જબ હાથ વો સીનેપે ધરતેહેં

મારી વફાદારીની ખાત્રી થઇ જશે અને તે વખતે તમે મારી જરૂર કદર કરશો.

ઇસ બંદેકી ચાહ દેખીયેગા

ઔર ઇસકા નિબાહ દેખીયેગા
કુચસી મેં નિબાહતા હુ તુમસે
ઇનશા અલ્લાહ દેખીએગા."

"હા જો તમારી પેહલાના જેવીજ મોહબ્બત કાયમ હોય તો મારે ના! નથી, હું રાજી છું અને મારો ખુદા પણ રાજી છે" કનીઝા બોલી.

"બસ, હવે દુન્યામાં મને કોઇ દિલગીર બનાવી શકતો નથી" મેહમુદહસન ખુશીના આવેશમાં બોલ્યા "માત્ર તમે એટલોજ પાકો વાયદો કરો કે જયારે લગ્ન કરવાના કાબેલ મારી સ્થીતી થઇ જાય તો તમે લગ્ન કરી દેશો ?"

"હા, હું ખુશીથી ઇકરાર અને પાકો વાયદો કરૂં છું."

"આહ!" મેહમુદ હસને ખુશીના આંસુઓ પાડતાં કહ્યું "કનીઝા! વ્હાલી કનીઝા! મારી પાસે તમારો ઉપકાર માનવા શબ્દો નથી પણ હું તેના બદલામાં આખી જીંદગી સુધી તમારો તાબેદાર આશક રહીશ."

"વ્હાલા મેહમુદ!" કનીઝા બોલી "મને મારા ધંધામાં પ્રખ્યાત થઇ જવા દો. અને પછી જુઓ, જે લોકો હાલ મારાથી દુર નાસે છે તે મારા પગોમા આવીને નમશે. માટે પ્યારા મેહમુદ, તમે સબર કરો. હું એક વખત પુરેપુરી નામના પેદા કરી આ ધંધાને સદાના માટે તજી દઇ તમારી તાબેદાર દાસી બની જઇશ."

"બસ, કનીઝા બસ, હું તારો ગુલામ છું, તાબેદાર છું."

તે બાદ કનીઝાએ મેહમુદ હસનની પાસે નાટકમાં ખેલ જોવા આવવાનો વાયદો લીધો, અને પ્રેમ ભરી નજરથી શેકહેન્ડ કરી વિદાય કર્યા. મેહમુદ હસનના જતા મીસ હેરીસને ઓરડામાં પગ મુકતાંજ કહ્યું.

"હા ! હવે હું સમજી, સારો, ખુબસુરત અને ગબરૂ જવાન ફસેલો છે તો પછી મીસ કનીઝાનુ પુછવુંજ શું ? દેખાય છે પણ ગબ્બર, તેથી મારી સારી ભેટ સોગાદો લાવીને સારી પેઠે રીઝવશે. મીસ કનીઝા ! સદ્ધર બિલ્લુ ફાંસવા માટે હું તમને મુબારકબાદી આપું છું."

'ખુદાના ખાતર મીસ હેરીસન આવી વાત ન કહો!" કનીઝાએ કહ્યું "મને તેમની ભેટ સોગાદોની જરૂર નથી, તેઓ બિચારા પોતેજ મુફલસ છે !"

"મુફલિસ હોય તો આવાં સારાં લુગડાં પેહરે? ઘોડાગાડીમાં ફરે ?"

"તેઓ પોતાની મધરના તાબે છે તેથી તેમની પાસે કઇ નથી."

આટલું કહી કનીઝાએ મીસ હેરીસનને માથાના દરદનું બહાનું બતાવી બહાર કાઢી અને પોતે પોતાના પલંગ ઉપર ભવિષ્યની જીંદગીના વિચારોમાં ગોથાં ખાવા લાગી.

કનીઝા ફિરોઝપુરમાં દિન પ્રતિદિન પ્રખ્યાત થવા લાગી અને તેની પ્રશંસાના આર્ટીકલો દુર દેશાવરોમાં પણ પ્રગટ થવા લાગ્યા. નવાબ મેહમુદહસન કનીઝાના ઇશ્કના પ્રતાપે પોતાના અમ્માથી બિલકુલ અલગ થઇ એક હોટલમાં રહેતા હતા. દરરોજ સાંજે કનીઝાની સાથે હવા ખાવાને જતા હતા અને તેમાંજ પોતાની જીંદગીનું સાર્થક થએલું માનતા હતા. નવાબ મેહમુદ હસને બી. એ. પાસ કરી વકીલાતની

સનદ મેળવેલી હોવાથી તે અત્યારે બહુજ કામની થઇ પડી કેમકે આથી જુદા થવા બાદ કોઇ આવક રહી નહોતી તેથી તેઓએ તે સનદના પ્રતાપે ફિરોઝપુરમાં વકીલાતના ધંધામાં જો કે તેઓને સારી કમાણી થતી નહોતી તો પણ તેઓ એકલાને પુરતી થાય તેટલી કમાઇ થતી હતી. પહેલાંની પેઠે હવે તેઓની પાસે ઉમદા વેલર ઘોડાની જોડીઓ, ગાડીઓ અને બગીઓ નહોતી. તેમજ નોકર ચાકરો તથા તેમની હામાં હા મેળવનાર મીરઝા કલ્લન અને બન્નુ પણ નહોતા તથા આલીશાન મહેલ પણ નહોતા. હવે તો માત્ર પ્રીન્સ ઓફ વેલ્સ હોટલમાં માસીક પચાસ રૂપીઆ આપી એક ઓરડામાં રહેતા હતા અને તેજ ઓરડો તેમનો બેડ રૂમ તથા ડાઇનીંગ રૂમ હતો. માત્ર મેહમુદહસન કનીઝાને ખુદાની ન્યામત સમજી હજારો તકલીફો હોવા છતાં આનંદમાં દીવસો ગુજારી રહ્યા હતા. એટલામાં કનીઝાને એકાએક નામના પ્રાપ્ત કરવાનો શોખ થઇ ગયો તેથી તેણે ફિરોઝપુરથી જવાનો ઇરાદો કર્યો. તેણીએ પોતાનો આ ઇરાદો હજી બહાર પણ પાડયો નહોતો કે એટલામાં મુંબઇની વીકટોરીઆ થીએટ્રીકલ કંપનીના મેનેજરનો કાગળ આવ્યો જેમાં તેઓ કનીઝાને અઢીસો રૂપીઆના માસીક પગારે નોકર રાખવા રાજી હતા. કનીઝાને આ કાગળ વાંચતાંજ મીસીસ ચીમેનનું આ વાકય યાદ આવી ગયું.

"કદ્ર ઇનસાન કી હોતી હે વતન કે બહાર"

તેથી તેણીએ તરતજ મુંબઇની નોકરી કબુલ કરી જવાબ લખી વાળ્યો અને બીજે દીવસે મુંબઇ જવાની તૈયારીમાં ગુંથાઇ. એટલામાં સાંજરે મેહમુદ હસન પોતાના નિયમ પ્રમાણે આવ્યા

જેમને જોઇ કનીઝાએ કહ્યું:

"વ્હાલા મેહમુદ, હું કાલે અહીંથી જાઉં છું."

"ક્યાં ?" ધડકતી છાતીએ મેહમુદ હસને પુછ્યું.

"મુંબઇની વિક્ટોરીઆ થીએટ્રીકલ કંપનીના મેનેજર મી. પેસતનજીએ મને અઢીસો રૂપીઆના માસીક પગારની નોકરી આપી છે તેથી હું ત્યાં જાઉં છું અને આશા રાખું છું કે નાટકના હુન્નરને હું સારી પેઠે ત્યાં શીખી શકીશ કેમકે પારસી ગ્રહસ્થોએ નાટકના હુન્નરને ઘણોજ ખીલવ્યો છે."

"વ્હાલી કનીઝા" મેહમુદ હસન હાથ ખેંચીને બોલ્યા.

"અપને કનકા :તુમે ખ્યાલ હુવા
પર ન આશકકા કુછ મલાલ હુવા

"કનીઝા ! મને મુકીને તમે ક્યાં જાવ છો ? લગાર વિચારો તો ખરાં, મેં તમારા લીધે શું નથી કર્યું ! ઘર મુક્યું, દોલત મુકી, મિત્રો મુક્યા, એશઆરામ મુક્યો અને :છેવટે વ્હાલી માને પણ મુકી દીધી."

"બસ આટલીજ વારમાં વડાઈ કરવા લાગી ગયા ?"

"કનીઝા હું વડાઇ કરતો નથી. પણ ખુદાની ખાતર મારા ઉપર રહેમ કરો અને મને તજીને ન જાવ."

"મેં તમારી સાથે ફિરોઝપુરમાં હમેશાં રહેવાનો કાંઇ વાયદો કર્યો નથી." કનીઝા બોલી "તમારી હાલત એવી નથી કે તમે હાલ તરત મારી સાથે લગ્ન કરો અને હું મારા ધંધાને પણ મુકી શકતી નથી."



"કનીઝા તમારી જે કાંઈ મતલબ હોય તે સાફ સાફ કહી દો. આમ ભેદમાં વાત કરવી તે શું ?" મેહમુદ હસન આજીજી કરતાં બોલ્યા "શું તમે કરેલા વાયદાને તોડવા ચાહો છો ?"

"નહીં, મારી એ મતલબ છેજ નહીં પણ એટલું તો જરૂર કહીશ કે તમારૂં મારૂં લગ્ન કોણ જાણે કયારે થશે !"

"પણ આમ કહેવાનું કાંઇ કારણ ?"

"કારણ એટલુંજ કે દુન્યામાં અનેક ફેરફારો થઇ રહ્યા છે. કોઇ પણ ચીજ સ્થીર રહી નથી." કનીઝા બોલી "તમારા ધંધામાં હજુ તમે પ્રવીણ તથા પ્રખ્યાત થયા નથી. તમારી અમ્મા લગ્નથી નારાઝ છે, તો ફરી શું થશે ? કાંઇ નહીં, માટે મારો મત તો એજ છે કે તમે તમારી અમ્માને મળી જાવ અને જે સંકટો ઉઠાવી રહ્યા છો તેથી દરગુજર કરો."

"હું સમજ્યો કનીઝા, હું સમજ્યો" મેહમુદ હસન નિરાશાના સાગરમાં ગોથાં ખાતાં બોલ્યા "તમો તે દીવસે હોજમાં પડી ગયાં અને મેં તમને બચાવ્યાં તેના આભારના સબબે તમે શરમને લીધે લગ્ન કરવાને હા ભરી વાયદો કરી લીધો હતો પણ હવે જાણ્યામાં તેથી ફરવા માગો છો."

"હા, હા, મેહમુદ, તમે સારી પેઠે સમજી ગયા" કનીઝાએ કહ્યું "મને તમારી સાથે દીલી મોહોબ્બત છે પરંતુ તમારા અને મારા માટે ચાલુ સ્થીતી યોગ્ય નથી જણાતી. તમે તમારી અમ્માને ત્યાં જાવ અને હું મારા ધંધામાં પુરેપુરી કામયાબી હાંસલ કરવાની કોશીશ કરૂં છું."

"વારૂ જેવી તમારી ઇચ્છા" મેહમુદ હસને નિરાશ થઇ કહ્યું "મને તમારા મતથી ઇનકાર નથી પણ આટલી વાત યાદ રાખો કે

મસીહા તેરા જાના હે કે મેરી મોતકા આના
યે તનસે જા નિકલતી હે કે ઘરસે તું નિકલતાહે."

આટલું બોલી મેહમુદ હસન ભારે નિરાશા વચ્ચે હોટેલમાં આવ્યા અને પોતાના ઓરડાના બારણા બંધ કરી સારી પેઠે રડ્યા, જ્યારે ખુબ રડી રહ્યા ત્યારે આ ગઝલ પઢવા લાગ્યા.

યે તવક્કા તુઝસે મુઝકો બેવફાઇ કી નથી
આશનાઇ કી થી હમને કુચ્છ બુરાઇ કી નથી
લગ ગયા થા ઇન દિનો કુન્જે કફસમેં અપના દિલ
હમકો અય સઇયાદ કુછ પરવા રેહાઇકી નથી
જાનતેથે ચેનસે ગુઝરેગી રાતેં વસ્લ કી
હમનશી હમકો ખબર રોઝે જુદાઇ કી નથી
ઝુલ્ફ ઉનકી હમસે બલ કરને લગી નાહક ઝરૂર
વરના કોઇ વજહા અયસી કજ અદાઇ કી નથી.

આ તરફ કનીઝે ફાતમા મેહમુદ હસનની જુદાઇથી બેહદ રંજીદા બની રહી હતી અને પોતે જે બેવકુફી કરી હતી તેથી પસ્તાવો કરી રહી હતી. તોપણ હવે મેહમુદ હસન પોતાની માને ત્યાં જઇ આરામથી રહેશે એ યાદ આવતાં ખુશી થતી હતી. કેમકે મેહમુદ હસન હોટેલમાં દુઃખી દહાડા કાઢતા હતા તે તેનાથી જોવાતું નહોતું.

મીસ હેરીસનને કનીઝાની જુદાઇથી બહુજ દુઃખ ઉપજયું પરંતુ લાચાર હોવાથી કાંઇ કરી શકતી નહોતી.

બીજા દીવસે સવારના છ વાગ્યાની મેલમાં કનીઝા પોતાની મામા શુબરાતનની સાથે મુંબઇ રવાના થઇ.

# કનીઝે ફાતમાની કામયાબી.

મુંબઇમાં પ્રથમ તો કનીઝાની પધરામણી ઉપર કાંઇ વધુ ખુશાલી જાહેર કરવામાં આવી નહીં કેમકે મુંબઇ શહેર નાટકના બાબમાં યુનીવરસીટીની હેસીયત ધરાવે છે, તથા ત્યાંના તમાશબીનો શું મરદ કે શું સ્ત્રી બધા કેળવાયલા હોવાથી કોઇ પણ જાતની ખાસ નામવરી હાસલ કરવી તે એક મોહટું કામ હતું. કનીઝાને પોતાને મુંબઇમાં મોહટી નામવરી પેદા કરવાની આશા હતી પણ પ્રથમ તેની પધરામણી ઉપર કાંઇ વધુ ખુશાલી જાહેર કરવામાં આવેલી ન હોવાથી તેણી લગાર પરેશાન થઇ પરંતુ તેનામાં દ્રઢતાનો ભાગ ખુદાતાલાએ વધુ પ્રમાણમાં મુકેલો હોવાથી નિરાશ ન થતાં પોતાના ધંધામાં વધુને વધુ કોશીશ કરવા લાગી. હિમ્મત અને દ્રઢતાથી શું થઇ શકતું નથી? માણસ જો ધારી લે અને હિમ્મત તથા દ્રઢતાથી કોઇ પણ મુશકેલ કામ પાછળ લાગે તો બધુંએ થઇ શકે છે. એક ફારસી શાયરે બીલકુલ સાચુંજ કહેલું છે.

બહર કારે કે હિમ્મત બસ્તા ગરદદ ·<br>
અગર ખારે બુવદ ગુલદસ્તા ગરદદ.

કનીઝાએ મુંબઇમાં પોંહચતાંજ પ્રથમ "મરચંટ ઓફ વેનીસ" અથવા "વેનીસ કા સોદાગર"ના ખેલમાં પાર્ટ લીધો અને તે પાર્ટ એવી તો ખુબસુરતીની સાથે અદા કર્યો કે મુંબઇની પંચમેળ રંગીન પ્રજાનું મન કનીઝા પાછળ ખેંચાયું અને તેની સાથેજ કેટલાક વર્ત

માનપત્રોએ પણ કનીઝાના ઉમદા પાર્ટ ઉપર ખુશાલી જાહેર કરી થોડાઘણા તારીફના શબ્દો લખ્યા. "મરચંટ ઓફ વેનીસ" ના ખેલ પછી રોમીઓ અને જુલીયટનો ખેલ મુકયો જેમાં કનીઝાને જુલીયટનો પાર્ટ આપ્યો હતો. કનીઝાએ ખાસ આ ખેલમાં તો નામના પેદા કરેલી હોવાથી ઘણીજ ખુબસુરતીની સાથે આ પાર્ટ ભજવી બતાવ્યો જેની એટલી બધી અસર થઇ કે મુંબઇની શોખીન પ્રજા કનીઝાને એકી અવાજે વખાણવા મંડી પડી. જ્યાં જુઓ ત્યાં કનીઝાનીજ તારીફો અને વખાણ થવા લાગ્યાં. પૈસે પુર માબાપના છકેલ છોકરાઓએ કનીઝાની પાછળ પોતપોતાના ઠેકુઓ વળગાડયા અને બીજા ત્રીજા ખેલમાં તો ફુલોના હારની સાથે હીરામાણેકની અંગુઠીઓ સ્ટેજ ઉપર પડવા લાગી. વર્તમાનપત્રોએ પણ આ મુસલીમ એકટ્રેસની પ્રશંસામાં લગારે બાકી રાખ્યું નહીં. ચાર પાંચ ખેલોમાં પાર્ટ લેતાં જ કનીઝા કામયાબ થવા માંડી અને મુંબઇની પ્રજા તેની પછવાડે દીવાની થઇને ફરવા લાગી. કનીઝા કોઇ વખતે બહાર નીકળતી તો ચારે બાજુએથી "આ જુલીયટ ચાલી" "પેલી જુલીયટ જાયછે." ના પોકારો થવા લાગ્યા. કનીઝાની જુદી જુદી ઢબની અનેક છબીઓ પાડવામાં આવી અને તે થીએટરમાં ઝપાટા બંધ વેચાવા લાગી. કનીઝાની કામયાબીનો અંદાઝો માત્ર એટલા ઉપરથીજ થઇ શકશે કે પહેલા દીવસે જે છબી આઠ આનામાં વેચાઇ હતી તેજ છબી પંદરમા દીવસે પાંચ રૂપીઆમાં વેચાવા લાગી. ટુંકમાં એટલુંજ કે જેવી રીતે માત્ર એક વરસની મુદતમાં કનીઝા લોકપ્રીય એકટ્રેસ થઇ પડી તેવીજ રીતે એક વરસની મુદતમાં તેના રંગ રૂપમાં પણ તરકકી થઇ. પ્રથમ તો તેણી અઢીસો રૂપીઆના મા-

સીક પગારે નોકરી કરવા લાગી પણ ફરી થોડીજ મુદતમાં છુટક પગાર અઠવાડીઆનો અઢીસો રૂપીઆ થઇ ગયો. અને બીજી અનેક નાટક કંપનીઓએ પણ મોહટા પગારે નોકરી રેહવાની ઓફર કરી. કેટલીક વખતે તો એટલી બધી માગણીઓ થતી કે કનીઝા કંટાળીને બધી કંપનીઓને ઇનકાર કરી દેતી. કનીઝાની આવકમાં જેમ જેમ વધારો થતો ગયો તેમ તેમ છુટા હાથે ખરચ થવા લાગ્યો. કેમકે મુંબઇની અનેક સ્કુલો અને યતીમખાનાઓમાં ઉદાર દીલે સેંકડો અને હજારો રૂપીઆ આપતી હતી. જ્યારે કનીઝાએ મુંબઇમાં પુરેપુરી નામદારી પેદા કરી લીધી ત્યારે તેણી મી. હેન્ડરસનની નાટક કંપની સાથે અમદાવાદ, વડોદરા, પુના, જબલપુરની મુસાફરીએ નીકળી અને તેણીએ છેવટનો મુકામ હયદ્રાબાદમાં કર્યો. આજકાલ હયદ્રાબાદ દખણ ;દરેક વિદ્યાહુન્નરના સરતાજોનું મુખ્ય ધામબનેલું છે તેથી કોઇ પણ હુન્નરના પ્રવીણ માણસનું એકદમ મશહુર થઇ જવું બહુ મોહટું કામ હતું; તો પણ કનીઝે ફાતમાએ હયદ્રાબાદમાં પોંહચતાં વેંતજ ચારે બાજુએ પોતાની કાબેલીયતનો પુરેપુરો ડંકો બજાવી દીધો. શહેરના આગેવાન અમીર ઉમરાવો તથા શાહી ખાનદાનના નબીરાઓ દરરાત્રે થીએટરમાં પધારી કનીઝાની કાબેલીયત ઉપર ફીદા ફીદા થઇ જતા હતા. હયદ્રાબાદના બધા વર્તમાનપત્રો એકી અવાજે કનીઝાની તારીફ કરી લખતા હતા કે " આજ સુધી કનીઝા જેવી કામયાબી કોઇ પણ એક્ટ્રેસ થઇ નથી."

કનીઝાએ નાટકી ધંધામાં હદથી વધારે નામના પેદા કરી લીધેલી હોવાથી હવે વધુ લખવાની કાંઇ જરૂરત રહેતી નથી

તો પણ કાનપુરમાં તેણી વીશે કેવી ચર્ચા થઇ રહી હતી તે લખવામાં આવે છે. એક માણસ બીજાને કહે છે.

"કાં પેલી નામચીન એકટ્રેસ કનીઝા આ તરફ નહો આવે કે ?"

"નહીં કેમ આવે ?" બીજાએ કહ્યું "પણ લગાર પેપરો તો જુઓ, મુંબઇ અને હયદ્રાબાદમાં કેટલી બધી નામના પેદા કરી રહી છે !"

"એતો હું રોજ વાંચું છું, અને વળી આજે સાંભળ્યું છે કે નામદાર નીઝામે તેણીને ઇનામ ઇકરામ આપી તેની આબરૂમાં બહુજ વધારો કરી દીધો છે."

"એમ પણ હોય તો શું અજબ ?" ત્રીજાએ કહ્યું "હુનર અજબ વસ્તુ છે."

"હુન્નરની સાથે ખુબસુરતી પણ છેને ?" પહેલો બોલ્યો "આ નામદારી તથા પ્રખ્યાતી બધી ખુબસુરતીનીજ છે."

મુંબાઇવાલા તો કહે છે કે જયારથી કનીઝા હયદ્રાબાદ તરફ ગઇ છે ત્યારથી નાટકમાં કાંઇ મઝા પડતીજ નથી."

"મુંબઇવાલા તો શું પણ કનીઝા જે જે શહેરમાં ગઇ છે ! તે બધા શહેરોના લોકો એમજ કહી રહ્યા છે, આપણા શહેરનેજ જુઓને ?"

"પણ ભલા નાટકમાં રહીને કનીઝા પોતાની અસમત (પતીવ્રતા પણું) બચાવી શકી હશે ?" પહેલાએ પુછ્યું.



" અરે ચુપ ચુપ આશું બોલો છો!" બીજાએ નાક ઉપર આંગળી મુકીને કહ્યું. " કનીઝાની શાનમાં આવો વિચાર કરવો બહુ મોહટો ગુનોહ છે. કેમકે આજે ચારે ખુણુમાં કનીઝાની પાકદામનીનો ડંકો વાગી રહ્યો છે. વળી એમજ વિચારોને કે જો તેણી પાકદામન ન હોત તો કયારનીએ કોઇ અમીરના ઘરમાં બેસી ગઇ હોત."

અને વળી મેં તો અહીં સુધી સાંભળ્યું છે કે" ત્રીજો બોલ્યો. " મુંબઇમાં શેઠીઆઓના છોકરા માત્ર કનીઝા નાટકની બહાર આવી લગાર હસ્તા મુખે વાત કરે તેટલાના પચાસ પચાસ હજાર રૂપીઆ આપવા તૈયાર થઇ ગયા હતા પણ કનીઝાએ તે પચાસ હજાર રૂપીઆ ઉપર લાત મારીને ગેરમરદને જોવાનું પણ પસંદ કર્યું નહીં."

" બેશક" બીજાએ ટેકો આપ્યો " પાક દામન સ્ત્રીઓ એવીજ હોય છે."

" કનીઝા કોઇ મીરાસી ઢાઢીની દીકરી હશે?" પહેલો બોલ્યો.

" નહીં નહીં" બીજાએ જવાબ આપ્યો " તેણી તો કોઇ મોહટા નવાબની દીકરી છે. વખાની મારી નાટકના ધંધામાં પડી ગઇ છે."

ત્યારેજ પાકદામન રહેવા પામી છે ' પેહલો બોલ્યો ' પણ તેણી આ તરફ આવશે કે નહીં?"

' મેં સાંભળ્યું છે કે મીસીસ ચીમેને તેણીને કાનપુર બોલા-

વવા માટે કાગળ લખ્યો છે અને તેથી ઘણું કરી તેણી આવસે ખરી!'

'ખુદા કરેને આવે, તો ફરી નાટક જોવાની મઝા પડે.'

કનીઝાએ નાટકના ધંધમાં કેટલે દરજ્જે કામયાબી હાંસલ કરી હતી તે ઉપલી વાતચીતથી વાચકો વાકેફ થયા હશે. વળી તેણી કાનપુરમાં પાછી આવે છે એવી ખબર ચોમેર પ્રસરી રહી હતી તે કાંઇ ખોટી નહોતી કેમકે થોડા દીવસ ઉપર મીસીસ ચીમેને કનીઝાને એક કાગળ લખી બેહજાર રૂપીઆના માસીક પગારે પોતાની કંપનીમાં નોકર રહેવાની માંગણી કરી હતી, જે કનીઝાએ મીસીસ ચીમેનના આગલા ઉપકારોને યાદ કરી સ્વીકારી લીધી હતી. કનીઝા વતનમાં આવવાને ઘણીજ ખુશ હતી. કેમકે તેણી પોતાના પુરાણા ઓળખીતાઓને મળવાની ઇંતેજારી ધરાવતી હતી અને વળી જે શહેરમાં પોતે ભીખારીની અવસ્થામાં આવી હતી તેજ શહેરમાં નામવરી અને હજારો લોકોની ઇંતેજારીમાં આવતી હોવાથી તેણીના આનંદનો પાર રહ્યો નહોતો. મીસીસ ચીમેને કનીઝાની પધરામણી પેહલાં એક સુંદર બંગલો શણગારીને તૈયાર રાખ્યો હતો અને બંગલાની સાથેજ એક બે ઘોડાની ઉમદા પાલખી ગાડી પણ ખરીદીને તૈયાર રાખી હતી.

લોકોની ભારે ઇંતેઝારી વચ્ચે એક દીવસે કાનપુરના સ્ટેશન ઉપર હયદ્રાબાદથી આવતી ટ્રેનમાં કનીઝે ફાતમા ફર્સ્ટ કલાસના ડબ્બામાં બેઠેલી જણાઇ અને તેની સાથે તેણીની પુરાણી મામા શુબરાતન જેણી અત્યારે બહુજ જાડી થઇ ગઇ હતી તે બેઠી હતી. કાનપુરના સ્ટેશન ઉપર કનીઝાને લેવા માટે મીસીસ ચીમેન પોતાના સ્ટાફ સાથે ઉભી હતી. અને કનીઝાને જોઇ મોહટા આનંદની સાથે વળગી પડી.

# નવાબ મેહમુદ હસનખાનની હાલત.

વાંચકો થોડીવારના માટે મીસ કનીઝે ફાતમાને કાનપુરમાં મુકી તેણીના આશકેઝાર નવ્વાબ મેહમુદ હસનખા.ની હાલત તપાસીએ. જયારથી કનીઝેફાતમા મુંબઇ રવાના થઇ ત્યારથી મેહમુદહસનની હાલતમાં બહુ મોહટો ફેરફાર થઇ ગયો હતો. પ્રથમ તો તેઓ પોતાની માથી :લડીને એટલા માટે જુદા થઇ ગયા હતા કે કોઇ દીવસ પણ કનીઝેફાતના જેવી અપસરા સમાન સુંદરી મેળવવા પામીશ. પણ હવે જાહેર રીતે જોતાં આ આશા ફળીભૂત થતી દેખાતી નહોતી કેમકે કનીઝેફાતમા ત્યાં નહોતી તેમજ ન તો તેનાં સાથે કાંઇ સંબંધ હતો ! વળી તેણીની સાથે લગનનો ઇકરાર પણ કાયમ રહ્યો નહોતો. તેમજ તેણી કયારે પાછી ફરનારછે તે કાંઇ નકી નહોતું. આ બધી વાતો એવી હતી કે જયારે મેહમુદ હસન તે ઉપર વિચાર કરી પોતાની હાલતને જોતા તો બેકરાર બની આંખોમાંથી આંસુઓ પાડતાં નીચેના અશઆરો બોલતા હતા.

જીગર કે ટુકડે હુવે જલકે દિલ કબાબ હુવા
યે ઇશ્ક જાનકો મેરે કોઇ અઝાબ હુવા
ગલી ગલી તેરી ખાતર ફિરા બચશ્મ પુર આબ
લગાકે તુઝસે દિલ અપના બોહોત ખરાબ હુવા
જવાબ ખત કે ન લિખને સે યે હુવા માઅલુમ
કે આજસે હમેં અબ નામાબર જવાબ હુવા
મંગાઇથી તેરી તસવીર દિલ કી તસકીં કો

મુઝે તો દેખતે હી ઔર ઇઝતિરાબ હુવા
સિતમ તુમારે બોહોત ઔર દિન હિસાબકા એક
મુઝે હે સોચ યેહી કિસ તરાહ હિસાબ હુવા

કનીઝાના પ્યારને હમેશ સુધી પોતાના જીગરમાં રાખવા માટે મેહમુદ હસને પાકો ઇરાદો કરી લીધો હતો. તેઓ પોતાની માના સ્વભાવથી એટલા બધા કંટાળી ગયા હતા કે કનીઝાની તરફથી નિરાશ થતાં પણ તેઓએ ઘેર જવાનો ઇરાદો કર્યો નહીં. દર વખતે કનીઝાના વિચારમાંજ રહેવાથી વકીલાતમાં તેમજ ઘોડાની સવારી, ક્રીકેટ તથા ફુટબોલ વિગેરેમાંથી પણ જીવ ઉચાટ થઇ ગયો. તેમની માએ થોડા દીવસ તો જીવ સખત કરીને મેહમુદહસનની ખબર લીધી નહીં. પણ ફરી મમતાના સબબે માણસો ઉપર માણસો તેમને મનાવવા માટે મોકલ્યા પણ મેહમુદહસને ઘેર જવા માટે સાફ ઇનકાર કરી દીધો. એક દીવસે ડીપ્ટી શવકતહુસેન સાહેબ પોતે મેહમુદહસનને મનાવવા માટે હોટેલમાં આવ્યા અને ઘણીવાર સુધી તમને સમજાવતા રહ્યા જેના જવાબમાં મેહમુદહસને કહ્યું “ માત્ર દુન્યાના રીતરીવાજોના સબબે જે માએ પોતાના દીકરાની મોહોબ્બતને માટીમાં મેળવી દીધી અને જે માના ખરાબ સ્વભાવના સબબે વ્હાલી કનીઝા મારાથી જુદી થઇ ગઇ તે માના ઘેર જઇને હું શું કરીશ ? ” આ જવાબ સાંભળી ડીપ્ટી સાહેબ પણ નિરાશ બનીને પાછા આવ્યા.

મેહમુદહસનખાન થોડા દીવસ સુધી પોતાના વકીલાતના ધંધામાં ઠંડાગાર બની ગયા પણ ફરી એક દીવસ એકાએક એવો વિચાર આવ્યો કે કદાચ કોઇ વખતે કનીઝા આ તરફ આવી જાય અને

લગ્ન કરવાને રાજી થઇ જાય પણ ફરી ગરીબી હશે તો તેણીને મેળવવી મુશ્કેલ થઇ પડશે. માટે વકીલાતના ધંધામાં નામના પેદા કરી પૈસા પ્રાપ્ત કરવા, જાણે કનીઝાને મેળવવાનો એક રસ્તો હોવાથી શા માટે વકીલાતમાં તનમનથી મહેનત કરી ધન પ્રાપ્ત ન કરૂં ? આ વિચાર આવતાંજ તેઓ સઘળા વિચારોને બાજુએ મુકી દઇ પોતાના ધંધામાં મશગુલ બની ગયા. પ્રથમ તેઓએ ફીરોઝપુર-માંજ પોતાનું કામ શરૂ કર્યું અને ફરી કાનપુરમાં આવી મોહટી શાન અને શવકતની સાથે વકીલાત કરવા લાગ્યા, મેહમુદહસનમાં વકીલાતની કાબેલીયત મોજુદ હોવાથી થોડા દીવસની પ્રેકટીસમાં કાબેલ સાબીત થયા અને તેથી તેમની શહેરના નામાંકિત વકીલોમાં ગણત્રી થવા માંડી. અને ધીમે ધીમે બે બે હજારના મુકદ્દમાઓ મળવા લાગ્યા. તેથી તેઓની પૈસે ટકે પણ સારી સ્થિતિ થઇ ગઇ તેઓ ઘણી વખતે વર્તમાનપત્રોમાં કનીઝાની નેકનામી વાંચી ઘણાજ ખુશ થતા હતા. પરંતુ કનીઝા મુંબઇ અને હયદ્રાબાદ જેવાં ધનવાન શહેરોને મુકી કાનપુરમાં પાછી આવશે એવી તેઓને લગારે આશા નહોતી, પણ થોડાજ દીવસ પછી કનીઝા કાનપુરમાં આવે છે એવી ખબર વાંચતાંજ તેઓ બેખુદ જેવા બની ગયા અને તે ખુશખબર સાંભળી તેમની એવી હાલત થઇ ગઇ કે જેવી સુકા ઝાડની પાણી સાંચવાથી થઇ જાય છે. પણ તેમને આ વાતનો પુરેપુરો રંજ હતો કે કનીઝાએ આજ સુધી એક કાગળ સરીખો પણ કેમ ન લખ્યો. પરંતુ ફરી પોતેજ પોતાના મનને આ કહીને સમજાવી લેતા હતા કે તેણી ઘણા કામકાજમાં મશગુલ હશે.

જે દીવસે કનીઝા કાનપુરમાં આવનાર હતી તે દીવસે નવાબ

મેહમુદ હસનને તેમની માનો નીચલો પત્ર મળ્યો.

"મારા નિર્દય દીકરા !

હું તમને ઘણી વખતે મારી હાલતનું ભાન કરાવી ચુકીછું અને ફરી લખુંછું કે હું ઘણીજ સખત માંદગીના બીછાને પડી છું. બધા હકીમ અને ડૉકટરોએ મારા જીવવાની આશા મુકી દીધી છે માટે દીકરા તમે બધી વાતોને ભુલી જઇ મારી પાસે આવો. હું તમારા દીદાર માટે તલપી રહી છું અને તમને મારા ઉપર લગારે દયા આવતી નથી ! મને એવી ઉમેદ નહોતી કે તમે મોતના બીછાને પડેલી માને આમ વીસારી મુકશો અને સદમાઓ તથા દુઃખો પોહચાડશો ! મારો તે વ્હાલો દીકરો જેને મેં મારી પાસેથી એક પળ માટે પણ જુદો ન કર્યો હોય તેને જોવા માટે તલપું છું અને તે દેખાતો નથી. જ્યારે હું સાંભળું છું કે તમે સાધારણ માણસની પેઠે દરબાર કચેરીમાં આમ તેમ ફરોછો અને સખત તડકા તથા વરસાદમાં એક કચેરીથી બીજી કચેરીમાં રૂપીઆ કમાવા માટે આથડોછો ત્યારે મારી આંખોમાંથી આંસુઓની ધારા વહે છે. દીકરા ! તમોને આવા સંકટો સહી રૂપીઆ કમાવાની લગારે જરૂરત નથી. તમારા રૂપીઆ તથા ઘરબાર માત્ર તમારી વાટ જુએ છે અને તમારા વગર બરબાદ તથા સુનસાન ભાસે છે માટે પ્યારા મેહમુદ હું તમારી મા થઇને તમારા આગળ હાથ જોડું છું અને પગે પડું છું કે તમે મારી હાલત ઉપર દયાખાઇ ઘેર ઉપર આવો અને ઉજડ થએલા ઘરને આબાદ કરી મારા દિલને શાદ કરો."

મેહમુદહસને આ કાગળ વાંચી નીચેનો જવાબ લખ્યો.

"મારા વ્હાલાં અમ્માજાન.

હું ઘણી વખતે લખી ચુકયો છું કે હવે હું મકાનમાં પાછો ફરી શકતો નથી અને મારૂં મકાનમાં આવવું મુશ્કેલ છે. જયારે આપ, મારી કનીઝેફાતમા મકાનમાં આવે તેથી નારાજ છો ત્યારે ફરી હું એકલો મકાનમાં કેવી રીતે આવી શકું છું ! કનીઝે ફાતમા મારી સાથે લગ્ન કરશે કે નહીં તે હું કાંઇ કહી શકતો નથી તેમજ વરસો થયાં મેં તેણીને જોઇ પણ નથી. પરંતુ હું હજુ સુધી નિરાશ થયો નથી. જો કદાચ તેણી મારી સાથે લગન નહીં કરે તો પણ હું તો મારી આખી જીંદગી તેની યાદમાં ગુજારી દઇશ. છેવટમાં અરજ કરૂંછું કે હવે હું આપના મકાનમાં તે વખતે આવીશ કે જયારે આપ કનીઝેફાતમાને પોતાની વહુ બનાવવાને રાજી થશો.

લી. આપનો અપરાધી દીકરો.

'મેહમુદ'



# ફરી કનીઝે ફાતમા કાનપુરમાં.

કનીઝે ફાતમા આવતાંજ રોયલ થીએટ્રીકલ કંપનીના સુઇ રહેલાં નશીબ ફરી એકવાર જાગી ઉઠયાં અને પ્રથમની પેઠે બલ્કે તેથી પણ વધારે દરરોજ રાત્રે હજારો રૂપીઆની આવક થવા માંડી. મીસીસ ચીમેન કનીઝાને બે હજાર રૂપીઆનો માસીક પગાર આપી ખોટમાં રહી નહોતી બલ્કે તેણીએ થોડીજ મુદતમાં હજારો રૂપીઆ એકઠા કરી લીધા. આખા શહેરમાં જેને જુઓ તે કનીઝાનાજ વખાણ કરી રહ્યો છે. નાહનાથી તે મોહટા સુધી બધા કનીઝા કનીઝા પોકારી રહ્યા છે. કનીઝા પણ પોતાની આવી નેકનામીથી ઘણીજ ખુશી રહેતી હતી. અને દર વખતે મીસીસ ચીમેનનો આભાર માનતી હતી. એક દીવસે મામા શુબરાતને કનીઝાને કહ્યું.

" દીકરી જુઓ તો ખરાં વરસ બે વરસનીજ મુદતમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો ! શહેરની કેટલીક જગ્યાઓ તો ઓળખાતી પણ નથી ! "

" હા મને પણ શહેરની સ્થીતી જોઇને બહુજ અજાયબી થાય છે " કનીઝા બોલી "આપણા ઓળખીતામાં કોણ કોણ અહીં છે, અને કોણ કોણ નથી ? ખુદા જાણે સિકન્દરબાનુ કયાં છે ? હમીદાની શી હાલત છે ? અને ખાલાજાન જીવતાં છે કે મરી ગયાં ?

"હમણા તમને અવ્યા દીવસજ કેટલા થયા છે ?" શુબરાતને કહ્યું "બધાને ખબર પડશે તો એક પછી એક મળવા આવશે."

"મારા જેવી ગરીબ નાચનારીથી કોણ મળવા આવશે !"

"હવે તમે પેહલાના જેવાં રહ્યાં નથી" શુબરાતન મગરૂર બનીને બોલી "જેઓ તમારાથી દુર રહેતાં હતાં તેઓ હવે તમારા ઓટલાની ધુળ ચાટશે."

"ના ! ના !"

"દીકરી ! હું સાચું કહું છું કે, પૈસા અજબ વસ્તુ છે. તમે સાંભળ્યું હશે કે પૈસાદારના સાળા બનવા માટે હજારો માણસ તૈયાર થાય છે પણ ગરીબનો બનેવીએ કોઇ બનતો નથી !"

"એતો પુરાણી વાતો છે."

"પણ ખરી છે."

"હશે" કનીઝા બોલી "ભલા હવે હું પેહલાં કરતાં કાંઇક ઠીક લાગુ છું ?"

"મારી આંખોમાં ધુળ" શુબરાતન બોલી "પેહલાં કરતાં હજાર દરજજા વધારે ખુબસુરત દેખાઓ છો પણ કોણ જાણે હમીદા કેવી નીકળી હશે ! પેહલાં તો કાંઇ ખુબસુરત નહોતી."

"ખુબસુરત કેમ નહોતી ?" કનીઝાએ કહ્યું "મારાથી સારી હતી."

કનીઝા કાનપુરમાં આવી ચુકી છે એવી ખબર ચોમેર ફેલાતાં શુબરાતનના કેહવા પ્રમાણે સિકન્દરખાનુએ તરતજ કનીઝાને ગાડી મોકલીને પોતાને ત્યાં બોલાવી અને જ્યારે કનીઝા સિકન્દરખાનુને ત્યાં પોંહચી ત્યારે સિકન્દરખાનુ તથા તેની માએ મોહોબ્બતની સાથે આવકાર આપ્યો. અને દુન્યાની કાંઇ પણ પરવા ન કરતાં પેહલાંની પેઠેજ વાતો કરવા લાગી.

"બહેન ! તમારી સાથે વાતો કરવા તલપી રહી હતી પણ તમે તો પુરાં બેમુરૂવ્વત નીકળ્યાં."

"હું બેમુરૂવ્વત નથી, તેમજ સ્કુલની જીંદગીને પણ ભુલી નથી" કનીઝાએ કહ્યું "આપણે બંને એક સાથે રહેતાં હતાં તે પણ મને સારી પેઠે યાદ અને દરવખતે નજરો આગળ રહે છે પરંતુ શું કરૂં ? સમયના ફેરફારે મને એકટ્રેસ બનાવી અને એકટ્રેસનો ધંધો હીંદીઓની નજરોમાં નીચ હોવાથી હું તમારાથી મળવાને અચકાતી હતી."

"આ સાંભળી હું બહુજ અજબ થાઉંછું" સિકન્દરબાનું બોલી "આજ સુધી તમોએ મને ઓળખી નહી."

મેં વો નહીં હું કનીઝા કે દિલ મેરા ફિર જાય;
ફિરૂં મેં તુમસે તો મુઝસે મેરા ખુદા ફિર જાય.

તમે એકટ્રેસ નહીં પણ તેથીએ ઉતરતા દરજ્જાના થઈ જાઓ તો એ શું થયું ! મારા માટે તો તમે પેહલાંના જેવાંજ કનીઝા છો."

"સિકન્દર બાનુની મા રાણી સાહેબે પણ પોતાની દીકરીની વાતને ટેકો આપતાં કહ્યું.

"ઠીક ત્યારે તમે એટલાજ માટે મળવા ન આવ્યાં પણ દીકરી ! આખી જહાનની ખરાબમાં ખરાબ અને અનીતીમાં પડેલી સ્ત્રીઓ તો ઘરમાં આવીને બેગમોની સાથે વાતચીત કરે અને કનીઝા માત્ર એટલા માટે ન આવી શકે કે તેણી નાટકમાં નોકર છે ! આ તે કેવી બેહુદી વાત ? તવાયફોનાં ટોળે ટોળાં બેગમોથી મળે તેમાં તેઓ રાજી અને ભલી કનીઝાને દુરથી ધીઃકારવામાં આવે ? તોબા ! તોબા ! દુન્યા પણ કેવી છે ?"

"રાણીસાહેબ! આપના જેવા ઉમદા વિચારો ધરાવનારી બેગમો બહુજ ઓછી છે" કનીઝાએ કહ્યું "મુંબઇ જવા પેહલાં અખતરન્નીસાની માના હાથે જે ઝિલ્લત ઉઠાવી છે તે કદી પણ ભુલાય તેવી નથી. હું તો એમને ત્યાં જવામાંજ આનાકાની કરી રહી હતી પણ જ્યારે અખતરન્નીસાએ બોહોશ કરી ત્યારે ગઇ હતી."

"ઓહો! તે વળી અધુતી કયાં છે?" રાણીસાહેબે કહ્યું." તેમની મોહટી બહેન કોણ જાણે કોની સાથે નહાસી ગઇ!"

"હું આ વાતથી વાકેફ નથી તેમજ કોઇની બુરાઇ કરવામાં પણ રાજી નથી."

"તમે નહીં પણ અમે તો વાકેફ છીએ" રાણીસાહેબ બોલ્યાં "શમસુન્નીસા બેગમે પણ આ વાત સાંભળીને પોતાના દીકરાના લગ્ન માટે ઇન્કાર કરી દીધો."

"કયાં શમસુન્નીસા?" કનીઝાએ પુછયું,

"નવાબ મેહમુદહસનખાનની મા!"

"શું એમનું લગ્ન હજુ સુધી નથી થયું?"

"થાય કયાંથી?" સિકન્દરબાનુ હસતાં હસતાં બોલી "કન્યા મુંબઇમાં અને લગ્ન કાનપુરમાં થાય? તમે પણ કેવી અજબ જેવી વાત કરો છો. બ્હેન અમારાથીજ છાનું રાખશો!"

"છાનુ રાખવા જેવું છેજ" શું? કનીઝાએ કહ્યું "હું પોતે અત્યાર સુધી સમજી નથી કે તમારા કેહવાનો મતલબ શું છે અને તમે શું કહી રહ્યાં છો."

" આખી જહાનમાં મશહુર છે કે નવાબ સાહેબ તમારી સાથે લગ્ન કરવા ચાહે છે. અને તમે પણ રાજી છો " રાણી સાહેબે કહ્યું " તમારા માટે તેઓએ પોતાનું ઘરબાર મુકી દીધું અને સાંભળ્યું છે કે સાધારણ માણુસની પેઠે વકીલાત કરે છે.

" અજબ ? " કનીઝા બોલી " મને આજ સુધી આ વાતની લગારે ખબર નથી, અને હું તો એમ જાણુતી હતી કે તેઓ પોતાની માના મકાનમાં હસી ખુશીની સાથે રહેતા હશે. પહેલાં મારાથી આ બાબતમાં વાતચીત થઇ હતી પણ મેં તો ઇનકાર કરી દીધો હતો. "

" વ્હાલી કનીઝા ! હવે ઇનકાર ન કરો " સિકન્દરબાનુ બોલી "જુઓ એમના કરતાં સારો બનેવી મને નહીં મળે અને હું તેમનાથી પરદો પણ નહીં કરૂં કેમકે તમે મારાથી મોહટાં છો. ? "

" વાહ ગામમાં પેસવાના સાંસાં અને પટેલને ઘેર ઉનાં પાણી.

આ વાતચીત થઇ રહી હતી કે એટલામાં બહારથી " ડોલી આવી છે " નો સાદ સંભળાયો, જે સાંભળી રાણી સાહેબે દાસીને કહ્યું.

" જરા જોતો કોણુ આવ્યું છે ?"

દાસી ગઇ અને તરતજ પાછી ફરી, તો તેની સાથે કનીઝાની મારશી જમીઅતુન્નીસા અને તેમની દીકરી હમીદા આવી જે જોઇ કનીઝા બોલી.

" રાણીસાહેબ ! મને કોઇ જગ્યાએ સંતાડો કેમકે ખાલાજાન અને હમીદા મારાથી પરદો કરે છે? "

"લો હવે રહેવા દો" રાણીસાહેબ બોલ્યાં "વાત એવી કહેવી જોઇએ કે જે દુન્યાને સારી લાગે, તમારાથી જમીઅત પરદો કરે!" રાણીસાહેબે લગાર મોહટેથી જમીઅતુન્નીસાને સંબોધીને કહ્યું. "મારા ઘરમા અત્યારે તમારી ભાણેજ કનીઝા બેઠેલી છે તેથી જો તમારે પરદો કરવો હોય તો રસોડાની તરફ ચાલ્યાં જાવ."

"શું મારી વ્હાલી કનીઝા અહીં છે? તેનાથી પરદો શામાટે કરૂં?" જમીઅતુન્નીસાએ મોહટા લાડથી કનીઝાને વળગી પડતાં કહ્યું "મારી દીકરી કનીઝા! તારાથી કેટલા વરસો પછી મળી!"

"ઓહો કનીઝા બહેન, હવે અમે એવાં થઇ ગયાં કે તમોએ આવવાની ખબર પણ ન આપી" હમીદાએ કનીઝાથી મળતાં કહ્યું.

"મુંબઇ જવા પહેલાં હું તમારે ત્યાં આવી હતી તે વખતે તમારી માએ મારાથી તમારો પરદો કરાવ્યો હતો તેથી હું શું મોહડું લઇને તમારે ત્યાં આવું?"

"અરે દીકરી! દટાયલાં મરદાં શા માટે ખોદો છો!" જમીઅતુન્નીસાએ કહ્યું "વહલામાં અને હાલમાં જમીન આસમાનનો ફેર પડી ગયો છે. પહેલાં તમારાથી સઉ કોઇ મળતાં અચકાતાં હતાં અને હવે તો રાણીસાહેબે રસ્તો ખોલી દીધો."

"ખાલાજાન મને માફ કરો હું સાફ વાતને પસંદ કરનારી છું" કનીઝા બોલી "આપની વાતચીત ઉપરથી જણાય છે કે આપને મારી મોહબ્બત છે, અગર આજે હું ગરીબ હોત અને રાણી સાહેબના ઘેર આવવા ન પામત તો આપ મારાથી કદીએ મળવાની ઇચ્છા કરત નહીં.

" એતો દીકરી દુન્યાનો દસ્તુર છે પણ હઝરતબીબીની કસમ ખાઇ કહું છું કે મને તમારી સાથે જે મોહોબ્બત છે તે હમીદાથી પણ નથી " જમીઅતુન્નીસાએ કહ્યું " કારણકે તમે મારી વ્હાલી બહેનની નીશાની છો પણ બેટી હવે આપણે ઘેર કયારે આવશો ? "

" મને એટલી ફુરસદ નથી કે હું તમારે ત્યાં આવી શકું " કનીઝાએ કહ્યું " પણ તમારી જ્યારે મરજી ચાહે ત્યારે મારે ત્યાં આવી શકો છો, મારા બંગલામાં પરદાનો પુરેપુરો બંદોબસ્ત છે. "

" જાણ્યામાં તમને ખબર નથી મળી કે તમારા જવા બાદ હમીદાના અબ્બાએ ઇન્તેકાલ કર્યો અને તેથી હવે ઘરમાં મારા અને હમીદા વિના બીજું કોઇ નથી, તેથી હું તમારે ત્યાં એકલી કેવી રીતે આવી શકું છું !

" અફસોસ, મને ખાલુ અબ્બાના ઇન્તેકાલથી બહુજ અફસોસ થયો. પણ હજુ સુધી હમીદાનું લગ્ન કેમ નથી થયું ? '

" લગ્નની તૈયારી હતી એટલામાં તેમનો અંતકાળ થઇ ગયો તેથી જે જે વસ્તુઓ લગ્નના માટે ભેગી કરી હતી તે બધી તેમના મર્ણ પછી વાપરવામાં આવી. અને હવે કેવા દુઃખમાં દીવસો કપાય છે તે મારૂંજ મન સારી પેઠે જાણે છે. '

" શું લગ્ન નક્કી થયું છે ? '

" હા એક જગ્યાએ નક્કી થયું છે પણ હવે હું કોણ જાણે કયારે આ ભારથી મોકળી થાઉં છું ! "

" પણ ખાલાજાન ! " કનીઝા લગાર હસ્તાં હસ્તાં બોલી " મારા મળવાથી હમીદાનું લગ્ન તો નહીં તુટેને ? "

"દીકરી હવે વધુ શરમીંદી ન કરો" જમીઅતુન્નીસાએ નીચી નજરો કરી કહ્યું.

"વારૂ ખાલાજાન, કહો જોઇએ હમીદાના લગનમાં કેટલું ખર્ચ થશે?"

"ખર્ચનું તો શું કહેવાય પણ ગજા પ્રમાણે કરવું જોઇએ"

"કનીઝા શાહબાશ" રાણી સાહેબ વચમાં બોલી ઉઠયાં "એમજ કરવું જોઇએ. મારા વિચાર પ્રમાણે બેહજાર રૂપીઆમાં ધામધુમથી લગ્ન થઇ જશે."

આ સાંભળી કનીઝાએ પોતાની હેન્ડબેગમાંથી એલાયન્સ-બેંકની ચેકબુક કાઢી જ્યાં તેના રૂપીઆ જમે થતા હતા. અને ચાર હઝારનો ચેક લખી પોતાની માશીને આપતાં કહ્યું.

"ખુદાના ફઝલથી મારી પાસે રૂપીઆની કમી નથી અને જ્યારે મારા રૂપીઆ સારા કામમાં વપરાય છે ત્યારે મને ઘણીજ ખુશાલી ઉપજે છે. આ ચાર હઝાર રૂપીઆનો ચેક લ્યો અને કોઇ માણસને બેંકમાં મોકલી રૂપીઆ મંગાવો. અને તે બાદ હમીદાનું લગન ખુશ ખુશાલીથી કરી આપો. હું લગનમાં નહીં આવું અને તમે મને બોલાવવા માટે બેહોંસ પણ કરતા નહીં."

"સારૂં, દીકરી! જેવી તમારી મરજી" ચેક લઇને જમી-અતુન્નીસા બોલી "ખુદા તમારો હજારો વરસની વય અને ઇકબા-લે સીકન્દરી અતા કરે. હવે મારી એજ ઉમેદ છે કે હમીદાના લગનથી પરવારી તમારા લગનને જોઉં."

"તે દીવસો પણ દુર નથી" રાણી સાહેબે કહ્યું. "ખુદા

ચાહશે તો કનીઝાનું લગ્ન આજ ઘરમાં થશે."

આ વાતથી કનીઝાની આંખો નીચી થઇ ગઇ પણ સિકન્દર બાનુએ તરતજ પુછ્યું.

"કનીઝા બહેન! અલ્લાહ રસુલની વાતો તો હરરોજ થાય છે અને થશે પણ કોઇ દીવસ નાટકની વાતો તો કરો. અમ્માં-જાન કહે છે કે તમે જુલીયટનો પાર્ટ બહુજ સારો કરો છો! તો શું અમને કોઇ દીવસ નહીં બતાવો?

કનીઝાએ બેગમાંથી પોતાની કેટલીક છબીઓ કાઢીને સિ-કન્દર બાનુને આપી જે જોઇને સિકન્દરબાનુ બોલી.

"ઓહો! બહેન કનીઝા! આતો તમે છો! આહા કેવી સુદર અને પ્યારી છબી છે!"

"પણ કનીઝા બેહેનનો ચેહરો છબી કરતાં હજાર દરજજે વધારે સારો છે." હમીદા બોલી "બહેન ફરી અમને પણ એક દીવસ નાટક દેખાડો."

"નાટક દેખાડવામાં મને શો વાંધો છે. ઉપરના માળ ઉપર બહુજ કુશાદે જગ્યા છે, અગર રાણી સાહેબ અને રાજા સાહેબની ઇચ્છા હોય તો એક બે દીવસમાં નાટકનો બદોબસ્ત થઇ શકે છે. મારી સાથવાળી યુરોપીયન મીસો બહુજ અશરાફ અને ખાનદાની છે તેઓ પણ બહુજ આનંદની સાથે આવશે"

"સિકન્દર બાનુના અબ્બા કદી પણ ઇનકાર નહીં કરે" રાણી સાહેબે કહ્યું.

"અને આમાં ખર્ચ કેટલું થશે?" જમીઅતુન્નીસાએ પુછયું.

"કાંઇ વધારે નહીં થાય" કનીઝા બોલી "એનાં ખર્ચ માટે તો હું પોતે બંદોબસ્ત કરી લઇશ માત્ર રાણી સાહેબની રજાની જરૂર છે."

રાણી સાહેબે ખર્ચના બાબમાં કેટલીક રકઝક કરી પણ આખરે કનીઝાની વાત પાસ કરવી પડી, અને સિકન્દર બાનુના પીતાએ પણ મોહટી ખુશીના સાથે રજા આપી. તે વખતે સિકન્દર બાનુ અને હમીદાની ખુશીનો પાર નહોતો. કનીઝાએ બે દીવસ રહીને પોતાના હાથે સ્ટેજ તૈયાર કર્યો અને નાટકની સઘળી એકટ્રેસોને એક રાત માટે મીસીસ ચીમેન પાસેથી સામાન સાથે માંગી લીધી જે મીસીસ ચીમેને મોહટી ખુશી સાથે આપી, પોતે પણ આવ-વાની કબુલાત આપી.

કાનપુર અને આસપાસના બધા ઓળખીતાઓની સ્ત્રીઓને બોલાવવામાં આવી અને મોહટી ધામધુમથી સોમવારની રાત્રે નાટકનો ખેલ કર્યો. માત્ર નવાબ મેહમુદ હસનખાનની માના સિવાય સઘળા શરીફ ખાનદાનની સ્ત્રીઓ ખેલ જોવા માટે આવી હતી. તે દીવસે કનીઝાએ "રોમીઓ જુલીયટ" નો ઉર્દુ ખેલ કર્યો જેનું નામ "ફીરોઝ ગુલનાર" રાખ્યું હતું. કનીઝાએ ગુલનારનો પાર્ટ લઇ એવી સરસ રીતે ભજવ્યો કે જોનાર સ્ત્રીઓ દંગ થઇ ગઇ. જે એકટના સબબે તેણી મુંબઇ અને હયદ્રાબાદ જેવા શહેરોમાં પુરેપુરી નામના હાંસલ કરી ચુકી હતી તે એકટને જોઇ બધી સ્ત્રીઓ ગાંડી બની ગઇ. ટુંકમાં એટલુંજ કે તે રાત ઘણીજ ખુશી ખુશાલીમાં પસાર થઇ. સિકન્દરબાનુની માએ કનીઝાની સાથ-

વાળી મીસોને હીરાની એક એક વીંટી અને એક એક સો રૂપીઆ ઇનામમાં આપ્યા. કનીઝાએ રાણી સાહેબને બહુએ રોકયાં પણ તેઓ ઇનામ આપ્યા વિના રહ્યાં નહીં.

સિકન્દર બાનુ તે દીવસ પછી કનીઝાને ગુલનાર બહેનના નામથી બોલાવવા લાગી. અને જમીઅતુન્નીસા તો માત્ર પરદા અને સીનસીનેરી તથા કનીઝાના એકટ ને જોતાંજ દીવાનીની પેઠે બની ગઇ.

માશીના મેલાપ અને પોતાની નામવરીના સબબે કનીઝાની ખુશાલીનો પાર રહ્યો નહીં. પરંતુ મેહમુદ હસનખાનના પ્યારની યાદ આવતાંજ બેચેન થઇ જતી હતી. વળી કનીઝા પોતે કાનપુરમાં આવી છે છતાં તેઓ આજ સુધી તેણીને મળવા કેમ આવ્યા નથી એ વિચારથી કનીઝાને વધુ ને વધુ બેચેની થવા લાગી. મેહમુદહસન હજુ સુધી પોતાને ઘેર ગયા નથી તેમજ તેઓનું લગ્ન પણ થયું નથી અને તેઓએ વકીલાતમાં સારી સારી નામના મેળવી છે એ વિચારો આવતાં કનીઝાને લગાર ધીરજ આવતી હતી, પણ ફરી તેઓ તેણીને મળવા કેમ આવ્યા નથા એ વિચારથી દીલગીરીના દરિયામાં ગોથાં ખાતી હતી. શહેરના સઘળા નાહના મોહટા કનીઝાની મુલાકાત માટે તલપી રહ્યા હતા. પણ મેહમુદ હસન જેવો સાચો આશક અત્યાર સુધી કેમ આવ્યો નહીં ? કનીઝા આવા તરંગોમા બહુજ દુઃખી થવા માંડી. તેણીએ મેહમુદહસનને પત્ર લખવાનો ઇરાદો કર્યો પણ ફરી કેટલોક વખત વિચાર કરી પત્રનો ઇરાદો માંડી વાળ્યો.

કનીઝે ફાતમા કાનપુરમાં આવી પોંહચી છે એવી ખબર મેહ-

મુદ હસનને મળતાંજ તેઓ તેણીની મુલાકાત માટે બેચેન બની ગયા. કેમકે તેઓના જીગરમાં પ્રથમની પેઠેજ કનીઝાના પ્યારનો દીવો સળગી રહ્યો હતો પરંતુ કેટલાક બદમાશોએ કનીઝા અને હમીદાના મગેતર મોહમ્મદ એહમદવાળો કીસ્સો તેમના કાનો સુધી પોહચાડી દીધો અને કેટલાકોએ તો અહીં સુધી કહ્યું કે કનીઝા મોહમ્મદ એહમદથી અનકરીબ લગ્ન કરનાર છે. આ વાતો સાંભળતાંજ મેહમુદહસનને કેટલો બધો સદમો થયો હશે તે સમજુ વાંચકો સારી પેઠે સમજી શકે છે. ભોગ જોગે અધુરામાં પુરૂં એક દીવસે મોહમ્મદ એહમદ તેમની પાસે એક કેસ લઇને આવ્યો એટલે મેહમુદહસને તેને ઓળખીને પુછ્યું.

"તમારૂં નામ ?"

"તાબેદારનું નામ મોહમ્મદ એહમદ છે."

"તમે કનીઝે ફાતમાને ઓળખો છો ?"

મોહમ્મદ એહમદે જવાબમાં હસ્તાં હસ્તાં કહ્યું.

"લાખ ચાહત કો છુપાયે કોઇ પર છુપતી નહીં
પ્યારકી આંખ ઓર ઉલફત કી નઝર છુપતી નહીં.
હો ગયા હર અશ્ક કાસિદ બન ગયા હર નાલા પેક
એ ખબર કયોંકર છુપે દિલકી ખબર છુપતી નહી."

"તમારી શેરખ્વાનીને માફ રાખો" મેહમુદહસને કહ્યું. "અને મેં જે સવાલ કર્યો છે તેનો જવાબ આપો."

મોહમદ એહમદ ફરી જવાબમાં નીચેનો શેર બોલ્યો.

"પરદયે રંગે હીનામેં તું છુપાતા હૈ ઉસે
પર હમારી સુરખીએ ખુને જીગર છુપતી નહીં
કર દિયા આગાહ સબકો તુને રાહે ઇશ્ક સે
તુઝસે દિલકી બાત અપની અયે "ઝરર" છુપતી નહીં."

"મેં તમને પહેલાંજ કહી દીધું કે મને શેરખ્વાનીનો શોક નથી માટે મહેરબાની કરી મારા સવાલનો સાફ માફ જવાબ આપો" મેહમુદહસને લગાર ચીરડાઇને કહ્યું.

"આપનો સવાલ તદન નકામો છે" મોહમ્મદ એહમદે જવાબ આપ્યો 'કનીઝે ફાતમાને કોણ નથી જાણતું? પણ તેણીના બાબમાં મહેરબાની કરી વધુ વાતચીત ન કરો."

"હું તો માત્ર એટલુંજ જાણવા માગું છું કે કનીઝેફાતમા સાથે તમારો શો સંબંધ છે?"

મોહમ્મદ એહમદે આ વાતના જવાબમાં નીચેના શેર કહ્યા.

"બે વફાઇ કી બોહોત અચ્છા કિયા
મેને કબ ઉસ બાત કા શિકવા કિયા
જો કીયા અચ્છા કિયા યે કયા કિયા
જીસ જગા બયઠે મેરા ચર્ચા કિયા
ખુદ હુવે રૂસવા મુઝે રૂસવા કિયા"

"શું તમે શેરખ્વાની સિવાય વાત કરતા નથી?" મેહમુદહસન લગાર વધારે ચીડાઇને બોલ્યા "માત્ર મને એટલી વાતનો મહેરબાની કરીને જવાબ આપો કે તમારો કનીઝા સાથે શો સંબંધ છે!"

"જનાબ નવાબ સાહેબ" મોહમ્મદ એહમદ નિર્લજ બની બોલ્યો "કોઇ પણ આશક પોતાની માઅશુકનો ભેદ જાહેર કરે છે કે હું કરૂં.

નામ મેરા સુનતે હી શરમાં ગયે
તુમને ખુદ અપને તઈં રૂસવા કિયા

મારો કનીઝા સાથે જે સંબંધ છે તે આપથી છાનો નહીં રહે.

વાં ચુપકે ચુપકે ખિચડી પકાયા કરેં અદુ
યાં જો હે અપના કામ વો ડંકે કી ચોટ હે"

"મહેરબાની કરી તમે અબઘડી ચાલ્યા જાવ" મેહમુદહસન દુઃખી સાદે બોલ્યા.

" કાં આટલું બધું !" મોહમ્મદ એહમદ વધુને વધુ એહયા બનીને બોલ્યો " આપને તો મારી સાથે મહેરબાનીથી મુલાકાત લેવી જોઇએ કારણકે બસ સમજી લ્યો. "

આ સાંભળતાંજ મેહમુદહસને નોકરને બુમ મારી મોહમ્મદ એહમદને કાઢી મુકવાનો હુકમ કર્યો, પણ નોકર આવે તે પહેલા મોહમ્મદ એહમદ ચાલ્યો ગયો.

મોહમ્મદ એહમદના જવા પછી મેહમુદ હસનની હાલત બહુજ અબતર થઇ ગઇ. તેમની બધી આશાઓ ઉપર એકાએક વીજળી પડેલી હોવાથી તેઓ એટલા બધા નિરાશ બની ગયા કે શહેરમાં રેહવું દુઃખ દાયક લાગવા માંડ્યું અને તેથી તેઓ નીચેની ચીઠી કનીઝે ફાતમાને લખી કાનપુરથી એકાએક ગુમ થઇ ગયા.

" વ્હાલી કનીઝા !

આજે તમારો બદનસીબ આશક આ શહેર મુકીને જાય છે. તેણે અત્યાર સુધી માત્ર તમારા પાછા ફરવાની ઇંતેઝારી અને તમારી દયાની આશા ઉપર સુખી યા દુઃખી જીંદગી ગુજારી દીધી.

વો વસ્લ કે વાઅદે તેરે, યે હિજ્ર કે સદમે
જીને નહીં દેતે, મુઝે મરને નહીં દેતે

હવે મારે ઇંતેઝાર વચ્ચે તમારી પધરામણી થઇ પણ મોહમ્મદ એહમદવાળી હકીકતે મારા જીગરમાં હોળી સળગાવી, મારા દિલના કટકે કટકા કરી દીધા. તો પણ હું તમારા ઉપર કોઇ પણ પ્રકારનો હક ધરાવતો ન હોવાથી શીકાયત કરતો નથી માત્ર એટલુંજ કહું છું.

જબ ઓર કિસી પર કોઇ બેદાદ કરોગે
યે યાદ રહે હમકો બોહોત યાદ કરોગે

હું આ શહેરથી તમારા કહેવાતા પ્યારનો દાગ હમેશાના માટે લેતો જાઉં છું. ખુદા હાફિઝ.

રકીબ બોસા જો લેં ફાતેહા મેરા પઢના
કિસીકો નઝર :કિસીકો ન્યાઝ દેતે હેં.

આ કાગળના જવાબની નતો જરૂરત છે, ન તો આશા છે. મારા લાયક કોઇ પણ કામ હોય તો મને જરૂર યાદ કરજો, હું દિલોજાનથી બજાવી લાવવા તૈયાર છું.

મહેરબાં હોકે બુલાલો મુઝે ચાહો જીસ વક્ત
મેં ગયા વક્ત નહીં હું કે ફિર આહી ન સકું.

લી. તમારો આશક મેહમુદ

# કનીઝે ફાતમાની બેકરારી.

નવાબ મેહમુદ હસનખાનનો પવિત્ર પ્યાર અસર કર્યા વિના રહ્યો નહીં. કાનપુરથી ગુમ થતાંજ કનીઝાના હાલતમાં બહુ મોહટો ફેરફાર થઇ ગયો. પોતાના પ્યારા આશકની જુદાઇ ઝેર સમાન ભાસવા લાગી, રાત દીવસ તેની યાદ-માં બેચેન બની બેવકુફ મોહમદ એહમદવાલા મામલાથી ભારે શર-મીંદી થઇ રહી હતી. જો કદાચ તેણીને મેહમુદહસનના ઠેકાણાની ખબર હોત તો તેણી પોતે પગે ચાલીને પોતાના આશકને મનાવી લાવત. પરંતુ અફસોસ મેહમુદહસને પોતાના છેલ્લા પત્રમાં પોતાના ઠેકા-ણાની કાંઇ પણ ખબર આપી નહોતી. તેણી એટલું પણ જાણુતી નહોતી કે મેહમુદહસન હિંદમાં છે કે લંકામાં; ચીનમાં છે કે જાપા-નમાં! સ્વતંત્ર છેકે પરતંત્ર! તેનો યુસુફ આઝાદ છે કે કેદમાં! તેણીએ પોતાના વહાલાની જુદાઇમાં બહાર આવવું જવું બંદ કરી દીધું અને તે પણ એટલે સુધી કે નાટકમાં જવું પણ મૂકી દીધું. રાત દીવસ પોતાની રૂમના દરવાજા બંધ કરી મેહમુદની યાદમાં બેચેન બનીને ઝુરવા લાગી. કુરઆને મજીદની તીલાવત અને નમાઝ બાદ કલાકો સુધી પરવરદિગારની જનાબમાં મેહમુદ હસનના પાછા આવ-વાની રડી રડીને દોઆઓ માંગવા લાગી. કનીઝાની એકાએક ફેર-વાઇ ગએલી હાલતથી શહેરમાં જાત જાતના બુમાટા ઉડયા પણ એકંદર રીતે માથાના દરદની માંદગી મશહુર થઇ હતી. આસપાસ વાલા માણુસો ભારે સોચમાં પડી કહેતા હતા કે કનીઝા ઉપર એવું

તો કયું દુખ પડયું કે તે એકાએક આવી બની ગઇ? કનીઝાની તદન આ શેરને મળતી હાલત થઇ રહી હતી.

ફી છેડ ઇસકદર ગમે ફુરકત કે ખારને
ઘભરાકે રો દિયા દિલે બેઇખતીયારને

કનીઝે ફાતમા કોઇ કોઇ વખતે આંસુઓ પાડતી અને હજરત દાગ મરહુમની આ ગઝલ પઢતી હતી.

નિકલ જાયે યે હસરત વો નહીં હે
બદલ જાયે યે કિસમત વો નહીં હે
વોહી તુમ હો તબીયત વો નહીં હે
વોહી સુરત હે સીરત વો નહીં હે
તુમારા દિલ તો દેખું હાથ રખકર
વોહી હે યા મોહોબ્બત વો નહીં હે

મેરે મરકદ પે બોલે હાથ રખકર
ઉસીકી હે યે તુરબત વો નહીં હે
જો તુમ સમઝે હો દિલમેં ચારા સાઝો
ઇલાજે દર્દે ફુરકત વો નહીં હે

કેટલીક વખતે કનીઝા પોતાની બનાવેલી આ ગઝલ પઢીને ચોધાર આંસુએ રડતી હતી.

આપકી ભી હમને ઉલફત દેખલી
ઓર અપની ભી મોહોબ્બત દેખલી
દોસ્તોં કી દેખલી સબ દોસ્તી
દુશમનોં કી ભી અદાવત દેખલી

બુત પરસ્તોં કો ભી દેખા પુજતે
ઝાહેદોં કી ભી અદાવત દેખલી
આપકે જોરો સિતમ ભી સબ સહે
આપકી મેહરો ઇનાયત દેખલી
દિલમેં થા કુછ આપકે ઓરમુંહમેકુછ
દેખલી સાહબ સલામત દેખલી
દેખલી ફુરકત કી સારી સખતીયાં
વસ્લકી ભી હમને લઝઝત દેખલી
દેખતે મેહશર મેં થે જો સયરે ગમ
હિજ મેં તેરી બદોલત દેખલી
એક બોસા ભી ન ભુલે સે દીયા
આપકી હમને સખાવત દેખલી
ગેર કે હમરાહ આયે દેખિયે
વાહ જી રસ્મે અયાદત દેખલી
આકે ઇસ દુન્યામેં હમનેઅય "કનીઝ"
દેખનીથી જો ન હાલત દેખલી

એક દીવસે કનીઝે ફાતમા બહુજ ઉદાસ થઇને બેઠી હતી એટલામાં તેની વફાદાર મામા શુબરાતન આવી. શુબરાતન મામા આજ ઘણા દીવસથી પોતાની શેઠાણીને ઉદાસ જોઇ મનમાં ને મનમાં દીલગીર થઇ રહી હતી પણ આજે તેણીનો બહુજ ઉદાસ થએલો ચેહરો જોઇ તેણીએ સખત દિલ કરીને પુછયું.

" દીકરી ! દિનપ્રતિદિન તમારી ગમગીન હાલત જોઇ હવે તો ધીર રહેતી નથી. માટે તમારા મનમાં શું છે તે તો કહો. "

"કાંઇ નથી" કનીઝાએ કહ્યું "હું બીમાર જેવી રહું છું પણ તેની દવા શું છે હું તે જાણુતી નથી."

"તો ૫રી હકીમ નવાબ શફાઉદ્દદવલા બહાદુર અથવા ડાૅકટર મેહેન્દ્રોનાથ ચેટરજીને બોલાવી નાડ બતાવવી જોઇએ" શુબરાતને હમદરદીના આવેશમાં આવીને કહ્યું "વગર ઇલાજે અંદરને અંદર બીમારી વધતી જાય તે સારૂં નહીં!"

"શુબરાતન!" કનીઝા નિશ્વાસ નાખતાં બોલી.

"હો મરઝ તો કોઇ દવા કીજયે
દિલ હી બીમાર હો તો કયા કીજયે

શુબરાતન મામા! બીમારીના સંબંધમાં મારાથી વધુ વાતચીત ન કરો. હાય મારૂં શું થશે? હું બરબાદ થઇ ગઇ! મારૂં ઠામ ઠેકાણું રહ્યું નથી. ઓ ખુદા તું મને મોત આપ કે હું આ બધી જંજાળોથી પરવારી જાઉં."

"પણુ દીકરી! કાંઇ કારણુ! સબબ!" શુબરાતન ગભરાઇને બોલી ઉઠી "આખી દુન્યા તમારી આરઝુમંદ, દુન્યાની બધી ખુબીઓ તમારા પગ નીચે છે, ૫રી આમ રંજ અને દીલગીરી કરવાનું કારણુ? નવાબ મેહમુદ હસનખાન જેવો ફાંકડો અમીર માત્ર તમારા માટે માલ મિલકત, પેસા ટકા, વાડી વઝીફા અને ઘરબાર મુકીને ચાલતો થયો, માટે કહો તો ખરા કે બીજો એવો કોણુ છે? જેના સારૂ તમે દુન્યાભરના સદમા ઉઠાવી રહ્યાં છો!"

"શુબરાતન" કનીઝા બોલી.

"કયા કહું કુછ કહા નહીં જાતા

એ કહે બી રહા નહીં જાતા”

જે મેહમુદ હસનનું તમે હમણા નામ લીધું છે તેજ મેહમુદ હસન! નહીં નહીં! તેજ જુલમી નિર્દય મેહમુદે મને બરબાદ કરી નાખી. જે મેહમુદના પ્યાર ઉપર હું મારી ભવીષ્યની જીંદગીનો આશરો કરીને બેઠી હતી, જેના માટે હું તનમન અને ધન કુરબાન કરવા તૈયાર હતી, તે મેહમુદ! હા, હા, તેજ મેહમુદ મને મુકીને ચાલ્યો ગયો! હાય, તેઓ મારા જેવી બેગુનાહ અબળાને સળગતી ચીતામાં હડસેલો મારી કોણ જાણે કયાં ગયો! હાય હવે શું કરૂં? મેહમુદ પ્યારા મેહમુદ?” કનીઝા આંખોમાંથી આંસુની ધારા પાડતા બોલી “તમે કયાં ગયા? આવો આવો હું તમારા પગે પડું છું, તમોને વીનંતી કરૂં છું, મારો જે કાંઇ અપરાધ થયો હોય તે ખુદાના વાસ્તે માફ કરો. જુઓ હું બંને હાથ જોડી પગે પડી માફી ચાહું છું. વહાલા મેહમુદ! હું ખુદાને વચમાં રાખી સાફ સાફ કહું છું કે બદમાશ મોહમદ એહમદવાલી વાત તદન જુઠી અને બનાવટી છે.”

“બીબી! બેટા!” શુબરાતન ધીરજ આપતાં બોલી “ધીરજ ધરો, સબર કરો, મેહમુદ હસન આવશે અને જરૂર આવશે જો તેઓ પગે પડતાં ન આવે તો મારૂં નામ શુબરાતન નહીં.”

“બસ શુબરાતન બસ!” કનીઝા પ્યારાના આવેશમાં બોલી “મારા વહાલાની શાનમાં એ અદબીના શબ્દ ન કહો, તે મારા પગે શું કરવા પડે? હું પોતે તેના ચરણ ધોઇને પીવા માટે તૈયાર છું. આખી જીંદગી સુધી દાસી બનવા તૈયાર છું. પણ હાય તે કયાં છે! તે તો મારાથી રીસાયો છે. પણ મેહમુદ જો તમારે જવુંજ

હતું તો ઠામ ઠેકાણું તો બતાવ્યું હોત, હું તમોને શોધી કાઢત. પગે પડીને મનાવી લાવત. હાય મેહમુદ ! હાય મેહમુદ !

દિલે પુર હઝતિરાબ ને મારા
ઇસી ખાના ખરાબ ને મારા
જાન બચતે નઝર નહી આતી
અબ નિગાહે ઇતાબને મારા
દિલ લગાવટ ને કરદીયા બિસ્મિલ
ઓર ફિર ઇજતિનાબ ને મારા
વસ્લ દેખા અગર વિસાલ હુવા
મુઝકો તાઅબીરે ખ્વાબને મારા

શુબરાતન ! મારી દુઃખ દરદની ભાગીયણ શુબરાતન ! નવાબ સાહેબ હવે નહીં આવે, માટે તું મારૂં એક કામ કરી આપ, અને મારી છેવટની દોઆલે."

"બેટા ! તમારા માટે મારી જાન હાજર છે" શુબરાતન છાતી પર હાથ મુકી બોલી "તમે કહો તો નવાબ સાહેબની શોધમાં આખી દુન્યા ફરી વળું."

"નહીં નહીં ફરવાની જરૂર નથી પણ" કનીઝાએ કહ્યું "એક બીજુંજ કામછે. હુ સારી પેઠે જાણું છું કે આપઘાત કરવું ખરાબ કામછે. પણ હવે મારામાં જુદાઇની ધીરજ નથી. માટે તું મહેરબાની કરી મને બજારમાથી સોમલની પડીકી લાવી આપ. દરરોજના દુઃખથી એક વખતે મરી જવું સારૂં કામ છે માટે ભલી શુબરાતન જા અને મારૂં આટલું કામ........

કનીઝા અહીં સુધી કેહવા પામી હતી કે બહારથી સાદ સંભળાગો જે સાંભળી શુબરાતન બહાર ગઇ અને જોયું તો મોહમ્મદ એહમદ ઉભો હતો. શુબરાતનને જોઇ મોહમ્મદ એહમદ બોલ્યો.

"બી શુબરાતન! લગાર તમારી બીબીને જઇને ખબર આપો કે મોહમ્મદ એહમદ આવ્યો છે, અને તે કહે છે કે મેહમુદ હસન તો જહન્નમ વાસિલ થઇ ગયો. હવે મેદાન ખાલી છે અને હું લગ્ન કરવા માટે તૈયાર છું."

આ સાંભળી શુબરાતને અંદર જઇ કનીઝાને મોહમ્મદ એહમદના આવવાની ખબર આપી. કનીઝા આ સાંભળતાંજ પોકારી ઉઠી.

"શુબરાતન તરતજ તેને મારા કમ્પાઉન્ડમાંથી બહાર કાઢી મુક અને કહી દે કે હું તેનાથી મળવા ચાહતી નથી. તેના લીધેજ મારા ઉપર મુસીબતોનો પહાડ તુટી પડયો છે અને તે બેશરમ બની મારી પાસે શા માટે આવ્યો હશે?"

કનીઝાનો આ જવાબ મોહમ્મદ એહમદે બહાર ઉભા રહીને સાંભળ્યો અને તેના જવાબમાં બહારથીજ કહ્યું.

આપ આતી ભી નહીં મુજ કો બુલાતી ભી નહીં
બાઅસે તર્કે મુલાકાત બતાતી ભી નહીં
ખુબ પરદા હે કે ચિલમન સે લગે બયઠો હો
સાફ છુપતી ભી નહીં સામને આતી ભી નહીં"

કનીઝાએ આ સાંભળતાંજ શુબરાતનને પોકારીને કહ્યું.

"શુબરાતન અબઘડી મારા કમ્પાઉન્ડમાંથી એ બદમાશને કાઢી મુક નહીં તો ફરી પોલીસને બોલાવવો પડશે."

શુબરાતને બહાર આવી મોહમ્મદ એહમદને ખુબ ગાળો આપી ધમકાવ્યો તેથી તે બડબડાટ કરતો ચાલ્યો ગયો.

શુબરાતને ફરી કનીઝાને સારી પેઠે સમજાવી આપઘાતના વિચારથી રોકી લીધી. એમ કરતાં ચાર પાંચ માસનો ગાળો પસાર થઇ ગયો પણ મેહમુદહસનનો કયાંયે પતો લાગ્યો નહીં. કોઇ કોઇ વખતે ઉર્દુ પેપરો જોતાં તેમની સ્થીતીની ખબર મળતી હતી પરંતુ તેઓનું ચોકસ ઠેકાણું શું છે તે જણાતું નહોતું. એક દીવસે કનીઝા પોતાના વ્હાલાની યાદમાં બેઠી હતી એટલામાં શુબરાતને આવીને ખબર આપી.

"બીબી! એક પાલખી આવી છે અને તેની સાથે ઘણા સીપાઇઓ છે!"

"જુઓ કોણ છે?"

શુબરાતને બહાર આવીને જોયું અને ફરી અંદર આવીને કહ્યું.

"બીબી! બીબી! મેહમુદ હસનખાનની મા શમસુનનીસા બેગમ આવ્યાં છે"

આ સાંભળતાંજ કનીઝા બંગલાની બહાર નીકળી આવી અને પરદાનો પુરેપુરો બંદોબસ્ત કરાવી બેગમ સાહેબને પાલખી-માંથી ઉતારી ડ્રોઇંગ રૂમમાં લઇ જઇને બેસાડયાં કનીઝે ફાતમાની ડ્રોઇંગ રૂમ ઉંચી જાતની ફરનીચરથી એવી સરસ શણગારી હતી કે બેગમ સાહેબ જોતાંજ મનમાં બોલી ઉઠયાં" એક સાધારણ નાટકવાળી પણ અમીરો જેવા મકાનમાં રહે છે."

કનીઝા બેગમસાહેબના સામી હાથ જોડીને ઉભી રહી અને બોલી.

"વો આયે ઘર મેં હમારે ખુદાકી કુદરત હૈ
કભી હમ ઉનકો કભી અપને ઘરકો દેખતે હૈં

બેગમ સાહેબે કનીઝાને પાસેની ખુરશી ઉપર બેસાડતા કહ્યું. "કેમ કનીઝા બેગમ ! ક્યાં સુધી અમારી હાલત ઉપર દયા નહી ખાવ?"

"હુઝુર હું કાંઇ ન સમજી."

"મારા મેહમુદને ક્યાં સુધી ઘરમાં નહીં આવવા દેશો ? કહો તમોએ તેને શું કર્યું છે ?"

"બેગમ સાહેબ, મેં તો નવાબ સાહેબને લગભગ બે વરસથી જોયા પણ નથી અને આપ અત્યારે મારાથી એવો સવાલ કેમ કરો છો ?"

"એવો સવાલ કેમ ન કરૂં ? શું તે તમારા ઉપર આશક નથી ?"

"ઇશ્કની હકીકત તો હું જાણતી નથી પરંતુ તેઓએ મારી પાસે લગ્નની માગણી કરી હતી અને મેં તે સ્વીકારી લીધી હતી. પરંતુ ફરી હું મુંબઇ ચાલી ગઇ અને બીજા પણ કેટલાક એવા સંજોગો બની ગયા કે જેથી લગ્નનો ઇકરાર તુટી ગયો. હવે હું જાણતી નથી કે તેઓ ક્યાં છે !"

"જુઓ આ તેમનો મહીસુરથી લખેલો છેલ્લો કાગળ છે, તે વાંચો." બેગમ સાહેબે કનીઝાને મેહમુદ હસનનો કાગળ આપ્યો જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.



"જ્યાં સુધી કનીઝે ફાતમા મારાથી લગ્ન કરવાને રાજી નહીં થાય ત્યાં સુધી હું દેશમાં પાછો નહીં ફરૂં. જો કે મને અત્યાર સુધી કનીઝાનું લગ્ન થયું છે કે નહી તેની ખબર નથી તો પણ હું તો કનીઝાનો સાચો અને વફાદાર આશક હોવાથી તેનીજ આશા ઉપર બેઠો છું. જો તેણીનું લગ્ન ન થયું હોય અને તેણી મને બોલાવે તો હું તરતજ આવવા તૈયાર છઉં જો તે નહીં બોલાવે તો આખી જીંદગી ભટકવામાં ગુજારી દઇશ. કનીઝા સિવાય જગતમાં બીજી કોઇ સ્ત્રી સાથે હું કદીએ લગન કરીશ નહી."

"જોયું કનીઝા?" બેગમ સાહેબ બોલ્યાં "હવે ખુદાના વાસ્તે મારી હાલત ઉપર રહેમ કરી મારા ઉજડ થએલા ઘરને આબાદ કરો. જુઓ, હું હમેશાં માંદી રહું છું અને કબરમાં જવાની તૈયારીમાં છું તેવા વખતે એકના એક આંખના તારાની જુદાઇ ક્યાં સુધી સહું? માટે રહેમ કરો."

"પણ આપ એક નાટકમાં નાચનારીની સાથે આપના દીકરાનું લગન કેવી રીતે કરશો?" કનીઝાએ પુછયું.

"હું કરીશ અને જરૂર કરીશ" બેગમ સાહેબે કહ્યું "તમને નાચનારી કોણ કહે? તમે તો ખ્વાજા બકાઉલ્લાખાનની દીકરી અને મારા માથાના તાજની પેઠે છો. જો મેં પહેલાંથીજ મુર્ખાઇ ન કરી હોત તો દીકરાની જુદાઇ સેહવી પડત નહીં. પણ મેં મારી મુર્ખાઇની સજા ભોગવી લીધી, હવે ખુદાની ખાતર મારી વહુ બનવાને હા કહી મારા બરબાદ થએલા ઘરને આબાદ કરો."

કનીઝા આ સાંભળી હર્ષથી ઘેલી બની ગઇ અને બેગમ

સાહેબના દેખતાંજ મેહમુદહસનને મહીસુરના ઠેકાણે નીચલો તાર કર્યો.

" આજે તમારી અમ્માજાનથી મુલાકાત થતાં તેઓ રાજી થઇ ગયાં છે માટે જેમ અને તેમ જલદી આવો."

બેગમ સાહેબ કનીઝાને દોઆઓ દેતાં પોતાને ઘેર ગયાં. ચાર દીવસ સુધી ઉપલા તારનો જવાબ ન આવ્યો પણ પાંચમાં દીવસે ભારે ઇંતેઝારની વચ્ચે મેહમુદ હસન કાનપુરના સ્ટેશન ઉપર ગાડી· માંથી ઊતર્યા અને સીધા કનીઝાના બંગલા ઉપર ગયા મેહમુદહસનની પધરામણીથી કનીઝાને અને કનીઝા મળવાથી મેહમુદહસનને કેટલી બધી ખુશી થઇ હશે તે વાંચકો પોતેજ સારી પેઠે સમજી શકે છે, તેથી વધુ લંબાણુ ન કરતાં આ મુલાકાતને ટુંકમાંજ પુરી કરવામાં આવ છે. બંને આશક માશુકની મુલાકાત થતાં બંનેની આંખોમાંથી ખુશીનાં આંસુઓ જારી હતાં. જ્યારે લગાર તબીયત ઉપરથી ભાર ઓછો થયો ત્યારે મેહમુદહસને પુછ્યું.

" કહો હવે તે દીવસ કયારે આવશે કે જે દીવસે હુ મારી અંતઃકરણની આશા પુરી કરીશ !"

'જયારે આપની અમ્મા હુકમ આપે ત્યારે હું તો તૈયાર છુ.'

કનીઝા બોલી " પરંતુ મારૂં લગ્ન સિકંદર બાનુના ઘરમાં થશે કેમકે હું તેમનાથી વાયદો કરી ચુકી છું. "

" બેશક એમજ થવું જોઇએ કેમકે તેમના કરતાં વધારે બીજો કોઇનો હક નથી, અને મને પણ મારા દિલથી આ વાત પસંદ છે."

આ વાતચીત કરી મેહમુદ હસન પોતાને ઘેર ગયા અને કનીઝે ફાતમા બંગલો ખાલી કરી સિકંદર બાનુને ત્યાં ચાલી ગઇ. બંગલાનો તમામ સામાન તથા ગાડી ઘોડો વીગેરે મેહમુદ હસન ખાનને ત્યાં મોકલી દીધો. મેહમુદ હસનખાન કનીઝાને ત્યાંથી પોતાને ઘેર ગયા અને પોતાની માના પગે પડી થએલી ભુલોની માફી માગી જે શમસુનન્નીસા બેગમે હર્ષાશ્રુ પાડતાં દીકરાને ગલે લગાવીને આપી.

# કનીઝે ફાતમાનું લગ્ન.
# અને
# સુખી જીંદગી.

મેહમુદહસનખાનના આવતાંજ શમસુનનીસા બેગમનું બરબાદ થએલું ઘર આબાદ થઇ ગયું. બંને બાજુથી લગનની ધામધુમ શરૂ થઇ ગઇ. મેહમુદહસનને ત્યાં લગનની જે ધામધુમ અને સામાનની તૈયારી કરવામાં આવે તે કાંઇ તારીફને લાયક ગણાય નહીં કેમકે શમસુન્નીસા બેગમની મીલકતના તે એકલાજ વારસ હતા તેથી જે કાંઇ ખરચ કરવામાં આવે તે થોડું ગણાય પણ કનીઝે ફાતમાના માટે સિકન્દર બાનુના પિતા રાજા મુનવ્વર અલીખાન જે કાંઇ ખરચ કરી રહ્યા હતા તે ખરેખર તારીફને લાયક હતું. રાજા સાહેબે એક માસની મુદતમાં લગનનો બધો સરસામાન તૈયાર કરી લીધો અને લગનના પંદર દીવસ પેહેલાંથી ઢોલ તાંસા તથા વાજા વગડાવવા શરૂ કર્યાં. હજારો માણસો માત્ર લગનની ધામધુમ જોવા માટે આવતા હતા અને ફળફળાદી તથા ખાણાપીણાના સામાનના સેંકડો ગાડાં શહેરમાં આવી સામાન ખાલી કરી પાછા જતા હતાં. ચારે બાજુએ ખુશી ખુશાલીના દેખાવો નજરે પડતા હતા. મેહમાનોના માટે રાજા સાહેબે અનેક ઉતારોનો બંદોબસ્ત કર્યો હતો તો પણ તે ઉતારો પુરતાં ન થવાથી છેવટે કેટલાક તંબુઓ ઉભા કરવા પડયા. શહેરના તથા આસપા-

સના શહેરોમાંના સેંકડો મેહમાનો પોતાના ભપકાબંધ પોશાકોમાં સજ થઇ માંડવામાં બેસતા હતા જ્યાં એક બાજુએ ઉમદા નાચનારીઓના નાચ થઇ રહ્યા હતા તો બીજી બાજુએ મીસીસ ચીમેનની નાટક કંપની પોતાના ખેલ કરી રહી હતી. હીંદુસ્તાનના નામાંક્તિ ભાંડ ભવાયાઓને પણ બોલાવ્યા હતા જેમની વાતો સાંભળી સઘળા લોકો હસતા હસતા લોટપોટ થઇ જતા હતા.

મહેલની અંદર બૈરાંઓમાં પણ બહારની પેઠેજ રંગરાગ જામી રહ્યો હતો. સિકન્દર બાનુ અને તેની સાથે ભણનારી સેંકડો બાળાઓ રંગબેરંગી રેશમી અને અતલસના પોશાકોમાં સજજ થઇ મેહમાનોની ખાતર બરદાશમાં મશગુલ બની રહી હતી છેવટે કનીઝાના લગનનો મુબારક દીવસ આવી પોહોંચ્યો. રાતના આઠ વાગે દારૂખાખાનાના ગોળા અને બંદુકોના અવાજોથી જણાયું કે વરઘોડો આવે છે. વરઘોડામાં કાળા અને ગોરા પાયદળનું અને સવારોનું લશ્કર આગળ આગળ ચાલતું હતું સેંકડો ફુલોની વાડીઓ આસપાસ ગોઠવીને વરઘોડાને બગીચાના રૂપમાં ફેરવી નાંખ્યો હતો. દેશી અને અંગ્રેજી બેન્ડો પોતાના સુંદર સરોદોથી વરઘોડાની મહત્વતા જાહેર કરી રહ્યા હતા. સેંકડો ઘોડાઓ ઉપર અમીર ઉમરાવોના છોકરાઓ સાબેલા બની મેહમુદ હસનના સોનેરી ઝુલવાળા હાથીને ઘેરી ચાલતા હતા. આવી રીતે દોર દમામની સાથે વરઘોડો રાજા મુનવ્વરઅલીખાનના મેહેલની પાસે આવ્યો જ્યાં રાજા મુનવ્વર અલીખાને વરરાજાને આવકાર આપી પ્રથમથી તૈયાર કરેલા માંડવામાં વરરાજા તથા બધા જાનઇયાઓને બેસાડ્યા. મુસલમાનોના માટે જાતજાતના પકવાનો તૈયાર હતાં હીંદુઓ માટે તરેહવાર મીઠાઇઓ ગોઠવી હતી,

અંગ્રેજ અને બીજાઓ માટે ડીનરનો બંદોબસ્ત કર્યો હતો.

લગભગ રાતના એક વાગે મોલવી હાજી મોહમ્મદહુસેન સાહેબે એક લાખ સોના મોહોરની મેહેર બાંધી નીકાહ પઢાવ્યો. રાજા સાહેબે જહેઝનો પુરેપુરો ડબલ સરસામાન અને ચાંદીના વાસણો આપ્યાં જે જોઇ મેહમાનોના મુખમાંથી વાહવાહના ઉદગારો નીકળી રહ્યા હતા. નિકાહ થયા બાદ વરરાજાને મેહેલમાં તેડ્યા જ્યાં કેટલીક રસમો અદા થયા બાદ બધાઓએ મળી ( વર કન્યા ) દુલ્હા દુલ્હનને આશીર્વાદ આપ્યા. તે વખતે કનીઝા પોતાની ભલી મીસ શીલન અને મીસીસ ચીમેનને ભુલી નહોતી અને મીશનની બાળાઓને પણ ભુલી નહોતી. કન્યાની વિદાયગીરી વખતે મીશનની બધી છોકરીઓએ ખ્રીસ્તી રીવાજ પ્રમાણે દુલ્હા દુલ્હનની સલામતીના ગાયન ગાઇ આશીર્વાદ આપ્યા. કનીઝાને પોતાની સાહેલીઓ તરફથી અનેક ભેટ સોગાદો મળી હતી પણ સઉથી વધારે યાદ રાખવા લાયક ભેટોમાં મીસીસ ચીમેન તરફથી મળેલી વીંટી હતી.

સવાર થતાં પહેલાં કનીઝે ફાતમાને વિદાય કરવામાં આવી જે વખતે સિકન્દર બાનુ અને બીજી સાહેલીઓ કનીઝાને ગળે વળગી સારી પેઠે રડી પડી. કનીઝા રાજા સાહેબ તથા રાણી સાહેબને અદબની સાથે સલામ કરી પાલખીમાં સવાર થઇ ગઇ અને ધામધુમની સાથે પોતાના સસરા અથવા પોતાને ઘેર આવી. હુસ્નુન્નીસા બેગમને દીકરાના લગ્નની કેટલી બધી ખુશી થઇ હતી તે કાંઇ લખી શકતા નથી. તેઓ પોતાની વ્હાલી વહુની ઘડી ઘડી બલાયો લઇ સોના મોહોરો અને સોના રૂપાના ફુલો નીછાવર કરી રહ્યાં હતાં.

કનીઝે ફાતમા સાસરામાં હશીખુશી અને પ્યારથી રેહવા લાગી. લગનના એક માસ પછી તેણીએ મેહમુદ હસનને કહ્યું.

" મેં આપને હજુ સુધી આ વાત કહી નથી કે એલાયન્સ બેંકમાં મારા એકવીસ હજાર રૂપીયા જમે પડયા છે. અગર આપ રજા આપો તો હું તે રૂપીયા અબ્બાજાન તથા મુનશી હુસેન એહમદ સાહેબની કબરો ઉપર મકબરા બાંધવા માટે મોકલી આપું. "

"મોહટી ખુશીની સાથે" મેહમુદ હસને જવાબ આપ્યો." મારી પાસે પણ મારા ખાનગી રૂપીયા છે તે પણ આ નેક કામમાં શામેલ કરી આલીશાન મકબરા બનાવવાનો બંદોબસ્ત કરો."

"ઓહ હું આપનો કેટલો બધો આભાર માનું!" કનીઝાએ કહ્યું " બેશક અબ્બાજાન અને મરહુમ મુનશી સાહેબની રૂહો આપની ઉદારતાથી ઘણીજ ખુશી થશે."

થોડા દીવસ પછી મેહમુદ હસનખાન પોતાની અંમાની રજા લઇ કેટલાક નોકરોની સાથે ફયઝાબાદ અને સફીપુર રવાના થયા. જ્યાં પોંહચી તેઓએ કનીઝે ફાતમાના પીતા અને મુનશી હુસેન એહમદની કબરો ઉપર પાકા મકબરા બંધાવ્યા અને દરેક મકબરા ઉપર પાંચ પાંચ હાફિઝે કુરઆન મુકરર કર્યા. મકબરા બંધાઇને તૈયાર થઇ ચુકયા બાદ કનીઝે ફાતમા પોતાના પ્યારા શોહરની સાથે સફીપુર ગઇ અને ત્યાં મુનશી હુસેન એહમદના મકબરાની ઝયારત કરી, પોતાને એક રાત પરોણા તરીકે રાખનાર અહીરનને કરેલા આભારના બદલામાં પાંચસો રૂપીયા ઇનામ આપ્યા અને પોતાને ત્યાં આવવા માટે કહ્યું. સફીપુરથી કનીઝા ફયઝાબાદ ગઇ. જ્યાં તેના

શ્રી અમરસીંહજી પ્રેસ
અમદાવાદ.



લગનના એક વર્ષ પછી ખુદાતઆલાએ કનીઝાને ચાંદ સમાન પુત્ર આપ્યો જે તેણીની ગોદમાં છે........

પીતાના દોસ્તોએ તેને અંતઃકરણ પુર્વક આવકાર આપ્યો. કનીઝા પોતાના પીતાના મકબરા ઉપર જઇ મરહુમ બાપને યાદ કરી ચોધાર આંસુએ રડી તેણીએ સરીપુર તથા ફયઝાબાદમાં સેંકડો રૂપીયા ખેરાત કર્યાં અને થોડા દીવસ પછી કાનપુર આવી.

લગ્નના એક વરસ પછી ખુદાતાલાએ કનીઝાને ચાંદ સમાન પુત્ર આપ્યો જે તેણીની ગોદમાં છે.

શમશુન્નીસાં બેગમ પોતાના પૌત્રને હદથી વધારે ચાહે છે. શુબરાતન મામા પેહલાંની પેઠે કનીઝાની વફાદાર મામા છે. કનીઝા અને મેહમુદ હસન કોઇ કોઇ વખતે ગુજરેલી વાતો યાદ કરી હસે છે અને કોઇ વખતે રડે છે. સિકન્દર બાનુ અને હમીદા બીજે ત્રીજે મળવાને આવે છે. સિકન્દર બાનુંનું પણ લગ્ન થઇ ગયું છે. સિકન્દર બાનુ હજુ સુધી કનીઝાને "ગુલનાર બેહેન" ના નામથીજ બોલાવે છે જે મેહમુદ હસનને બહુજ વ્હાલું લાગે છે. અને કનીઝાની માશી જમીઅતુન્નીસાની જીંદગી કનીઝાના દીકરા મસઉદની સેવા ચાકરીમાં ગુજરે છે.

